

જન્મ · ૬-૧૨-૧૯૦૬]    હરિશ્ચન્દ્ર ભટ્ટ    [અવસાન · ૧૮-૫-૧૯૫૦

સ્કેચ · કે. કે. હેબ્બર

# સ્વપ્નપ્રયાણ

હરિશ્ચંદ્ર ભા. ભટ્ટ

સંપાદક

**ઉમાશંકર જોશી**

ધરતી પર જન્મ્યા માનવ

ધરતીનાજ કેમ નહીં રહ્યે?


એન. એમ. ત્રિપાઠી પ્રા૰ લિમિ૰

પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબાઈ ૨

પહેલી આવૃત્તિ ૧૦૦૦ ઈ. સ. ૧૯૫૯

કૉપીરાઈટ • ગં. સ્વ. હરવિલાસ ભટ્ટ

રૂ. ૪.૫૦

પ્રકાશક · ગં. સ્વ. હરવિલાસ હરિશ્ચન્દ્ર ભટ્ટ ૧૪૬ બી પ્રિન્સેસ સ્ટ્રીટ · મુંબાઈ ૨
મુદ્રક · બચુભાઈ રાવત કુમાર પ્રિન્ટરી ૧૪૫૪ રાયપુર · અમદાવાદ ૧

'સ્વપ્નપ્રયાણ' પ્રકટ કરવાનું સદ્‌ગત હરિશ્ચંદ્રનું સ્વપ્ન સહૃદયોની મમતાથી જ સિદ્ધ થાય છે.

આ કાવ્યસંગ્રહ માટે આમુખ લખી આપવા બદલ હું શ્રી કાકાસાહેબ કાલેલકરની આભારી છું. કાવ્યો પસંદ કરવામાં શ્રી ઉમાશંકર જોશી, શ્રી બચુભાઈ રાવત, શ્રી નિરંજન ભગત તથા શ્રી પિનાકિન્ ઠાકોરે જે મહેનત લીધી છે અને શ્રી ઉમાશંકર જોશીએ ટિપ્પણો અનુપૂર્તિ આદિ તૈયાર કરવામાં જે અથાગ પરિશ્રમ લીધો છે તે બદલ તેમની હું ઋણી છું. કલાકાર શ્રી હેમ્બરે કરી આપેલાં જૅકેટ વગેરેનાં આલેખનો માટે તેમનો પણ આભાર માનું છું.

અને શ્રી વિશ્વકાન્ત ભટ્ટની સ્નેહાળ સહાયથી જ આ સંગ્રહ પ્રગટ થઈ શકે છે; એમની પણ હું ઋણી છું.

**હરવિલાસ હરિશ્ચંદ્ર ભટ્ટ**

સ્વપ્ન પ્રયાણ

હરિશ્ચંદ્ર ભ. ભટ્ટ

ધરતી પર જનમ્યા માનવ
ધરતીનાજ કદી નહીં રહે?

કુમાર કાર્યાલય
રાયપુર
અમદાવાદ

પોતે સંગ્રહની યોજના કરી ત્યારે કર્તાએ સ્વહસ્તે તૈયાર કરી રાખેલું અગ્રપૃષ્ઠ

## આમુખ

જ્યારેજ્યારે શ્રી હરિશ્ચંદ્ર ભટ્ટનું સ્મરણ થાય છે ત્યારેત્યારે મનમાં ભારે ગ્લાનિ થાય છે. આપણા સમાજના એક પ્રતિનિધિ તરીકે જાણે હું પોતે જ બેદરકારીના પ્રતિનિધિ તરીકે ગુનેગાર હોઉં એવું દુઃખ થાય છે. શ્રી હરિશ્ચંદ્ર ભટ્ટે આત્મહત્યા કરી ત્યારે એમની ઉમર કેવળ ચુમ્માળીસ-પિસ્તાળીસ વરસની હશે. એ ઉમરે માણસ આત્મહત્યા કરે ત્યારે કેટલી દારુણ નિરાશા એ અનુભવતો હશે!

દુનિયાભરનાં શાસ્ત્રોએ કહ્યું છે કે આત્મહત્યા એ મહાપાપ છે. જો એ વાત સાચી હોય તો એ પાપ આત્મહત્યા કરનારને ચોંટે છે એના કરતાં એના સમાજને વધારે ચોંટવું જોઈએ, કેમકે એવી આત્મહત્યા માટે ઘણી વાર સમાજરચના અને સમાજનું માનસ જ જવાબદાર હોય છે.

સન ૧૯૨૮ ની આસપાસ જ્યારે ગાંધીજીએ ગૂજરાત વિદ્યાપીઠનો ભાર મને સોંપ્યો ત્યારે શ્રી હરિશ્ચંદ્ર ભટ્ટનો પ્રથમ પરિચય મને થયો. એમણે મને લખ્યું કે ગૂજરાત વિદ્યાપીઠ માટે ચોપડીઓ ખરીદતી વખતે એમની મારફતે જ હું ખરીદું. મેં માન્યું કે કમિશન એજન્ટ તરીકે એમણે મને લખ્યું છે. ગૂજરાત વિદ્યાપીઠનું ઘરાક જો મળી જાય તો આવકની સારી સગવડ થશે એ વિચારે તેઓ પ્રેરાયા હશે. પાછળથી મેં જોયું કે એમના કાગળ પાછળ આવકના વિચાર કરતાં સેવાનો ભાવ વધારે હતો. મારી દેખરેખ તળે ચાલતી ગાંધીજીની રાષ્ટ્રીય સંસ્થાને મદદગાર થવાનો જ એમનો હેતુ હતો. પરદેશથી ચોપડીઓ મંગાવીને વિદ્યાપીઠને પૂરી પાડવી અને એને અંગે પોતાને મળતા બુકસેલર કમિશનનો મોટો ભાગ વિદ્યાપીઠને જ આપવો એ એમની નીયત હતી.

તે પરથી મેં એમને કહ્યું કે વિદ્યાપીઠ રાષ્ટ્રીય સંસ્થા છે. એને આ રીતે મદદ કરવાની એમની લાગણીની હું કદર કરું છું, પણ એ વસ્તુ હું સ્વીકારું નહિ. એમને મળતું વધારે કમિશન પોતાને માટે જ રાખે. વિદ્યાપીઠ માટે સારી સારી ચોપડીઓ સૂચવી હિન્દુસ્તાનમાં ન મળતી ચોપડીઓ પરદેશથી મંગાવી લેવી એ એમની સેવા એ જ મુખ્ય સેવા છે. મારી ઢબે સમજાવતાં મેં એમને કહ્યું કે પોતાના મહેનતાણા-માંથી અમુક હિસ્સો એ વિદ્યાપીઠને આપે તો એનું પુણ્ય એમને મળવાનું નથી. આપણે મધ્યમ વર્ગના ગરીબ લોકો છીએ. નાણાં દ્વારા મદદ કરવાનો આપણો ધર્મ નથી. પ્રત્યક્ષ સેવા દ્વારા જે થઈ શકે તે કરવું.

ત્યાર પછી તો હરિશ્ચંદ્ર ભટ્ટનો પરિચય વધ્યો. જોયું કે એમનું વાચન ઘણું બહોળું છે, અને એ વાચન દ્વારા એમની સંસ્કારિતા અને રસિકતા બંને ઉચ્ચ કોટિની થઈ છે. એક બે વાર એમણે મારી અભિરુચિનો ખ્યાલ રાખી એક બે સરસ કોશો મારે માટે ખરીદી લીધા. એમને ખાતરી હતી કે એ મને ગમશે અને હું લઈશ જ.

જ્યારેજ્યારે હરિશ્ચંદ્રભાઈ મળતા ત્યારેત્યારે તે અનેક નવીજૂની ચોપડીઓ વિષે માહિતી આપતા. એમાંથી ઉત્પન્ન થતી ચર્ચા ઘણી રસપ્રદ નીવડતી. એક વખતે Rilkeની કવિતા લઈ આવ્યા, અને મને કહે, આ ઉચ્ચ કોટિનો કવિ છે; એની કવિતા તમારે જરૂર વાંચવી. એમ કહી એમણે પોતાની ચોપડી મારી પાસે મૂકી દીધી. મને એ ચોપડી ગમી, પણ એનો કેટલોક ભાગ હું સમજી ન શક્યો. મેં એમને કહ્યું કે કવિતા એ મારું ક્ષેત્ર નથી અને પશ્ચિમનું આધુનિક સાહિત્ય સમજવા માટે જે અદ્યતન પૃષ્ઠભૂમિ જરૂરની છે તે પણ મારી પાસે નથી. મુગ્ધભાવે તેઓ મને એ કવિતાનું રહસ્ય સમજાવવા લાગ્યા.

એક વાર મુંબઈમાં મને પોતાને ત્યાં લઈ ગયેલા. નાનું સરખું ઘર; ઘર શું, પહેલે માળે આવેલી બે ઓરડીઓ. એમ જ લાગતું કે ઓરડીઓ ચોપડીઓ માટે છે અને ઘરના લોકો એ ચોપડીઓના મહેમાન છે. એમનાં મા અને પત્ની એ સાંકડી જગ્યામાં એમનો ગૃહસ્થાશ્રમ ચલાવતાં હતાં.



ચોપડીઓ ઘણી હતી એના કરતાં વિવિધ વિષયોની હતી એ તરફ મારું ખાસ ધ્યાન ગયું. એમનું સાહિત્યિક જીવન, એમની ઉચ્ચ અભિરુચિ અને એમનો ધંધો એ બે વચ્ચે મેળ નથી એ વસ્તુ મને હમેશાં ખટકતી. પછી તો એમને પોલિશ કૉન્સ્યુલેટમાં નોકરી મળી. એ કૉન્સ્યુલેટમાં પણ એક વખત તેઓ મને લઈ ગયેલા. પોલંડ વિષેનું એમનું જ્ઞાન આપણને આશ્ચર્ય પમાડે એવું તો હતું જ, પણ જાણે પોતે પોલંડમાં જન્મ લીધો હોય એટલી ઊંડી લાગણી પોલંડનાં સુખ-દુઃખ પ્રત્યે અને ઉત્કર્ષ-અપકર્ષ પ્રત્યે તેઓ ધરાવતા. હરિશ્ચંદ્રભાઈને લીધે જ પોલિશ મહિલા ઉમાદેવી (Wanda Dynowska) સાથે પરિચય થયો. એ બાઈ શરીરે દુર્બળ, ઉમરે આધેડ કરતાં વધારે, પણ દેશભક્તિમાં સળગતી સગડી જેવાં હતાં. હિન્દુસ્તાન અને પોલંડ વચ્ચે મિત્રાચારી વધે અને ભારતની આધ્યાત્મિકતાનો પોલંડને પરિચય થાય એ માટે એમણે ઘણા પ્રયત્નો કર્યા. એમના સાધ્વીજીવનની સુવાસ અનેક પ્રાંતના લોકોએ અનુભવી છે. બીજાં એક બેન હરિશ્ચંદ્રભાઇ મારફતે મળેલાં. એમનું નામ Marila Folk હતું. સંસ્કૃતનાં સારાં વિદ્વાન અને ભારતીય દર્શનશાસ્ત્રનો ઠીકઠીક અભ્યાસ કરેલો.

હરિશ્ચંદ્રભાઈએ એક પ્રકાશક સંસ્થા સાથે સહકાર કરેલો. પણ એમની ઉચ્ચ કળાવૃત્તિ ને લાભહાનિનું અર્થશાસ્ત્ર એનો મેળ ખાય એમ ન હતું.

હરિશ્ચંદ્રભાઈની સાહિત્યિક અભિરુચિ અને એમની વિદ્વત્તાને અનુકૂળ એવાં કામો એમને મળે—સંપાદક તરીકે અથવા ગ્રંથપાલ તરીકે—એવા એકબે પ્રયત્નો મેં કર્યા; મારી કદર કરનાર લોકો આગળ સિફારસ કરી; પણ હું ક્યાં વ્યવહારકુશળ માણસ છું કે મારી સિફારસની વ્યવહારની દુનિયા કદર કરી શકે? જ્યાં જુઓ ત્યાં ડિગ્રી, ડિપ્લોમા અને વ્યાવહારિક કુનેહનું રાજ્ય છે.

સ્વાર્થી દુનિયા કોઈની કદર ન કરે એ હું સમજી શકું છું. કફોડી હાલતમાં પહોંચેલા માણસની પ્રતિકૂળ પરિસ્થિતિનો લાભ ઉઠાવનાર

દુનિયાનું મને આશ્ચર્ય થતું નથી. પણ જાહેરજીવનમાં રસ ધરાવનારા અને ઉચ્ચ આદર્શોને સેવનારા લોકો પણ જ્યારે સંસ્થા ચલાવવા બેસે છે ત્યારે કૌટુંબિક અને સામાજિક માણસાઈના આદર્શો કોરે મૂકી એક કૃત્રિમ તત્ત્વનિષ્ઠાને વળગી રહે છે એનું આશ્ચર્ય અને શોક કેમે કરીને જતાં નથી. એન્જિન ચલાવવાનું કામ જેણે માથે લીધું તે પોતાનાં કુટુંબીઓની સગવડ-અગવડનો ખ્યાલ કર્યા વગર ટ્રેનને વખતસર મુકામે પહોંચાડે, પોતાના જાનને ભોગે પણ કર્તવ્યનું પાલન કરે, એ જ ઉત્તમ આદર્શ તેણે પોતાની આગળ રાખવો જોઈએ એ વિષે શંકા નથી. પણ સંસ્થા જ્યારે સેવક પાસેથી ઉચ્ચમાં ઉચ્ચ અને આકરામાં આકરી તત્ત્વનિષ્ઠાની અપેક્ષા રાખે અને પોતે સેવક માટે બાંધી આપેલી પગાર અને સેવાના નિયમોની બહાર ન જવામાં જાહેર જીવનના સિદ્ધાંતોનું પાલન ગણે ત્યારે માનવતા દબાયેલે અવાજે સવાલ પૂછે છે કે આ બરાબર છે? જેમ વ્યક્તિ આગળ ઉચ્ચ આદર્શ હોય તેમ સંસ્થા આગળ પણ માનવતાનો ઉચ્ચ આદર્શ ન હોવો જોઈએ? સેવક માનવી છે, એનું પણ પોતાનું જીવન હોય છે, સુદૈવ–દુર્દૈવથી એ બનેલું હોય છે, એને પણ જીવવાનો હક હોવો જોઈએ, એ વસ્તુ કેટલાક લોકો કેમ ભૂલી જતા હશે? સ્ત્રીઓ, સેવકો અને સાધુ પુરુષો પોતાની આગળ ઉચ્ચ આદર્શ રાખતા આવ્યા છે. એમની એ તત્ત્વનિષ્ઠાની કદર કરી એમના પ્રત્યે આર્યોચિત વર્તન રાખવાને બદલે લોકો એમને ઉચ્ચ આદર્શની કસોટી ’પર કસતા જાય છે અને એનો લાભ લેતાં સંકોચ કરતા નથી.

અને આપણા સમાજની દુર્દશા એવી છે કે એ ત્રણે વર્ગની કદર કર્યા વગર ચાલી શકે છે. એક સ્ત્રી ગુજરી ગઈ તો બીજી સહેજે મળી શકે છે; એક સમાજસેવક ત્યાગની પરાકાષ્ઠા કરી કષ્ટમય જીવન ગુજારતાં ગુજારતાં મરી જાય તો બીજા સેવકો મળવાના જ; અને સાધુઓની તો સમાજને જાણે પડી જ નથી.



આ સ્થિતિ અમુક પેઢીઓ સુધી ચાલી. સમાજે પતિવ્રતા પત્નીઓનો ભોગ લેવાની પરંપરા અનેક પેઢીઓ સુધી અબાધિત રાખી. સેવકો ગુજરી ગયા પછી એમની કદર કરવી, એમને માટે ચાર સારા શબ્દો બોલવા અને બહુબહુ તો એમના સ્મારકને નામે પોતાને માટે સગવડો ઊભી કરવી એ કળામાં સમાજ પ્રવીણ છે. પણ આવો એકતરફી વ્યાપાર ક્યાં સુધી ચાલી શકે? બીજાના ઉચ્ચ ચારિત્ર્યનો અયોગ્ય લાભ ઉઠાવનાર સમાજનું ચારિત્ર્ય જોતજોતાંમાં ક્ષીણ થાય છે. પછી એને એને લાયક જ સેવકો મળે છે.

ગામડાની ભોળી પ્રજાને ફોલી ખાનાર શાહુકાર વર્ગ અમુક પેઢીઓ સુધી ફાવી શક્યો. શાહુકાર શબ્દનો મૂળ અર્થ સમાજહિતચિંતક સજ્જન અને પ્રામાણિક મનુષ્ય એવો હતો. આજે તો શાહુકાર એટલે ‘વીસ સવાયા ત્રીસ’ જેવો હિસાબ કરી ભોળી પ્રજાને ફોસલાવી ખાતાં કશો સંકોચ ન રાખનાર પ્રજાપીડક જેવો થયો છે. એવા શાહુકારના દીર્ઘ સહવાસથી ગામડાંની પ્રજા પણ ધૂર્ત અને ચારિત્ર્યશૂન્ય થવા લાગી છે. તે એટલે સુધી કે શાહુકાર લોકો ગામડાંની શાહુકારીમાં કસ રહ્યો નથી એમ કહીને શહેરનું જીવન ગાળતા થયા છે.

સંસ્થાઓને અને સરકારોને હવે પહેલાંની પેઠે સરતા અને નિષ્ઠાવાન સેવકો ઓછા મળે છે. નિયમોનું પાલન કરીશું, ડિગ્રી મેળવીશું, સર્ટિફિકેટો રજૂ કરીશું, મળે તેટલો પગાર લઈશું અને ઓછામાં ઓછું કામ કરીશું એવી દાનત રાખનાર લોકોની સંખ્યા વધવા લાગી છે. સારા લોકો આવતા નથી અને કેટલાકને તો આત્મહત્યાનું શરણ લેવું પડે છે, એ આજના સમાજની સ્થિતિ છે.

ઉદ્યોગધંધામાં જ્યાં સુધી ખાનગી માલિક પોતાના નોકરોના અને સાથીઓના ઉદરનિર્વાહની મુરબ્બીની પેઠે ચિંતા કરતા હતા ત્યાં સુધી પ્રાઈવેટ સેક્ટરનો કોઈ દ્વેષ કરતું ન હતું. જ્યારે માલિકો લોભી અને બજારુ થઈ ગયા ત્યારે નોકરોને પણ તકરારી થવું પડ્યું. રકઝક વધી, ને

એમાંથી સમાજસત્તાવાદ અને પબ્લિક સેક્ટર તરફ લોકોનું ધ્યાન ગયું. ત્યાંપણ ચારિત્ર્યનો સવાલ તો આવવાનો જ, અને ચારિત્ર્ય એટલે માણસાઇ.

દરેક સમાજમાં હરેક વ્યક્તિએ પોતાના ગજા જેટલું કામ કરવું જ જોઇએ, આળસુ અને એદી માણસને ખાવાનું ન મળવું જોઇએ, એ ખરું છે; પણ મહેનત કરવાની તૈયારી હોવા છતાં માણસને આખો જન્મારો આજીવિકાની ચિંતામાં રહેવું પડે અને ઉન્નતિ કે વિકાસની આકાંક્ષા ચીમળાઇ જાય એ સામાજિક સ્થિતિ રોગી છે. એ રોગ જ્યારે અસહ્ય થાય છે ત્યારે એમાંથી ગુનાહોની સંખ્યા વધે છે, અને જે લોકો સજ્જન અને સૂક્ષ્મવેદી હોય છે તેમને આત્મહત્યા કરવાનું મન થાય છે. જેટલા લોકો પ્રત્યક્ષ આત્મહત્યા કરે છે એના પ્રમાણમાં આત્મહત્યા કરવાની અણી પર આવીને વિચાર માંડી વાળનાર લોકોની સંખ્યા અનેકગણી હોય છે. એમની એ વિષમ દશા માટે પણ સમાજ જવાબદાર છે.

આત્મહત્યાના કિસ્સાઓ સાંભળી ચાર દિવસ દુ:ખી થવું અને પછી એ બધું ભૂલી જઈ જે ઢબે સમાજ ચાલે છે તે ઢબને માન્ય રાખવી, એ સમાજધર્મ જાણનાર પુરુષનું લક્ષણ નથી.

જો હરિશ્ચંદ્રભાઇએ ચાર છ વરસ ધીરજ રાખી હોત તો સ્વરાજ્યના દિવસોમાં એમની શક્તિ અને ઉમેદને અનુકૂળ એવાં ક્ષેત્રો એમને જરૂર મળ્યાં હોત. પણ એટલી ધીરજ રાખી શકાય એવી સ્થિતિ ન રહી ત્યારે જ તો એમણે આત્મહત્યા કરી.

એમની આત્મહત્યાનું શું કારણ હતું એ આપણે જાણતા નથી. હું તો જરા યે જાણતો નથી. પણ એ આત્મહત્યાથી જે સવાલો ઊભા થયા અને સમાજસ્થિતિનું દર્શન થયું તેનું ચિંતન અહીં કર્યું છે. જેટલા લોકો સાહિત્યસેવા કરે છે, સંસ્કારોનો પ્રચાર કરે છે અને જેટલા લોકો એ પ્રવૃત્તિનો લાભ ઉઠાવે છે એ બધા લોકોએ મળીને વિચાર કરવો જોઇએ કે શું કરવાથી આવા પ્રસંગો ટાળી શકાય? દરેક આત્મહત્યા એ સમાજની નાલાયકી સિદ્ધ કરતો ઠરાવ છે.

કાકા કાલેલકર

# હરિશ્ચંદ્ર ભટ્ટની ભાવનાસૃષ્ટિ

**પ્રિય શ્રી બચુભાઈ રાવત,**

૧૯૩૪ના ચોમાસાની–પચીસ વરસ પહેલાંની એક નાનીઅમસ્તી વાત અત્યારે તમને યાદ હશે? મારા જીવનમાં તો એ એક મોટો બનાવ હતો. એલ્ફિન્સ્ટન કૉલેજની હોસ્ટેલમાં નં. ૧૪ ઉપર આવીને તમે મને જલદી જલદી તૈયાર થવા કહ્યું. એક મિત્રની સાથે ઓળખાણ કરાવવા, કોટમાં કોઇ સ્થળે એમને મુકીને, ત્યાં મને લઇ જવા તમે આવ્યા હતા. આપણા દેશમાં 'ઇન્ટ્રોડકશન'નો–પરિચયનો રીતસરનો વિધિ નથી. એ ભાઇ તમારા ખાસ મિત્ર છે અને કાકાસાહેબ પણ એમને ઓળખે છે એ જાણ્યું, એટલે એ શરમાળ પ્રકૃતિના હશે એટલું જ અનુમાન કરવાનું રહ્યું. પિતીત લાયબ્રેરીમાં પહોચ્યાં ત્યાં મોટા ખંડમાં તમે મને ઓળખાણ કરાવી: આ હરિશ્ચંદ્રભાઇ ભટ્ટ.

સરસ્વતીમંદિરમાં એમની સાથે પરિચય થવો એ એક સુયોગ જ હતો. એ પછીનાં મુંબઈ નિવાસનાં પાંચ વરસ વિદ્યાની દૃષ્ટિએ કાંઇક પણ કસવાળાં બનાવવામાં સૌથી વધુ મદદ કોઈ એક વ્યક્તિ તરફથી મને મળી હોય તો તે હરિશ્ચંદ્રભાઈ તરફથી. યુરોપના સાહિત્ય અંગેની વિવિધ સામગ્રી એમની પાસેથી મળવા માંડી. હું કાંઇક લખું તો એને અંગેના એમના પ્રત્યાઘાતો તે અંતે સાચા નીવડતા જોવા મળે. જોતજોતાંમાં એ મારા 'સાહિત્યકીય અંતરાત્માના રખેવાળ' બની ગયા.

એ પોતે કવિતા લખે છે તે તો મને ઠીકઠીક સમય સુધી જાણવા પણ ન મળ્યું. એટલી એમની સંકોચશીલતા, કહો કે એક જાતની આત્મવિલોપનવૃત્તિ. ૧૯૨૫થી ૧૯૨૮ સુધીની કૃતિઓની હાથપોથી હમણાં

એમને ઘેરથી મળી છે. ફરી, બારેક વરસ પછી, કવિતા શતધારે ફૂટી નીકળી ત્યાં સુધી એમની સાધનાએ અત્યંત વિનમ્ર રૂપ ધારણ કર્યું હતું. બીજા કવિઓ, કલાકારો આદિ સાંસ્કૃતિક કાર્યકરોમાં એ રસ લેતા તે જાણે પોતે જે નથી કરી શકતા--કદાચ (એમને એમ પણ હોય કે) કદી નથી કરી શકવાના–તે એઓ મારફત સિદ્ધ થવાની આશા બંધાતી હોય એથી. પોતે તો કાલબાદેવીની એક પેઢીના 'મહેતાજી', ઉચ્ચ શિક્ષણની તકોથી વંચિત રહેલા. કદાચ પોતાનાં સ્વપ્ન (અને એ સ્વપ્ન પણ કેવાં માતબર) પોતાની ભીતર અધખીડચાં જ મુરઝાઇ જાય તો એમાં દુનિયાને પણ શો દોષ દેવો? એમના એ આરંભના દીર્ઘ સાધનાકાળમાં જગતની કઠોર વાસ્તવિકતાને સ્વીકારતા તેમ છતાં તેને વશ ન થતા આત્માની સત્પિપાસા જોવા મળે છે.

ખરું કહું તો '૩૯માં મુંબઇ છોડયા પછી હું એમને વધુ ઓળખતો થયો. '૪૪માં એક કાગળમાં એ લખે છે:

"હું કલ્પનામાં જીવ્યો નથી...મને જીવનનો સીધો પારચય મારા પિતાની લાંબી માંદગીથી થયો છે...મૅટ્રિક પાસ થઈ ને બનારસ હિંદુ યુનિવર્સિટીમાં જવાનું નક્કી કરેલું હતું. પહેલે વર્ષે હું પાસ ન થયો. બીજે વર્ષે ઠીક ચાલતું હતું.

...એમની માંદગીમાં એમની સાથે નોકરીએ જતો અને એમનું કામ કરવા લાગતો.

...એમના મરણને પંદરમે દિવસે મૅટ્રિકમાં બીજે વર્ષે પરીક્ષા આપી–અને પરીક્ષકોએ મને કૉલેજની દીવાલ બતાવવા પૂરતો વાસના-મોક્ષ કરાવ્યો.

મેં થોડીક પંક્તિઓ લખી છે. જૂની છે.—

તારી ધરતીમાં ડુંગરડો નહિ,
દવ શેણે લાગ્યો?
મારી ધરતીનાં ખારાં નીર,
હૈયે શોષ લાગ્યો.



તારે દૂરને મારગ નહિ જાવું,
શ્રમ શેણુ લાગ્યો?
મારી ધરતીમાં મૃગજળનીર,
હૈયે શોષ લાગ્યો.

ઓરપાડની પશ્ચિમે ચાર ગાઉ દરિયાકાંઠો છે. વચ્ચે ખાડી છે. ઉનાળામાં સૂકા અને લાંબા વિસ્તારમાં આછાં પાણીમાં ઝાડવાં દેખાય છે. સરસ લાગે છે, પણ એ મૃગજળ છે. જ્યારે ગામને બીજે પાદરે ગુજરાતમાં સારામાં સારો કપાસ આપતી સમૃદ્ધ કાળી જમીન છે. એકંદરે આ પ્રદેશ ખારપાટ ગણાય છે. આંબાને માટે અનુકૂળ જમીન નથી. ચિરપિપાસુની આ ભૂમિ હશે." (૧૭–૧૧–'૪૪)

ઓરપાડ પાસે 'સેના' નદી છે. સેનાને કાંઠે 'સેન' કાંઠાનો–પૅરિસનો જીવ ભૂલો પડ્યો ન હોય! યુરોપનાં સમૃદ્ધ સાહિત્ય અને કળાનાં અમૃત રાત ને દિવસ ખોબલે પીતાં એ થાકયો નથી! અને જ્ઞાનની તૃષા કોઇની પૂરી શમી છે!

"...મને તો એ લેખક ગમ્યો છે. કદાચ તમે કહેશો કે–કયો લેખક તમને નથી ગમ્યો? પણ એવું નથી એ તમે જાણો છો. એક વિવેચકે પીએર લુઇસને The purest Hellenist of our generation કહ્યો છે." (૨૪–૧૧–'૩૯)

"Hopkins, Yeats તથા ચાર અર્વાચીન youngsters (Spender, Auden, વ.) વિષે એક ઘણું સરસ વિવેચનપુસ્તક હાથમાં આવ્યું છે. તમારે વાંચવું પડશે." (૧૬–૯–'૪૧)

"Rilkeના Letters to a young Poet હાથમાં આવ્યા છે, તે વાંચીને તમને મોકલીશ....Michelangelo અને Sappho તમને મોકલવાં રહ્યાં છે તે મારા ખ્યાલ બહાર નથી." (૧–૧–'૪૨)

હોલ્ડરલિનને પોતે નવો ઝડપ્યો છે તેનો ઉલ્લાસ એક પત્રમાં ઊછળે છે:

"Later Poemsમાં Rilkeનું એક કાવ્ય Holderlinને સંબોધીને લખેલું છે, એનાં [હૉલ્ડરલિનનાં] કાવ્યોનો અનુવાદ અંગ્રેજીમાં મળે છે. That is હ.'s new find. ઇંગ્લાંડ ઑર્ડર મૂકું છું. આવે ત્યારે.

આધુનિક ગ્રીક કવિ Kostes Palamasનાં કાવ્યો વિષે ઘણા વખતથી જાણું છું. પણ હવે તો એનોય વારો આવી ગયો છે.

જગતભરના સારા કવિઓ અંગ્રેજી અનુવાદમાં મળતાં હોય તે વસાવવા–ધીમે ધીમે. એમાં મોટો ખરચો નથી." (૩૧–૧–'૪૨)

મેં નિત્શેનું 'ધ બર્થ ઑફ ટ્રૅજેડી' મંગાવ્યું, તેના અનુસંધાનમાં (મુંબઈ, ૩૦ એપ્રિલ '૪૪ની છાપવાળા) કાર્ડમાં લખે છે: "Tragedy અંગે Tragic sense of life નામનું સ્પેનિશ લેખક Unamunoનું પુસ્તક આ વિષય પરત્વે જોઈ જવા જેવું છે...Romanticismને માટે Mario Prazનું Romantic Agony."

પત્રવ્યવહારથી જાણવા પામે કે કાંઈક લખવાનું હું વિચારું છું તો તરત સૂચનાઓ—સૂચનાઓ માત્ર નહિ, પુસ્તકો પણ આવી પહોંચે.

"મેં તમારે માટે પુશ્કિનનું omnibus મંગાવ્યું છે. વખત મળે તો તમે બ્રાઉનિંગનું Ring and the Book, ચોસરનું Canterbury Tales અને આ પુશ્કિનનું યુજેન ઓનેજીન એ ત્રણે વાંચી જશો જ. આપણે કાંઈ અનુકરણ કરવું નથી. પણ એમાં જે લાંબા કાવ્યપ્રવાહમાં વાર્તા–કથાનક ગૂંથ્યાં છે તે જોવાનાં છે.

મારાં આ સૂચનો 'પાવાગઢ' માટે છે. એમાં તો તમે લોકગીતના ઢાળો પણ ઉમેરી શકો. આખ્યાનો માટે—આને આખ્યાન જ કહેશું?—આ ઢબ લેવાની છે, નહિ કે બલ્લુકાકા જે રીતે શામળનો પુનરુદ્ધાર કરવા માગે છે તે." (૨૪–૧૧–'૩૯)

"Poet in the making કવિનું ઘડતર (?) એ કાવ્ય લખો તે પહેલાં મીડલટન મરીનું Keats and Shakespeare (?) અવશ્ય વાંચશો. અને બોદલેરના Letters to his mother મંગાવ્યા છે



તે આવી જશે એટલે વાંચવા મોકલીશ. Meditations on the life of Baudelaire એ Charles du Boisનો નિબંધ પણ તમારે વાંચવો જોઈએ (એટલે કે મારે તમને મોકલવો જોઇએ, પણ ઓરપાડ છે)." (૧–૧૦–'૪૨)

સામેથી ઉઘરાણી પણ કેવી કરે છે! "I couldn't yet get your impressions about Rilke." (૧૭–૫–'૪૧) અને રિલ્કેની મારી ઉપર પડેલી છાપ જાણવાથી પતી જતું હોત તો પણ ઠીક. થોડા મહિના રહીને, મારે અંગે કાગળનો ઉપયોગ થવાનો હતો તે માંડી વાળવા કહ્યું ત્યારે શરત મૂકે છે: "...અને બીજું, રિલ્કે વિષે ૧૦૦–૧૧૨ પાનાંનું brochure (ઉતાવળ નથી) તૈયાર કરી આપો. તમારા માટે વાપરવાના કાગળો એને માટે વાપરીશું. પણ આ કામ કરવાનું છે. તમારી ના હું સ્વીકારવાનો નથી." (૧૬–૧–'૪૨) કેટલાં વરસ પહેલાં ગુજરાતીમાં રિલ્કે આપવા એ ઝંખે છે!

પ્રિન્સેસ સ્ટ્રીટ પડખેના એમના બે ઓરડીના નિવાસમાં પુસ્તકોનો મુકામ હતો કે કુટુમ્બનો, એ જ સવાલ છે. આપણે મિત્રો આરબ અને ઊંટની–ધીમે ધીમે ઊંટે આરબને ખસેડીને તંબુ બહાર કાઢ્યો તેની–વાત એમની આગળ સંભારતા. પણ કેટલા મિત્રોનું–સાહિત્યસેવીઓ અને કલાકારોનું એ તીર્થસ્થાન હતું! એક વાર સ્વતંત્ર ચેકોસ્લોવાકિયાના વિદ્વાન રાજ્યદૂત ડૉ. ઑગેન્થેલર જેવા પણ આ નિવાસમાં આવી ગયેલા.

એક વાર મારાથી કાગળમાં પુસ્તકોને અંગે શોખ કે એવું કાંઈ કહેવાઈ ગયું હોવું જોઇએ. તરત સણસણતો જવાબ આવ્યો'તો. પસંદગીના એકએક પુસ્તક પાછળ કેવી મધુસંચયદૃષ્ટિ હતી–લોકસંગ્રહનો ખ્યાલ હતો, તે એમાંથી પ્રતીત થાય છે:

"પુસ્તકો એ Book-loverનો શોખ નથી...તમે—માંથી જે બળ મેળવો છો તે આ થોડા કવિઓમાંથી સંસ્કૃતના જ્ઞાનને અભાવે

મારે લેવાનું થાય છે. એ છે પણ ઓછા. એમાં શેલી નથી. Keats, Rilke, Verhaeren, Brezina અને થોડાંક સુંદર વિવેચનો.

...આ પુસ્તકો મને ક્યારે કઈ રીતે ઉપયોગ કરવા જોઇએ છે તેનો દાખલો આપું છું. ચુંકીંગના પોલિશ એમ્બેસેડર અહીં આવેલા. રોટરી કલબની goodwill committee તરફથી એમને જમવા નોતરેલા. એમને માટે નાનું ભાષણ તૈયાર કરવાનું ડૉ. બાનાસિન્સ્કીએ કહ્યું હતું. એમાં મેં ચીનની સંસ્કૃતિ અને ફિલસૂફીનો નિર્દેશ કરેલો. It was a surprise for him. ડૉ. બાનાસિન્સ્કીએ આમ યોગ્ય રીતે એમની આગળ રજૂ કર્યો. મારાં પુસ્તકોમાં ચીન વિષે થોડાં પુસ્તકો ન હોત તો હું આવી રજૂઆત ન કરી શકત, અને રાતને વખતે હું લાયબ્રેરીમાં લેવા જાત? પુસ્તકો વસાવવાની જરૂરિયાત પશ્ચિમમાંથી આ જમાનામાં આવી છે. જે થોડા સંસ્કારી યુરોપિયનોના પરિચયમાં આવ્યો છું એ દરેકને પોતાનો પુસ્તકસંગ્રહ છે. કોઇને ત્રણ હજાર પુસ્તકોનો તો ડૉ. ઓગેન્થેલર જેવાનો બાર હજાર પુસ્તકનો. એ બધા જ માત્ર પુસ્તકપ્રેમી? Book-lovers? આપણે કપડાં રાખીએ છીએ, અનાજ ભરીએ છીએ, તેમ પુસ્તકો રાખતાં પણ શીખવું નહિ જોઇએ? તમે મારું કહેવાનું સમજ્યા નહિ. પરાધીન હિન્દ ક્યારે પણ સ્વતંત્ર થાય તેને મારા જેવાનો નાનો સંગ્રહ ઘણો કામ આવશે. ઉપેન્દ્ર પંડ્યાને ગ્રીક સંસ્કૃતિ વિષે—'પિરામિડની છાયા'ની જેમ—પુસ્તક તૈયાર કરવાનું મુનશીએ સોંપ્યું છે...એમને ઉપયોગમાં આવે એવાં ઘણાં પુસ્તકો આપી શક્યો છું. અહીં જાન્યુઆરીમાં એક સુંદર પ્રદર્શન થવાનું છે, International Cultural Exhibition. એ વખતે Souvenir તરીકે પ્રકટ કરવાના પુસ્તકમાં જુદા જુદા દેશોનાં દરેકનાં પાંચેક કાવ્યો આપવાનાં છે. બેલ્જીઅન તથા ચેકોસ્લોવાક કોન્સલને આ પુસ્તકો ઉપયોગી થઇ પડ્યાં. એમને લાગે છે કે અહીં દૂરની જગાએ એકાદ માણસ કંઇક જાગતો હોય એવું લાગે છે.



મિત્રોને eccentricity જણાય છે એ મારી કમનસીબી છે."
(૧૭-૧૧-'૪૪)

આરંભની સાધનાના દસકામાં હરિશ્ચંદ્રભાઇએ પેઢીમાં કામ કરતાં કરતાં યુરોપીય વાઙ્મયનો નિકટનો પરિચય કેળવીને પોતાની જ્ઞાનતૃષા છીપવવા જે પુરુષાર્થ કર્યો તે નોંધપાત્ર છે. એમને માટે વિશ્વવિદ્યાલયના દરવાજા સંજોગવશાત્ ખુલ્લા ન હતા. એમણે નાનકડી ઓરડીમાં વિશ્વવિદ્યાનું આવાહન કર્યું. કીમિયો તો એ થયો કે પોતાની તરસ છીપવવા નીકળેલ પિપાસુ પરબ માંડી બેઠો. યુરોપીય પુસ્તકો વાંચવા અંગે, ઉપરના ઉલ્લેખો પરથી સૂચવાયું હશે તેમ, એમણે મને એમની સાથે ત્રિપગી દોડમાં રાખ્યો હતો. એમની રુચિ ઉત્તમ વસ્તુઓ ઉપર જ જઇને શી રીતે ઠરી હશે, પ્રગટ થતા પશ્ચિમી સાહિત્યના ધોધમાં ભલભલા તણાઇ જાય–સ્વસ્થપણે એ શી રીતે ઉત્કૃષ્ટને જ ઊંચકી લેતા હશે, રિલ્કે આટલાંટિકના બે કિનારે હજી લોકપ્રિય થવાની વાર હતી એ સમયમાં એને આત્મસાત્ કરવા સુધી એ શી રીતે પ્રેરાયા હશે—એ બધા પ્રશ્નો તો મારી આગળ પછીથી ધીરેધીરે પ્રગટ્યા.

દસકા જેટલો સમય લગભગ ઈંધામણમાં ગયો. પછી ફરી એમનામાંના કવિજીવે બુલંદકંઠે ગાવાનું આરંભ્યું. ૧૯૪૩ના સપ્ટેમ્બરની ૧લીએ પોલેન્ડની રાજ્યદૂતકચેરીમાં એ, પિતાએ અને પોતે સેવેલી પેઢીની વિદાય લઇને, જોડાયા. પોલેન્ડ ઉપર આક્રમણ થયાને ચાર વરસ વીતી ચૂક્યાં હતાં. વરસેકમાં તો એ પોતાને પ્રિય એવી પ્રકાશન-પ્રવૃત્તિ તરફ, મિત્રોના આગ્રહે, વળે છે. "જુઓ આ પહેલો જ letter-head તમારે માટે વાપર્યો" (૨૨-૭-'૪૪)–એ શબ્દોવાળા હાથ-કાગળ ઉપર સુંદર રીતે પ્રકાશકસંસ્થાનું જે નામ છાપેલું છે તે હિંદના પ્રાચીન વિશ્વવિદ્યાલયનું હોય તો એમાં નવાઈ શી!—Nalanda Publications. અને તેની નીચે આશયસૂચક શબ્દો છે: For Cultural Synthesis of East and West.

એમના ગ્રંથ-મધપૂડામાં તો વીણી વીણીને, કેટલાંક તો 'મર્યાદિત' આવૃત્તિઓનાં, સુ-મુદ્રિત પુસ્તકો ભેગાં કરેલાં. ગુજરાતી પુસ્તકોનાં મુદ્રણ, ઉઠાવ વગેરે અંગે એમને સારો એવો અણગમો.

"ગુજરાતી સિવાય સાહિત્યનાં પુસ્તકો ડ્રૉઇંગપેપર ઉપર છપાતાં જોયાં નથી—સાંભળ્યું પણ નથી. મને એ રીતે છપાયેલાં પુસ્તકો ગમતાં નથી." (૧–૮–'૪૪)

એમના અરમાન સારાં પુસ્તકોને સારાં છપાયેલાં જોવાના હતા:

"મારી પાસે Tolstoyનું Anna Karenina સુંદર આવૃત્તિમાં છે. કેટલી મહેનતે મેં મેળવ્યું છે? 'સરસ્વતીચંદ્ર' ગુજરાતીમાં મારે એ રીતે પ્રકટ કરાવવો છે. એને ઘરમાંથી બહાર કાઢું તો એની શી સ્થિતિ થાય?" (૧૧–૧૧–'૪૯)

પુસ્તકપ્રકાશન પણ એમનાં સાંસ્કૃતિક સ્વપ્નોમાંનું એક સ્વપ્ન જ હતું; "I have taken to publishing as a creative thing." (૭-૧૧-'૪૪)

વ્યવસાય તરીકે એમાં લાંબો સમય રહેવાનું થયું નહિ. ૧૯૪૯માં શ્રી પરમાનંદ કાપડિયાના તંત્રીપદે નીકળેલા 'યુગદર્શન' માસિકમાં થોડાક મહિના એમણે કામ કર્યું એ જ. તે પહેલાંથી એમની માનસિક સ્થિતિ વણસતી આવતી હતી તેણે પછીના મહિનાઓમાં, વરસોથી પેઢીમાં હતા તેની સાથે સાથે એચ. ઈશ્વર ઍન્ડ કં.ના નામે પરદેશથી પુસ્તકો મંગાવવાની થોડીઘણી પ્રવૃત્તિ જે કરતા હતા તે સિવાય, કશા માટે એમને કાર્યક્ષમ રહેવા દીધા નહિ.

જે સમયે ગ્રેટ બ્રિટનના ટાપુ બહારના યુરોપીય સાહિત્ય તરફ પ્રજા તરીકે આપણું પૂરતું લક્ષ નહતું તે કાળે હરિશ્ચંદ્રભાઈ યુરોપની જુદી જુદી ભાષાના સાહિત્યની ઉત્તમ ચીજોનો નિકટનો પરિચય સાધવા પ્રેરાયા હતા. 'હાઉન્ડ ઍન્ડ હૉર્ન'માં રિલ્કે અને બોદલેરની કવિતા ઉપરના લાંબા નિબંધોમાં બોદલેરના ફ્રેન્ચ ઉતારા હોય ત્યાં



અંગ્રેજી અનુવાદોની ટાઈપ કરેલી કાપલીઓ પણ જોડે ત્યારે એમને સંતોષ થાય. યુરોપીય ભાષાઓ શીખવાની તક પણ એમણે લીધી. પોલિશ સાધિકા શ્રી વાન્ડા ડીનોવ્સ્કા (ઉમાદેવી)ના અને શ્રી મોરિસ ફ્રીડમન (સ્વામી ભારતાનંદ)ના ઘનિષ્ઠ પરિચયમાં એ આવ્યા હતા. સ્લાવ ભાષાઓનો પરિચય વધવો જોઇએ એમ એમને લાગ્યાં કરતું.

"હમણાં હમણાં મેં એક આશા રાખી હતી. સ્લાવ ભાષાઓ શીખી સ્લાવ સંસ્કૃતિનો ઇતિહાસ લખવાની. આજે લાગે છે કે એ 'ધખારા' મારે માટે વ્યર્થ છે." (૧૦–૧૧–'૩૯) પણ પોલિશ ભાષાનો પરિચય તો એમણે પછીથી મેળવ્યો જ.

"યુરોપમાં કેટલાંક તો એવાં સરસ કાવ્યો લખાયાં છે કે તે વાંચવા ખાતર પણ યુરોપની એકબે—વધારે શા માટે નહિ-ભાષાઓ જાણવી જોઇએ. તમારે Dante ઇટાલિયનમાં વાંચવો છે? ઉમાદેવી અહીં છે. એમને ઇટાલિયન આવડે છે. તમે તો મહિનામાં શીખી જશો. એમને સ્પેનિશ, જર્મન, ફ્રેન્ચ, રશિયન પણ આવડે છે. હું નિયમિત પોલિશ શીખું છું. કેટલી સિદ્ધિ મેળવાય છે એ આજે કહી શકાય નહિ. આજે મારા હાથમાં નોટબુક હતી અને ઉમેદભાઇએ જેટલા શબ્દો પૂછ્યા એ બધાનો જવાબ આપી શક્યો! ખરેખર તમે તો જલદી શીખી શકો. પોલિશ કવિ કાસપ્રોવિચ અને ચેક ઓટાકાર બ્રેઝીના વાંચવા માટે એ બંને ભાષા શીખવી જોઈએ. આપણી યુનિવર્સિટીઓ! કશું જ શીખવતી નથી." (૨૭–૪–'૪૧)

પોલીશ રાજદૂતકચેરીમાં જોડાવાના બે દિવસ પહેલાં તો એ સાંસ્કૃતિક સ્વપ્નાં સેવવા મંડી પડ્યા છે:

"લંડનની School of Slavonic Studiesની જેમ અહીં Slavonic Seminary થવાની જરૂર છે. સ્લાવ ભાષા Indo-European group of Languagesમાં સંસ્કૃતને ઘણી મળતી છે. પોલિશ વ્યાકરણમાં સંસ્કૃતની જેમ સાત વિભક્તિ છે, રશિયનમાં પાંચ

વિભક્તિ છે.... કોન્સ્યુલેટમાં કામકાજ બાબતમાં મેં એક memorandum આપ્યું છે. Slavoinc Seminaryનો ઉલ્લેખ કર્યો છે. અને આજે ચેકોસ્લોવાક કોન્સલને આ વાત કરવા માટે ઘરે બોલાવ્યા હતા. એ બન્ને દેશોની ગવર્નમેન્ટને તૈયાર કરી શકીએ પણ આપણી એ સ્વીકારવાની તૈયારી જોઈએ.'' (૩૦-૮-'૪૩)

આપણી ભાષામાં પશ્ચિમના અનુવાદો, મૂળના અંગ્રેજી અનુવાદો ઉપરથી, થાય છે. તે તે યુરોપીય ભાષાના પ્રત્યક્ષ પરિચયને પરિણામે અનુવાદો થાય એ સ્થિતિ સર્જાવી જોઇએ. શ્રી હરિશ્ચંદ્રે પોલિશ શીખીને સમકાલીન કવિ વોઈચેહ બાંકના 'ધ્વનિજાગૃત પીટર' નો અનુવાદ કર્યો.

સ્વાલ પ્રજાઓની એમને આકર્ષતી ખાસિયતો અંગેના ઉદ્‌ગારોમાં એમની સંસ્કારપ્રીતિના સ્વરૂપનો પણ ખ્યાલ મળે છે:

"પોલાંડ અને ચેકોસ્લોવાકિઆ વિષે નવું સાહિત્ય હમણાં વાંચું છું. પોલિશ Romanticism અને ચેક Realism (જે Russian Realismથી જુદું જ છે.) ખૂબ આકર્ષે છે.

Czech realism has absorbed the best of human ideals. જાન કોલારના Daughter of Slavaમાં એણે લખ્યું છે:

When you say Slav,
May it ever mean man."

(૩૦-૮-'૪૩)

એ જ કાગળમાં, તરત પછી, ઉમેરે છે:

"તમે મુંબઇમાં જ હો તો સંસ્કૃત સાહિત્ય વાંચવાની તક મળે. મૂળને અનુવાદોની મદદથી વાંચવાની ઇચ્છા થાય છે, પણ વખત જ મળ્યો નથી. છેલ્લાં દશેક વર્ષ ફરીથી જીવવાનાં મળતાં હોય તો કેવું સારું? કાંઈ નહિ તો છેલ્લાં બે વર્ષ ફરીથી જીવવાનાં મળે!"

ખૂબ વાંચતા અને ઘણી વાચનભૂખ હતી તે છતાં, થોડા મહિના પહેલાં એમણે લખ્યું હતું તેમ વાચનની મર્યાદા પણ એમના લક્ષમાં હતી:



"વાંચવાથી મન ઊડી ગયું એ તો સારું થયું. ઘણા વખતથી મેં કાંઇ વાંચ્યું નથી. રિલ્કે ક્યારેક વાચનથી કંટાળ્યો હશે:

Don't trust too much in books, they only share
What has been and will be. Try to be stronger,
Grasp something that now is. And then no longer
Your ripeness will be all."

(૧૪-૧-'૪૧)

પાશ્ચાત્ય સાહિત્ય વાગોળતાં વાગોળતાં ચિત્ત કેવાં તારણો કાઢતું રહે છે તેનો ઇશારો એક પત્રમાં મળે છે:

"My musing before writing this letter has tempted me to write this.

Dante separated Heaven and Hell. Wm. Blake brought about the Marriage of Heaven-Hell.

મિલ્ટન દાન્તેનો ભાઇબંધ કહીએ તો બોદલેર, રિલ્કે બ્લેકના ભાઈબંધ ખરા. શેલી in that case would go with Dante, while Keats with Wm. Blake." (૪-૬-'૪૨)

ગુજરાતી સાહિત્ય વિષે પણ ક્યારેક ક્યારેક ઉદ્‌ગારો નીકળી પડે છે, તેમાં એમની છંદ અને પ્રાસ વિષેની સૂઝ, નવલકથામાં આપણે કેટલું કરવાનું બાકી છે તે અંગે ઇશારો, વગેરે જોવા મળે છે.

"મેં એક બીજું રમૂજી કાવ્ય લખેલું 'દિવાળીના દહાડાનું દંગલ'. બચુભાઈ રહ્યા strict disciplinarian. એમને પ્રાસ તો જોઇએ જ— પ્રાસ નહિ આવી શકે એવું નથી. પણ એવી તે શી જરૂર છે?" (૨૪-૧૧-૩૯)

પણ ત્રણ વરસ પછી તમારી શિસ્તની, પોતાની રીતે, હિમાયત કરતા થઈ જાય છે:

"કાવ્યમાં પ્રાસની જરૂર ભલે ન હોય પરંતુ એથી કાવ્યની શોભા વધે છે. શ્રમથી પણ એ શક્તિ સાધવા જેવી છે...લાંબાં કાવ્યોમાં ભાષાની સ્વરવ્યંજનસમૃદ્ધિનો આનંદ લેવા અર્થ સમજવાનો પ્રયત્ન કર્યા વગર કાવ્યનું એકાદ વાચન કરી લેવાની મઝા પડે છે....

Odesમાં તમે મિશ્રના ઉપયોગમાં શાલિની લાવો એથી Odesની ખૂબી વધે છે, પરંતુ સંવાદમાં કંડાગ્રે કરનારને શાલિની આવે ત્યાં એકદમ અટકી જવું પડે છે." (૧-૧૦-'૪૨)

"મને લાગે છે કે આપણે ત્યાં techniqueની દૃષ્ટિએ નવલકથામાં પ્રયત્ન થયા નથી. Technique ખાતર પ્રયોગ કરવા એવું નથી કહેતો! માર્શલ પ્રાઉસ્ટનું Things Remembered from the Past—એ નવલકથા subconscious જાગ્રત કરવામાં જુદાજુદા associationsથી તેને સાંકળી લેવાના પ્રયોગ ઉપર રચાયેલી છે.... થોડી selected યુરોપની નવલકથા રચનાદૃષ્ટિએ વાંચી શકો તો સારું." (૫-૭-'૪૦)

સાહિત્ય, કળા, ઇતિહાસ, સંસ્કૃતિ, ધર્મ આદિ, શું પૂર્વનાં શું પશ્ચિમનાં, એમને આકર્ષતાં. અને એમનું સેવન એ કર્યે જતા હતા તે એક શાસ્ત્રીય રીતે અભ્યાસ કરનારાની રીતે નહિ, પણ સર્જકની રીતે એનો ખ્યાલ તો '૪૦ આસપાસમાં વેગપૂર્વક એમની કવિતા બહાર આવવા માંડી તેમાંના સમૃદ્ધ ઉલ્લેખો-સંદર્ભો ઉપરથી મળે છે. માનવજાતિના સંસ્કૃતિવારસા કરતાં ઓછેથી ચલાવી લેવા આ સર્જક તૈયાર નથી, એમ જ કવિતાના વિષયો-સંદર્ભો ઉપરથી લાગે.

પણ એ સર્જન પાછળ મુખ્ય વિષય શો છે? ઓરપાડની ભૂમિના 'ચિરપિપાસુ'નો ઉલ્લેખ ઉપર થયો છે. જ્ઞાનની પિપાસા ખરી જ, જેણે એમની સજ્જતા કેળવી. તે ઉપરાંત પ્રેમની, આદર્શની-ભાવનાની, અને ખાસ તો પ્રેમને આદર્શસિદ્ધિમાં યોજવાની પણ પિપાસા ખરી, જે એમની કવિતાનો વિષય છે.

થોડાં વરસોમાં તો ધસારાબંધ અનેક કૃતિઓ રચાયે જાય છે. 'પરાજય'માં છે તો વિદેશનું કથાવસ્તુ, પણ એમની પણ ભીતરની વાત એમાં ભળેલી લાગે છે:

"I have written the poem under a terrible onrush of emotions." (૨૭-૪-'૪૧)



'વૈશાખની એક સવારે' તો એક બાજુ સેંકડો—કેટલાક હજાર રૂપિયા ગણાતા આવે ને બીજી બાજુ એક પછી એક પંક્તિ ઊતરતી આવે એ રીતે રચાયું છે:

"It is in 60 lines of મંદાક્રાન્તા, the most majestic of Sanskrit metres. The lines came one after the other echoing and re-echoing. On the one hand I was counting hundreds–and a few thousand rupees and on the other hand I was adding a line or two." (૨૮-૫-'૪૧)

પોતે કાવ્યો લખતા અટકી જશે, જે હમણાં હમણાં લખાયાં છે તેમાં જીવનદર્શનનો એકપાર્શ્વ જ છે, પોતે એની ગુણવત્તાની આંકણી બરાબર કરી ન શકે એટલે 'કેસૂડો અને સોનેરુ' સંગ્રહ માટે પસંદગી કડક ધોરણે મારે કરવી,–વગેરે ઉદ્‌ગારો ૧૯૪૧ના પત્રોમાં સહેજે આવ્યાં કરે છે:

"મને લાગે છે કે કાવ્યો હવે નહિ આવે. માણસના મનમાં શંકા પેસે છે ત્યારે માણસ નીચો પડે છે." (૫-૬-'૪૧)

"કવિતાએ છેલ્લા બે ત્રણ મહિના ખૂબ હલાવી નાખ્યો. તમે કહો છો તેમ એક રીતે સારું જ થયું. But this poetry is one-sided vision of life. એણે જે ઘેરો ઘાલ્યો છે એમાંથી છૂટવા માટે પણ મુસાફરીની તલપ લાગી છે. I really want to feel vastness of life and nature.

મુંબઈમાં કેટલી જગાએ કેસૂડો છે એ મેં જ્યારે પેઢી ઉપર એક જણને કહેલું ત્યારે તેને અજાયબી થયેલી. અરે મારા કેસૂડા અને સોનેરુ! How I have loved them! Desireless love. (Plato. My God!) We are sure that there we are sure that we are not hurting any one in our love." (૧૯-૬-'૪૧)

"દરેક emotionને શાહીમાં રેલાવ્યાં કરવાનો કશો અર્થ નથી. THIS MUST STOP."

કેટલાંક બાદ કરતાં I have lost proportion of value about these poems. You please be strict about inclusion. Objective poems વિષે જાતે નિર્ણય કરવો સહેલો છે તેટલો personal poems વિષે નથી થઈ શકતો. They may be sentimental prattle, એ જલ્પન અંગત રીતે લાગણીઓ provoke કરે તેનો અર્થ તે good piece of literature છે એમ કેમ કહી શકાય? **એમાં છેદ ઉડાડવો જોઈએ જ.**

એકંદરે આખી પંક્તિઓ છેકછાક વગર ઊતરે છે. કોઈક વખતે જ વધારે ફેરફાર કરવો પડે છે. પણ એ તો મહાવરો પડ્યો હોય તો ઓરવાનું ભૂલી ગયા છતાં દળનારીનો હાથ ચાલ્યાં કરે તેવું નથી?" (૧૭–૬–'૪૧).

કાવ્યસંગ્રહ 'કેસુડો અને સોનેરુ'નો ઉલ્લેખ હમેશાં પત્રવ્યવહારમાં છાપખાના માટેનું નીરણ એવો માનવતો (!) થયેલો છે:

"Press Fodder આજે તમામ શુદ. સોમવારે એક નકલ post કરી શકીશ." (૧૪–૧૨–'૪૧)

પણ કાવ્યસંગ્રહ પ્રગટ થયા પછી દોઢ મહિનામાં તો કવિજીવ આર્તસ્વરે ઉદ્‌ગારે છે:

"There is yet the agony of unwritten poems. ...I am an unbeliever in so many ways, છતાંય કાવ્યો અધૂરાં–અણલખાયેલાં કાવ્યો માટે ફરી જન્મ લેવો પડે એ તો ઘણું ખરાબ.

In this birth or not at all." (૩૧–૧–'૪૨)

૧૯૪૧ની કૃતિઓ કોઈ મધુર ભયંકર સ્વપ્નની નીપજ છે અને એમાં લાગણીની ઉષ્મા સાથે સહેજ મુગ્ધતા–મૂર્ખાઈ પણ કદાચ ભળેલી છે એવી આત્મનિરીક્ષણવૃત્તિ પણ વચ્ચે વચ્ચે ભારે તરવરાટ-પૂર્વક ડોકિયાં કરે છે:



"In life I am too near (in time) the poems recently written. It was a dream sweet and terrible. And can I say–dare I say–shall I say–there was warmth of feeling and a bit of folly perhaps." (૨૭–૪–'૪૧)

વરસેક પછી, મુંબઈમાં જિવાતા રોજિંદા જીવનમાંથી એકાદ કોઈ રંગીન તંતુનું સોપહાસ અવલોકન કરવા જેટલો તટસ્થ ભાવ એ દાખવે છે:

"આ શહેરમાં આવી આવી Films આવી ગઈ: Tea for Two, Lady Be Good, Slightly Tempted, Where Did You Get that Girl, Appointment for Love, (and last of all) Off the Ground." (૨–૩–૧૯૪૨) અને એ જ કાગળને અંતે કહે છે:

"પણ તમે કહેશો અને હુંયે કહેવા લાગું–'અસત્ આનંદોની જીવન મહીં આ તે શી મદિરા?'"

તટસ્થભાવ કેળવવો, પરલક્ષી કવિતા તરફ વળવું, એ અંગે પત્રવ્યવહારમાં અને રૂબરૂ ચર્ચાઓ ચાલતી. પ્લેટો પ્રેમની લાગણીની ચરિતાર્થતા બૃહત્ કુટુમ્બ અને રાજ્યના સંયોજનમાં એ ઉપકારક નીવડે એમાં જુએ છે, તે દિશામાં એમની વિચારણા વળતી. એક વખતે તો ચીનની રણભૂમિ પર પોતાની જાતને જોવાના સ્વપ્નને એ વાચા આપવા સુધી ખેંચાય છે:

"I want to write the poetry of action. Oh, if I could but go and fight for the people of China. Then it will come. કાંઈ નહિ–આજે તો ખુરશી પર બેઠાબેઠા કાગળો લખો. કાલે વિચાર આવશે–આપણે moon પર જવું છે. Foolish.—હ. ભ." (૯–૬–'૪૧)

કાર્યના કાવ્ય અંગેનો આ ઉદ્‌ગાર કાંઈક તાર સ્વરે થયેલો છે.

પણ સવા વરસ પછીના એક લાંબા પત્રમાં એમની વિચારણાનો વિગતે ખ્યાલ મળે છે:

"સંપૂર્ણ કલાકાર જ objectively લખી શકે. દા. ત. ગેટે. પરંતુ પ્રણયાનુભવમાં જ વખતોવખત એને પ્રેરણા લેવા જવું પડ્યું છે. Gerard Manely Hopkins who had taken to Holy Orders એ શું લખે છે, એ જુઓ:

I cannot in conscience spend time on poetry, neither have I the inducements and inspirations that make others compose. Feeling, love in particular, is the great moving power and spring of verse and the only person that I am in love with seldom, especially now, stirs my heart seriously and when he does I cannot always 'make capital' of it, it would be sacrilege to do so. Then again I have made verse so laborious.'

આ ઉતારો કવિતાની process પૂરતો છે. બીજી કોઇ સરખામણી માટે નથી એય તમે માનશો.

...તદ્દન objectively ન લખાય (એનું ઉત્તમ ઉદાહરણ Sonnets to Orpheus છે. Duino Elegies objective છે પરંતુ એમાં ઊંડો આત્માનુભવ છે.) તો લખવું નહિ. નહિ તો તો I feel as if I am giving out a part of myself.

'પરાજય'માં Tan Hauserની કથાનો ઉપયોગ કર્યો છે તેમ Parsifal અને Tristram and Isoldeના કથાવસ્તુનો ઉપયોગ કરીને ખંડકાવ્યો લખું. 'પરાજય'ના અનુસંધાનમાં,—પણ શા માટે? I have no ambition to be claimed a poet. પૂરા માણસ થવામાં કેટલી મહેનત પડે છે!

આજે પત્ર લખવા બેઠો છું તો ભલે વધારે પાનાં થાય. મને વાતોમાં કહેતાં આવડતું નથી એટલે રૂબરૂ કશું કહેવાતું નથી.



તમે સાચા માર્ગ ઉપર છો. Hopkinsના અવતરણની સામે અરવિંદનું ઉતારું છું: Transfer enjoying into an even and objectless ecstacy; let thyself be bliss. This is thy goal. શ્રી અરવિંદનું લક્ષ્ય આ કહેવામાં શું હશે તેની ખબર નથી. મારો તારવેલો અર્થ એ છે કે સર્જન માટે બહારની પ્રેરણા—જે હોપકિન્સે જરૂરી ગણી—ની જરૂર ન પડે તે જ સમર્થ કલાકાર. Life નો grasp જ એનો એવો હોય કે વિષય પાકયા પછી લખવાની જ એને તક મળવી જોઇએ. Creation એ જ Bliss અને Goal.

અહીં મને પ્લેટોમાં સોક્રેટીસે ડાયોટિમા સાથેનો જે પ્રસંગ કહ્યો છે તે યાદ આવે છે. Symposiumમાં (તમને તો યાદ હશે): But the greatest and fairest sort of wisdom by far is that which is concerned with the ordering of States and families, and which is called temperance and justice....

To create a beautiful society or beautiful state એ પણ એક ઉત્તમ સર્જન જ છે.

આ લખવું પણ કેટલું cold-blooded છે? સ્ટેલિનગ્રાડનું યુદ્ધ કેટલું ભીષણ હશે એની કલ્પના પણ થઈ શકતી નથી. વ્યક્તિગત—અહીંની કે પરદેશની સ્થિતિ જોઈ ને કેમ બેસી રહી શકીએ એમ થયાં કરે છે. સંજોગોના ઓઠા નીચે હાથ જોડીને (ખરી રીતે તો જોડ્યા વગર) બેસી રહેલાઓ બિચારા મરેલા જીવો! ત્રિશંકુની સ્થિતિનીયે અદેખાઇ આવવી જોઈએ. એને બંને બાજુથી ધક્કા ખાવા પડેલા, જ્યારે મરેલા જીવોને માત્ર વાગોળ્યાં કરવાનું.

કશું લખવાનું ન હોય તોયે ક્યારેક તમે કાંઈ નવું વાંચ્યું હોય કે વાંચવા જેવું ધ્યાનમાં આવ્યું હોય એ વિશે લખશો.

સોક્રેટીસની મૂર્તિનું એક સુંદર ચિત્ર મળ્યું છે. બાજુમાં રાખ્યું છે.

મરણશય્યા ઉપર Keatsનું ચિત્ર print કાઢવા આપ્યું છે તે આવશે એટલે મોકલીશ.

હરિશ્ચંદ્ર

રાત્રે" (૧-૧૦-'૪૨)

કોઈ પણ કવિ પોતાના ભીતરને સંપૂર્ણપણે કાવ્યમાં ઉતારવા સમર્થ નથી, સાગરને એ તો પ્યાલામાં સમાવવા મથવા જેવું થાય, એમ એક ગુરુજને એમને લખેલું તે અવતરણ ૧૫-૧-'૪૨ના પત્ર સાથે મોકલે છે:

"My dear boy, there is no one Poet in the world who was ever able to express his heart and soul in *full*. He wouldn't be a poet, as the distance between the inner and outer feeling and form is always growing with the growing of the depth of his experiences, dreams and spiritual aspirations. How do you want to contain an ocean in a cup? A poem is always a small fraction of the inner sea of feelings and longings."

મોટા કવિઓ લાગણીનું શું કરે છે? લાગણી આપણી ઉપર નહિ, આપણે લાગણી ઉપર કાબૂ શી રીતે મેળવી શકીએ?—પ્રશ્નની તપાસ મન કર્યા કરતું હોય એમ લાગે છે.

લાગણી થિજાવવી એટલે લાગણી પર કાબૂ મેળવવો; એનાં પરિણામ અજબ આવે, શરત એટલી કે આ પદ્ધતિ અજમાવનારામાં લાગણીની ભારે શક્તિ હોવી જોઇએ.—પોલ વાલેરીના આ શબ્દો પત્રમાં એ મોકલે છે:

"Valeryના પુસ્તકમાંથી (Quotations are fruits from the tree of knowledge એવો બચાવ રજૂ કરીને):

An emotion chilled is an emotion controlled. The method may indeed produce admirable results but on conditions that the nature which employs it has a great emotional capacity." (૧૧-૧૧-'૪૪)



સમાજજીવનના, રાજ્યના પ્રશ્નો વિષે એ પૂરી સચિંતતાથી વિચારતા રહે છે. સમકાલીન પ્રશ્નોને વિશાળ સાંસ્કૃતિક સંદર્ભમાં જોવાનું એમનું વલણ રહે છે:

"યુદ્ધ દરમ્યાન દુનિયાભરમાં ખૂબ પરિવર્તન થયું છે. હિન્દુસ્તાનમાં જ વિચાર કરો. કેટલાં નવાં કારખાનાં ઊભાં થયાં છે! રેંટિયો ભાંગી ગયો, અને ગાંધીવાદ? –એકલા ગાંધીજીમાં જ ગાંધીવાદ કેન્દ્ર થયો હોય તો એક માત્ર સીમાચિહ્ન તરીકે રહેવાને સર્જાયો હોય તેમ એને શુદ્ધ હવા લેવાની પણ મનાઈ કરવામાં આવી છે.

યુરોપે જે ભૂલ કરી તે ભૂલ અટકાવી નહિ શકાય એવી રીતે અહીં આપણે ત્યાં જોરશોરથી આગળ વધે છે. In India capitalists and communists have joined hands at the cost of national honour, let aside national liberty." (૨૪-૧-'૪૪)

સ્લાવ પ્રજાઓ માટેનો એમનો પક્ષપાત, સ્ટેલિનગ્રાડસંગ્રામ વખતની એમની મનોવેદના, એ બધું એમને બીજા વિશ્વયુદ્ધના અંતભાગમાં સામ્યવાદમાં પ્રગટ થવા માંડેલી વિકૃતિને ઓળખી જતાં અટકાવી શકતું નથી. એ વિકૃતિને આટલી વહેલી કેટલા પામી શક્યા હશે?

"અને કોમ્યુનિઝમ–માનવવ્યક્તિના સ્વતંત્ર સંપૂર્ણ વિકાસ માટે નથી, નથી ને નથી.—એ કુનુરમાં ભાષણ કર્યું એ છાપામાં જોયું? દરેક વીસ વર્ષે દુનિયાએ એકબીજાનાં ગળાં કાપવાં ન હોય તો એક જ વાદ સાચો જીવી શકે એમ છે- ગાંધીવાદ, Economic adjustmentને માટે. ૧૯૨૩નું કોમ્યુનિઝમ ૧૯૪૩નું કોમ્યુનિઝમ નથી. વીસ વર્ષ સુધી એમણે આખી દુનિયાને ઝેર પાયું છે. Hatredમાંથી ઊભી થયેલી કોઈ પણ ફિલસૂફી કલ્યાણકારી હોઈ શકે નહિ.

આખું યુરોપ communist થાય તોય સત્તાનો એનો એ લોભ રહેવાનો છે.

...કોને ખબર છે, પોલાંડના લોહી ઉપર કોમ્યુનિઝમનો નાશ થવાનો નહિ સર્જાયો હોય!" (૩૦/૩૧-૧-'૪૪)

હિંદે પોતાનું ભવિષ્ય આગવી રીતે આપ-પુરુષાર્થથી ઘડવાનું છે, એ અંગે એમનો અવાજ વારંવાર સંભળાય છે:

"આપણે હિંદુસ્તાન માટે ઘણું કરવાનું છે. Politics is a game with time-spirit. એમાં આપણે યુરોપ–અમેરિકાની જેમ જીવનના દરેક ક્ષેત્રમાં અભ્યાસ કરીને હિંદુસ્તાનનું પોતાનું સ્વતંત્ર દૃષ્ટિબિંદુ તૈયાર કરવાનું છે." (૩૦–૮–'૪૩)

૧૯૪૪ના ગુડફ્રાઇડે ઉપર એ સ્વતંત્ર ભારતના અને માનવતાના ભાવિનું નિર્માણ ઍંગ્લોસૅક્સન કે રશિયન નેતાગીરી હેઠળ કરવાનું નથી, અને જગતના બૌદ્ધિક પ્રવાહો અને આર્થિક, સામાજિક પશ્ચાદ્‌ભૂમિ સાથે આપણી કેળવણીનું સંધાન નહિ હોય તો સંસ્કૃતિસમન્વયની પ્રક્રિયા મુશ્કેલ બનશે, એનો નિર્દેશ મને નિમિત્ત બનાવીને કરે છે:

"The time has come for you to be actively engaged in the highest of arts (Diotima's advice to Socrates)– the art of the building of the state. For us it is the building of future independent India, and the future of Humanity–not under the leadership of Anglo–Saxon or Russian leadership. We cannot arrive at a synthesis of culture if we do not study different nations–if we cannot link up education to the economic and social background and the intellectual currents of the world." (૭–૪–'૪૪)

૧૯૪૪માં એમનું મનોમંથન ઘણું તીવ્ર લાગે છે. એમની ભીતરની સ્થિતિનો કાંઇક અંદાજ નીચેના પત્ર–અંશો ઉપરથી મળે છે:

"A few minutes ago I was beginning to write this letter–thinking to write–"Long ago I wrote my 'Swan-song', which you might have forgotten. It was a bitter poem, so bitter that after reading it you asked, 'Why so?'"

It is difficult for me to adjust to so many things. More so, that I am suffering myself as a Pole. This unfortunate



country is forsaken like myself–by the best of friends....

—I am fighting with myself and against myself but I cannot find a way out. I only wish that–let there come a serious illness in which I will be swayed between life and death. I want to get out of the fiery ordeal of body and soul. There seems no remedy for me but eternal (or let us limit it—till existence) 'purgatorio.'" (૨૬–૨–'૪૪)

પત્રમાં પછી બુદ્ધ ભગવાને વીણાના તાર ન ઢીલા ન તંગ હોય તો સંગીત સંભવિત બને એ ઉપરથી મધ્યમપ્રતિપદામાર્ગ શોધ્યો હતો તેનો ઉલ્લેખ, તે વખતે પોતે લૉર્ડ કર્ઝનનું જીવનચરિત વાંચે છે તેમાંથી, કરે છે.

"દુઃખ, વેદના, frustration વગેરેનાં પ્રતિબિંબ કૃતિમાં આવે પરંતુ (આપણે એકલી કવિતાની જ વાત કરીએ) શાપની વાણી મૂકી ન જવી જોઈએ એવું મારું માનવું છે. ઘણા વખત પહેલાં એક કાવ્ય લખેલું જેને હું મારું swan song કહું છું–'અમને મરવા દેજો'–એ પ્રકટ કરવાની મારી ઇચ્છા નથી.

મને attachment ક્યાંથી હોય? આ ખોળિયામાં રહેતા બ્રાહ્મણ જીવે ભાઈને કેવળ જ્ઞાન માટે પરદેશ મોકલ્યો. France મુક્ત થયા છતાં સમાચાર નથી. अत्रलुप्ता सरस्वती મારા બનેવીને અનુલક્ષીને લખાયું. બહેનના મૃત્યુના દુઃખ કરતાં એમના અવસાનથી મને વધારે દુઃખ થયું હતું...મિત્રોએ મારી દયા ખાધી છે અને ક્યાં તો સલાહ આપ્યાં કરી છે. જેણે પોતાનામાં શ્રદ્ધા ગુમાવી હોય તેનું એવું જ થાય, એ હું જાણું છું. જીવવાની તાકાત માણસે પોતાનામાંથી મેળવવાની હોય છે. Attachment નથી એ સાચું છે, પરંતુ વડોદરા તમને મળવાને જ આવ્યો હતો. કારણ કે મારે દિલીપને મળવા પોંડિચેરી જવું હતું, જેથી અમદાવાદ આવવાનું પડી ભાંગ્યું. એમાંથી એકે જગાએ જવાયું નહિ." (૧૭–૧૧–'૪૪)

"જીવનમાં હું realist થવાનું પસંદ કરું છું...Realist એટલે વાસ્તવવાદી નહિ, (મને એ પર્યાય બરાબર નથી લાગતો.) પણ યથાર્થ-વાદી. તમારો જ શબ્દ: 'યથાર્થ જ સુપથ્ય—'. પણ મારો યથાર્થ-વાદ જુદો છે. બની શકે ત્યાં સુધી not to allow material to override the best of the human values (shall we say spiritual also).....Creationની જેનામાં શક્તિ છે તેની ફરજ છે કે તે practical idealism તરફ વળે, નહિ તો વાણિયામાં અને એનામાં શો ફેર?

હમણાં મિત્સકિયેવિચના...પિતૃતર્પણમાંથી વાંચીએ છીએ. શી અદ્ભુત ઉન્નત કવિતા છે! એના શબ્દની આટલી બધી શક્તિ છતાં એક જગાએ એ કહે છે કે આખા શરીરમાં લોહી હોય છે પણ એ કેટલું છે એ તો માત્ર ગાલ ઉપરની સહેજ રતાશ ઉપરથી જ ખબર પડે છે. શબ્દોનું પણ એવું જ છે.

વેદમાં પણ કહ્યું છે કે શબ્દોની ત્રણ ભાગની શક્તિ દેવો(એ) લઈ લીધી છે." (૫-૬-'૪૧)

આરંભના ઉતારેલા ઓરપાડના વર્ણનવાળા પત્રના ઉત્તરાર્ધના નીચેના અંશથી પૂરું કરું:

"ગામને પાદરે મૂકેલા પેલા માણસને શહેરમાં પકડીશું: એણે દુનિયાને કઇ રીતે જોઈ? એ માત્ર લાગણીઓનું પોટલું છે?...

એ એટલું માને છે કે art must flow from the exuberance of life. સંપૂર્ણ રીતે જિવાતા જીવનમાંથી એ ઊભરાવી જોઈએ.

તમે જોશો કે Westમાં કળાનો ઊગમ–source–inspiration મોટે ભાગે જીવનના conflictમાંથી છે. Fall of man અને sense of guiltની ભાવના એમને supermanના extreme તરફ લઈ જાય છે. It is a process of rationalisation and not of sublimation. આપણે ત્યાં Fallનો ડંખ નથી. એને છે ત્યાંથી



ઊંચે જવું છે, બુદ્ધિની ગમે એ સપાટી ઉપર એ હોય. સમષ્ટિને અહીં મહત્ત્વ આપીએ છીએ. કર્મની ફિલસૂફી lifeની inequityનો તાળો સરસ રીતે મેળવી આપે છે. Artનું goal selfless Bliss આપણે ત્યાં ગણ્યું. અરવિંદનું એક સૂત્ર આ હકીકતને બરોબર મૂકે છે."

તે પછી એ શ્રી અરવિંદનું વચન ઉતારે છે: 'આનંદ પામવાની ક્રિયાને સમથળ અને વસ્તુરહિત મુદ્દામાં પલટાવવી જોઈએ. તું પોતે જ પરમ–આનંદ બની જા. એ તારું લક્ષ્ય છે.'

*

હરિશ્ચંદ્રભાઇની આ ભાવનાસૃષ્ટિ,—બલકે એનો આછો આલેખ. આરંભના દસકાની વિનમ્ર સાધનામાંથી એક ઉત્કૃષ્ટ કવિ રૂપે એ બહાર આવ્યા. લગભગ ૧૯૪૪થી તીવ્ર બનવા માંડેલાં મંથનોમાંથી એ બહાર આવ્યા હોત તો? બીજો જ—વળી નવો સમૃદ્ધતર અવતાર એ હોત.

એ વરસો એમણે અનુતાપમાં (એમનામાં ભારે 'સેન્સ ઑફ ગિલ્ટ' હતી)—એક પ્રકારના 'પર્ગેટોરિયો 'માં વિતાવ્યાં. અંતે ૧૯૫૦માં મેની ૧૮મીએ એમણે આપઘાત કર્યો. તાવણીમાંથી તેઓ બહાર આવી ન શક્યા. આપણા હૃદયમાં એમની ભાવનામૂર્તિ જ રહી. આજે એમના પત્રોની મદદથી એ કાંઈક તાજી કરી.

૧૯૪૨માં એક વાર એમણે લખેલું: "ચુભાઈ ઉપરના મારા પત્રો મેં મંગાવી લીધા છે. તમે એક જ ઠેકાણે રાખ્યા હોય અને શોધવા કરવાનો શ્રમ લેવો પડે એમ ન હોય તો મને મોકલશો. જેવાં છે તેવાં કાવ્યો ભલે રહ્યાં, પણ પત્રો રાખવાની જરૂર નથી લાગતી... I will not destroy them now, but they need not remain. " (૧–૧૦–'૪૨) પછી, પોતે અમદાવાદ આવશે ત્યારે રૂબરૂ મેળવી લેશે એમ લખ્યું, અને એ મારી પાસે જ રહ્યા.

ઓરપાડ છેલ્લું છોડતાં તેમણે એક પોસ્ટકાર્ડમાં મને લખેલું (મને ખ્યાલ છે ત્યાં સુધી તમને પણ એ મતલબનું લખેલું) કે મારાં કાવ્યો

પ્રસિદ્ધ કરશો નહિ, સરસ્વતીનો મેં અપરાધ કર્યો છે. કાવ્યસંગ્રહ 'સ્વપ્નપ્રયાણ'ની તો હસ્તપ્રત એમણે પોતે લગભગ તૈયાર કરેલી હતી. એ પ્રસિદ્ધ કરીને આપણે એમનો અપરાધ કર્યો છે અથવા તો એથી એ સરસ્તીના અપરાધી પુરવાર થાય છે કે કૃપાપાત્ર ઠરે છે એ તો સહૃદયો નક્કી કરશે. એમના પત્રોનો આજે આ રીતે એમની ભાવનામૂર્તિનું સ્મરણ કરવામાં ઉપયોગ કર્યો એમાં એમનો અપરાધ થાય છે કે કેમ તે તમે કહી શકો.

એમની ભાવનામૂર્તિ જેમાં સુરેખ પ્રતિબિંબિત થાય છે એવી, એક પત્ર સાથે મળેલી, ડિસેમ્બર ૧૯૪૧ની, (પછીથી 'ક્રન્દન'માં સમાવેલી) ચાર પંક્તિ આગળ વિરમીએ:

હૃદયતલમાં બિંદુ મધ્યે સુગુપ્ત અનાદિ જે
પરમ ઋતુનું રાજે પેલું સનાતન તત્ત્વ તે
અભય અરપે-યુદ્ધો આપે; કદીક રડાવતું,
કદીક સહુની હાંસીમાંયે તને હસવી જતું.

અમદાવાદ — ઉમાશંકર જોશીનાં
ઑગસ્ટ ૪, ૧૯૫૯ — સપ્રેમ વંદન



# 'સ્વપ્નપ્રયાણ'ની કવિતા

સાગરે તરણીઓ અનેક મેં
તે નિદાઘદિવસે દીઠી હતી.
('સ્વાધ્યાય ૪')

લયકેફવાળી આવી પંક્તિઓ આ સદીની ચાળીસી પછી શ્રી હરિશ્ચંદ્ર ભટ્ટ પાસેથી મળી હતી, જેમ ત્રીશી પછી મળેલી શ્રીધરાણી પાસેથી—

મહેલની નિત્ય જતાં સરોવરે,
પગે તને કંટક ખૂબ વાગતા.
('કોડિયાં', પૃ. ૧૯૭)

હરિશ્ચંદ્ર પણ, શ્રીધરાણીની જેમ, એવા કવિ છે જે પ્રો. ઠાકોરની પરંપરામાં પૂરા ખેંચાયા વગર—ક્યારેક તો એમ લાગે કે અળગા તરીને—પોતાની લેહમાં જ ગાય છે. હરિશ્ચંદ્રની હાથપોથીમાં ૧૯૨૭ જેટલી વહેલી પૃથ્વીમાં રચાયેલી ચાર કૃતિઓ મળે છે તેમાંથી 'અપાર ઊડ તું...!'ની ઉપાડની અને અંતની પંક્તિઓ જોઈએ:

મથે જરૂર ઊડવા, ઊડણ તાહરું ક્યાં ગયું?
ન પાંખ પસરે અને ભૂમિ પરે પડતો: વૃથા
ગયાં વરષ,...
× × ×
અપાર ઊડ તું અબાધિત અનંત આ વિશ્વમાં!
(૧૫-૮-'૨૭)

બીજી પંક્તિ ('પડતો'નું 'પડંતો' કરતાં માપ સચવાય)માંથી ત્રીજીમાં રેલાતો અર્થપ્રવાહ અને છેલ્લી પંક્તિમાંનો યતિભંગ એ સારી

હથોટીથી યોજાયો છે અને આરંભની કૃતિમાં પણ કવિની રચનાની પ્રૌઢિ વરતાય છે.

હરિશ્ચંદ્રને પ્રો. ઠાકોરનો લાભ અવશ્ય મળ્યો છે. એમનાં કાવ્યોમાં ક્યાંક યતિભંગ હોય છે ('મોક્ષ'માં તો 'ના' પ્રત્યય બીજી પંક્તિમાં ગયો છે), બેત્રણ પંક્તિમાં રેલાતું પ્રવાહી પદ્ય પણ મળે છે, તેમ છતાં પદ્યકંડિકાઓ (વર્સ-પૅરેગ્રાફ્સ) યોજતી પ્રવાહિતા, શાલિની છંદમાં રચાયેલી કૃતિઓ જેવા કેટલાક અપવાદ બાદ કરતાં જવલ્લે જ જોવા મળે છે.

એકંદરે શ્લોકનું માપ જાળવવા તરફ એમનું વલણ છે. ચાર લીટી છોડે ત્યારે છ કે પાંચના, નવા પણ નિશ્ચિત, આકારો પસંદ કરે છે, ખાસ નોંધપાત્ર છે એમનો ત્રણ પંક્તિની કડી માટેનો પક્ષપાત. અનેક વાર એમણે ત્રિક યોજ્યું છે. દાન્તેની 'તર્ઝા રીમા'ની કે એની અસર નીચે શેલીએ 'ઓડ ટુ ધ વેસ્ટ વિન્ડ'માં યોજેલ માપની અસર હશે? પણ દાન્તેની વિશિષ્ટ પ્રાસસાંકળી અહીં નથી. હરિશ્ચંદ્રને ત્રિક ધાર્યું કામ આપે છે. ક્યારેક તો સંઘેડાઉતાર મુક્તક ત્રણ પંક્તિમાં તંતોતંત ઊતરે છે ('આંખો ભરી ભરી પાધો', 'પાથેય જીવનનું', 'દિગન્ત મહીં').

પ્રો. ઠાકોરના વિચારપ્રાધાન્યનો અભિનિવેશ પણ હરિશ્ચંદ્રમાં ક્યાંય નજરે પડતો નથી. સૌન્દર્યની—નર્યા સૌન્દર્યની જ ખોજ કવિઆત્માને ઇષ્ટ ન હોય!

કોઈ પરંપરાના થઇને અગર તો નવી પરંપરા આરંભીને ભાષાની કવિત્વ-ગુંજાયશને ખીલવનારા કવિઓ કરતાં આવા કવિઓ જુદા પડે છે. પોતાની કૃતિઓના ઘૂંટાયેલા કવિત્વ દ્વારા સ્વભાષાની કાવ્યક્ષમતાને તેઓ ઉઠાવ આપી રહે છે.

આમાં કલામય લયસૂઝ ઘણો મોટો ભાગ ભજવે છે. હરિશ્ચંદ્રમાં વસંતતિલકા, હરિણી, ઉપજાતિ, રથોદ્ધતા, દ્રુતવિલંબિત, શિખરિણી—એ



છંદોનું પૂરું લય-બળ પ્રગટ કરતી અનેક મનભર પંક્તિઓ મળશે. ગુલબંકી, મંદાક્રાન્તા, પૃથ્વી અને શાર્દૂલ અંગે પણ અમુક અંશે એવું કહી શકાય. સ્રગ્ધરામાં ક્યાંક કોઈક રીતની શિથિલતા પ્રવેશી જતી હોય છે. અનુવાદકાવ્ય કોજાગ્નિના અતિટૂંકા ૧૬મા ખંડમાં અનુષ્ટુપની યોજના ચોટપૂર્વકની છે. એ ખંડ નીચે પ્રમાણે છે:

[૧૬]

અને ઝંકારતા ધ્વનિ.

નાયકને મોહગાઢ નિદ્રામાંથી ઢંઢોળતા, એની સંસારતંદ્રાનો પીછો પકડતા ધ્વનિનું સકળ પ્રાબલ્ય આ આઠ શ્રુતિની લયરચનામાં છતું થઈ જાય છે અને એ ધ્વનિ નાયકને જગાડ્યે જ જંપશે એવી પ્રતીતિ એ લયઝંકૃતિમાંથી જ જાણે પ્રગટે છે.

છંદપ્રભાવથી સધાતી સઘન અભિવ્યક્તિ કવિઓ વિશેના એમના ઉદ્‌ગારોમાં જોઈ શકાય છે:

...સમર તેં સહુનાં વધાવ્યાં.
મુક્તાત્મ ચિદ્‌ગગનમાં કરતો વિહાર.
('શેલીને')

ઊનાં આંસુ અંતસ્તલ ઊકળતો અગ્નિરસ એ
સમાવે તે જાણે ધરતી અથવા કો કવિઉર.
('રાઈનર મારિયા રિલ્કેને')

ત્વદ્દેહ મીણસમ બાળી ઉજાળતો તું
આત્મા;...
('મરણોન્મુખ બોદલેરને')

ધન્ય એક-શર-વિદ્ધ વાલ્મીકિ.
('સ્વાધ્યાય-૧૪')

અમુક છંદનો ખ્યાલ કરતાં સ્મૃતિમાં એ છંદની પંક્તિઓ ઊપસી આવતી હોય છે તેમાં મને લાગે છે કે કેટલાક છંદોની બાબતમાં હરિશ્ચંદ્રની પંક્તિઓ આગળ ધસી આવવાની. સ્મૃતિમાં પંક્તિઓનું ચમક્યાં કરવું એ ઘૂંટાયેલા કવિત્વની એક નિશાની છે.

આ વસ્તુ રમતવાતમાં સિદ્ધ થતી નથી. હરિશ્ચંદ્ર એક કાગળમાં લખે છે: 'એકંદરે આખી પંક્તિઓ છેકછાક વગર ઊતરે છે. કોઈક વખતે જ વધારે ફેરફાર કરવો પડે છે.' વાત, અમુક અંશે, સાચી પણ છે. તેમ છતાં એમણે પોતાની લગભગ બધી કૃતિઓ હસ્તાક્ષરમાં વારંવાર લખી છે અને તે પાઠાન્તરો નોંધતા જ ગયા છે. હસ્તપ્રતોમાંથી મહત્ત્વનાં પાઠાન્તરો, તારીખ–કલાકની નોંધો મળી છે ત્યાં તે સમેત, ટિપ્પણમાં આપ્યાં છે તે ઉપરથી જોઈ શકાશે કે કવિનું મન કાવ્ય ઉપર ચાલુ કામ કર્યાં જ કરે છે. કેટલાંક કાવ્યો ૧૯૨૫–'૨૯ વચ્ચે લખાયેલાં છે તેને હથોટી બરોબર જામ્યા પછી એ ફરી લખે છે: 'તાંડવ', 'સાવિત્રી', 'હૈયે છુપાઈ લટ', 'નેત્રવિસર્જન' આદિમાંથી કેટલાંક પછીથી નવાવતાર જ પામ્યાં છે, તે ટિપ્પણ અને અનુપૂર્તિમાંથી સ્પષ્ટ થશે. કેટલાંકના બે પાઠ પણ રજૂ કરવા જેવા દેખાયા છે. 'સ્વગત' (પૃ. ૪૯) અને 'સ્વગત' (પૃ. ૫૦) એનાં દૃષ્ટાંતરૂપ છે. નૂતન વર્ષના પ્રભાત ઉપરનાં 'ના કૈં નવું' (પૃ. ૧૩૫) અને 'નવા વર્ષ માટે' (પૃ. ૧૩૬) મનોગતને પ્રગટ કરવાના બે પ્રયત્નો છે. 'પ્રતિશ્વાસે ઊગે'નું ટિપ્પણ જોતાં જણાશે કે ૧૯૪૧ના કાવ્યને સાત વરસ પછી ૧૯૪૮માં કવિ સુધારે છે અને છતાં એ એમને 'અસંબદ્ધ ભ્રમણા' જેવું લાગે છે, 'નથી છાપવાનું' એમ પોતે નોંધ પણ કરે છે. ('સ્વપ્નપ્રયાણ'ની પોતે તૈયાર કરેલી હસ્તપ્રતમાં પોતે એને મૂળરૂપે સ્થાન આપ્યું હોઈ તે રૂપે પ્રગટ કર્યું છે.) પણ જૂની હસ્તપ્રતોના પુંજમાં કાવ્ય રચાયા પછી પાંચ જ દિવસે એક કંડારેલું મુક્તક 'આને સાચવવાનું' એમ કહીને મૂળ કૃતિને બદલે નોંધેલું જોવા મળે છે એ અને ટિપ્પણમાંનાં અનેક દૃષ્ટાન્તો સુરેખ અભિવ્યક્તિ માટેની હરિશ્ચંદ્રની આગ્રહભરી ખોજનો ખ્યાલ આપશે. કવિકર્મ એ કેવી ચિત્તને નિરંતર પકડમાં રાખનારી, જંપવા નહિ દેનારી પ્રવૃત્તિ છે તેનો આલેખ 'સ્વપ્નપ્રયાણ'નાં કાવ્યો અંગેની માહિતી ટિપ્પણમાં નોંધી છે તે ઉપરથી કાંઈક મળશે.



'પ્રણયે...શાન્ત જ શ્રેષ્ઠ એક છે' (પૃ. ૮૦) એ બીજી જ એક કૃતિમાં કેમ શરૂ થયું અને કેવી રીતે આકાર પામ્યું એ (ટિપ્પણમાં જોઈ શકાશે તેમ) રસપ્રદ છે. હરિશ્ચંદ્રની કવિતાવિવેકની શક્તિ કેવી વિકસિત છે અને રુચિ કેવી દુરારાધ્ય છે તેનો પરિચય પણ એમની એ બધી નોંધો ઉપરથી થાય છે. એમને સંતોષ વળતો જ નથી, અને આ કે તે કૃતિ સંગ્રહમાં લેવા વિશે એમના મોંમાંથી તરત તો નન્નો જ નીકળે છે. પોતે તૈયાર કરેલી સંગ્રહની હસ્તપ્રતમાં, તેમ છતાં, એમણે તે કૃતિઓને સ્થાન આપ્યું, કેમકે ખરે જ, મેલ્હર્બના શબ્દો વાલેરીએ ઘટાવ્યા છે તે પ્રમાણે, કાવ્ય પૂરું થતું જ નથી, તેને છોડી દેવું રહે છે. પણ પોતાથી શક્ય હોય તેટલું પૂર્ણતા તરફ એને લઈ જવામાં કવિએ પાછી પાની કરવી ન જોઇએ. હરિશ્ચંદ્રમાં પ્રેરણાનો વેગ અને અવિશ્રાન્ત કવિકર્મ એ બંનેનો એકસાથે સુભગ અનુભવ થાય છે.

કવિ એક કાવ્યકૃતિ સાથે કામ કર્યાં જ કરે છે, કશુંક એને બેચેન રાખ્યાં કરે છે, એ કૃતિ એને પોતાને હજી પર્યાપ્ત લાગતી નથી,—એની પાછળ કોઈક વાર વૈયક્તિક નિરૂપણમાંથી શક્ય તેટલા નિર્વૈયક્તિક નિરૂપણ તરફ ગતિ કરવાનો (જે હકીકત કવિની વિકસતી પ્રૌઢતાના પુરાવારૂપ ઘણીવાર હોય છે) કવિનો પ્રયત્ન દેખાય છે. હરિશ્ચંદ્રની ૧૯૨૮ની કૃતિ ૧૯૩૭માં કેવું રૂપ ધારણ કરે છે એ જોઇએ:

**યાત્રાળુ**

(વસંત)

ગાયું ઘણાય કવિએ વળી હું વદું છું–
'જીવી કહે કયમ શકું તુજ વિણ, દેવી?'
આકાશમાં ધ્રુવ વિના ડૂબતો સુકાની;
સાથી ચહે જીવનમાં ક્રમ એ સહુનો. ૧

લાયું લઈ તપનું ને થઈ મારજિત,
યાત્રા કરી જીવનમાં તુજ સાથ, દેવી.

બાળી બધો ધૂપ વળી સુખદુઃખનો ત્યાં
અદૃષ્ટ એ જગતમાં ધૂમરેખ મ્હેકે. ૨

૬-૨-'૨૮

તારા વગર નહિ જીવી શકાય એમ અનેક પ્રણયીઓએ—કવિ-પ્રણયીઓએ ગાયું છે. 'સાથી ચહે—' શેલીના "Love's Philosophy" (જેની 'ઉપરથી' ૧૯૩૦માં પોતે 'પ્રણયતત્ત્વ' આપે છે) માંની દલીલના અનુસંધાનમાં પણ હોય. પણ બીજી કડીમાં, પોતે જીવનસાથી સાથે કરેલી યાત્રાના વિશિષ્ટ સ્વરૂપની અને પોતાની પાછળ એણે મૂકેલી અસરની કલ્પના છે એ જ કાવ્યનો મુખ્ય વિષય છે. અને કાવ્ય છે એ રૂપે પૂરતું આસ્વાદ્ય છે. પણ આ અનુભવ અંગત વાતચીત રૂપે નહિ પણ એક તરતા ચિત્ર રૂપે રજૂ કરી શકાય તો એનું તેજ વધવા સંભવ ખરો? પોતાની યાત્રાની અસર, પાછળ અદીઠ મહેકરૂપે, પથરાઈ છે એવો દાવો પણ સ્વમુખે ન ઉચ્ચારાય એ ઇચ્છવા જેવું ખરું? આવા કોઈ સતત સતાવનારા પ્રશ્નોના જવાબ-રૂપે લગભગ દસકા પછી કવિ પાસેથી નીચેનું મળે છે:

**ઉરદોલ**

જાણ્યા ન મુગ્ધ ઉરભાવ, ન પંથ પૂછ્યો,
યાત્રી અમે રખડતાં વનમાં જનોમાં;
પ્રસ્થાનને વરસ કૈંક વીત્યાં, હવે તો
ભૂલ્યાં અમે પૂજનઅર્ચનના વિધિઓ.

યાત્રા કરી જીવનતીર્થની એક માર્ગે;
ભાથું લઈ તપનું. મંદિર માંહી આવી
બાળ્યો બધો ધૂપ અમે સુખદુઃખનો ત્યાં;
યાત્રી હવે જગતમાં ધૂમરેખ જેવાં.

૭-૧૨-'૩૭

પહેલામાં સંબોધન જીવનસાથીને હતું, અહીં જગતને છે, એટલો અવાજ વધુ બિન-અંગત બન્યો. અમે ધૂપસળી સમાં બળ્યાં ને



પાછળ ધૂમ્રરેખા નજરે પણ પડતી નથી તેમ છતાં એની મહેક હજી શમી નથી—એવું સ્વપ્રમાણપત્ર હતું; તેને બદલે હવે પોતાની—એક યુગલની (અને એમ સૌ યુગલોની—એ રીતે ચિત્ર લગભગ નિર્વૈયક્તિક બનવા પર છે) જીવનયાત્રા તે આછીપાંખી ધૂમ્રરેખા સમી છે, એ મહેકે છે કે કેમ એ તો જગત કહે તે ખરું, આવું વધુ તટસ્થ વલણ પ્રગટ થાય છે. બંને કાવ્યાકારોને પોતપોતાનું આકર્ષણ છે. કોને વધુ પસંદ કરશો? પહેલામાં મુગ્ધતા છે ને કૃતાર્થતાનો લલકાર છે, બીજામાં સર્વસમર્પણ અને નિર્વાણવત્ સ્થિતિ આલેખતા ચિત્રની અસ્પર્શ્ય શ્રી શબ્દોમાં ઝિલાઈ ગઈ છે. આ બે રચનાઓમાં કવિકર્મની દૃષ્ટિએ જોવાનું છે તે તો એ કે આત્મલક્ષી કવિતામાં પણ કવિની મથામણ કેવી તો ઉત્તરોત્તર પોતાને બની શકે તેટલો દૂર હટાવવા તરફ હોય છે.

કવિકર્મમાં થાક ન સમજનારા કવિનું શિલ્પ ધ્યાન ખેંચ્યા વગર ન જ રહે. 'અબુધ બેય બધુંય ભૂલ્યાં' (પૃ. ૪૩), 'સ્મૃતિ-ઝંકૃતિએ' (પૃ. ૬૩), 'ક્ષિતિજમાં દૂર ધ્રૂજતી વીજળી' (પૃ. ૭). 'ભભક-માં સળગે અહીં કેસૂડો' (પૃ. ૮૩) અનુપ્રાસશક્તિના નમૂના છે. 'મેઘગાઢા વિષાદની' (પૃ. ૪૨)માં "આ"ના પુનરાવર્તન ઉપરાંત "મેઘ–ગાઢા"એ નવીન કલ્પન હૃદ્ય છે, જેમ 'ભપકી કેસુકુસુમની વળી' (પૃ. ૫૩)માં અનુપ્રાસ ઉપરાંત "ભપકી" જેવા કાંઈક અલ્પપરિચિત પણ અહીં યોગ્યતમ એવા શબ્દનો ઉપયોગ ચિત્રને ઉઠાવ આપે છે. ચીવટભરી શબ્દપસંદગીનાં દૃષ્ટાંત પણ ઠીકઠીક મળશે. 'રે ધ્વનિઓ! શાને હૈયું આ હથોડે ધબેડો?' (પૃ. ૧૦૨)માં ધ્વનિઓને ઉદ્દેશીને બોલાતા વચનમાં 'હથોડે ધબેડો'ની સ્વરવ્યંજનસંઘટના અને ધબેડવું–ક્રિયાપદની પસંદગી તરત ધ્યાન ખેંચે એવી છે. 'તરંગોના રંગે હૃદય–મન–આત્મા ઝકઝૂકે' (પૃ. ૮૧)માં ઝૂકવું–ક્રિયાપદ ઉપરથી નવું જ કાંઈક ક્રિયાપદ ઉપજાવ્યું છે! 'પેગાસસ' (પૃ. ૧૯)માં ખોપરી માટે કવિ મરાઠી 'કવટી' શબ્દ પ્રયોજે છે, અને સાગરને મરાઠી પ્રમાણે 'સાગરા'

(પૃ. ૭૧) કરીને સંબોધે છે. વસંતપંચમીએ ગુજરી ગયેલી બહેનને અંગે લખેલા સરળ નિર્વ્યાજ સુંદર કાવ્ય (પૃ. ૨)માંની

'છો કાળ આવે, શિશિરોય આવે,
ને પુષ્પ ફૂંળાં દવમાં પ્રજાળે.'

—એ પંક્તિઓમાં દવ=ઝાકળ સાથે પ્રજાળે ક્રિયાપદને આધારે દવ=જંગલમાં પ્રગટતો અગ્નિ એ અર્થ પણ ભળે—એ રીતની શબ્દરચના છે. 'મારાં મનોજ ફૂલ' (પૃ. ૮૭)માં ચિત્તમાંથી જન્મેલાં માનસપુષ્પ અને કામભાવનાં ફૂલ એવો શ્લેષ સ્પષ્ટ જોઈ શકાય. શ્લેષનો ઉત્તમ નમૂનો છે

તારો ફળો હૃદયનો સહકાર પૂર્ણ.
('આવે વસંત')

—માં. સહકાર=આંબો (કૃતિમાં યોજેલા પ્રતિરૂપના સંબંધમાં) અને સાથ—બંને અર્થને અવકાશ છે.

ચિત્રો ઉપજાવવાની શક્તિનો એક નોંધવાયોગ્ય નમૂનો 'સ્થલાંતર કરતાં'ના વર્ણનમાં છે:

જેનાં પર્ણો માત્ર દેખાય એવું
આ બારીની બાજુમાં તાલવૃક્ષ
ઊભું જાણે એક મોટું ગરુડ
વિસ્તારીને પાંખ મોટી,...
× × ×
સામે પેલું વૃક્ષ વિસ્તારી પાંખો
મૌને ઊભું મર્મરે શાંતિમાં, ને
આપે છે એ સ્વસ્તિમંત્રે વિદાય.

પૃથ્વીને એ કેવાં ચિત્રો રૂપે જુએ છે?—

તું ઙ્હેનારી પેઠ લાખો યુગોની
× × ×
સ્રષ્ટાનું છે એક આશ્ચર્યપુષ્પ.



કવિકલ્પનાના પંખાળા અશ્વ 'પેગાસસ'નું એ કૌતુકભર્યું ચિત્રાંકન કરે છે:

એકી ફલંગ થકી ઇન્દ્રધનુ કુદાવી
જ્યોતિષ્પથે ગતિ કરે નિજ પાંખ ખોલી.

હરિશ્ચંદ્ર બહુશ્રુત કવિ છે. એમની કવિતાના વિષયોનો ફલક તરત ધ્યાન ખેંચે એવો છે. કવિતાના વિષયો કે સંદર્ભો ભારતીય સંસ્કૃતિમાંથી વેદકાલથી માંડી પૌરાણિક અને બૌદ્ધ ઇતિહાસને અને પશ્ચિમની ગ્રીક પુરાણકથાઓ, ખ્રિસ્તી ધર્મ, યુરોપીય જનકથાઓ અને અર્વાચીન કવિઓને—એમ માનવસંસ્કૃતિના વિશાળ ભાગને ઊંડળમાં લેવા મથે છે.

હસ્તપ્રતો ઉપરથી જોવા મળે છે કે કાવ્યોની સાથે એ સંસ્કૃત, મરાઠી,* હિંદી, બંગાળી, અંગ્રેજી, પોલિશ, ચેક, ગ્રીક ભાષાઓમાંથી પોતાની મનઃસ્થિતિને બંધબેસતાં અવતરણો ચારે કોરથી લીલયા લાવીને ગોઠવી દે છે. ટિપ્પણમાં નોંધેલાં એ બધાં અવતરણો હરિશ્ચંદ્રની ભાવનાસૃષ્ટિનો કાંઈક વધુ આત્મીયતાભર્યો પરિચય કરાવશે. કાવ્યોનાં વસ્તુ, વિચાર, વિભાવના આદિમાં યુરોપીય સાહિત્યની અસરો અભ્યાસીઓના જોવામાં આવશે, જેમ દા.ત. 'અનામીને' શીર્ષકમાં રિલ્કેના Namelessની, છેલ્લી કૃતિઓમાંની એકના 'નિરાલંબ સ્વામી! જરૂર પડતાં માહરી તને' પાછળ રિલ્કેના 'What will you do, God, when I die?' જેવાની, સદ્‌ગત બહેન અંગેના કાવ્યની એક રેખા 'છો કાળ આવે, શિશિરોય આવે' પાછળ પોતે જ ડોનાલ્ડ્સના કરેલ અનુવાદ 'તું છે વસંત–'માંના 'આવે શિશિર ક્રૂર કાળ ભલે તહીં તો'ની, અને આત્મ-તપન-શોધન અંગે દાન્તેની કાવ્યસૃષ્ટિની. પણ એવા કોઈ અંશો

* ક્રાન્તિકારી સાવરકરના 'માઝેં મૃત્યુપત્ર'નો એમણે અનુવાદ કરેલો અને અત્યારના એક અગ્રણી મરાઠી કવિ 'કુસુમાગ્રજ'ની 'જીવનલહરી'નો કાચો અનુવાદ-ખરડો એમની હસ્તપ્રતોમાં પડેલો છે.

કવિએ પોતાની નાડીઓમાં સાક્ષાત્ અનુભવ્યા વિના અપનાવેલા ક્યાંય જોવા નહિ મળે.

આપણું સંસ્કૃતિમધુ હરિશ્ચંદ્રની બાનીમાંથી સહજ રીતે ઝમે છે. 'ડબ્લ્યુ. બી. યેટ્સને'માં 'આષાઢ' અને 'સ્વર્ધુની'નો પ્રયોગ, 'શેલીને'-માંની 'આપ્યું ત્રીજું નયન તેં શિવ એનું જોવા'–એ પંક્તિમાં ત્રીજા નયનનો ઉલ્લેખ, 'પેગાસસ'માં અશ્વમેધના ઘોડાનું આરોપણ, 'મરણોન્મુખ બોદલેરને'માં 'સંશુદ્ધ કિલ્બિષ...યોગી'માં ગીતાના યોગી સંશુદ્ધ-કિલ્બિષઃની શબ્દાવલિયોજના—એ પાશ્ચાત્ય વિષયોને પણ ગુજરાતી વાણીમાં અવતારતાં અત્રત્ય સંદર્ભોનો કેવો ઘેરો પાસ આપોઆપ લાગે છે તેના નમૂના છે.

ઈશુ ખ્રિસ્તના જીવનનો મહિમા હરિશ્ચંદ્રે વીંધાયેલા હૃદયે ગાયો છે. 'જગજ્જનની'થી 'ઈસ્ટર' સુધીની બાર કૃતિઓ 'અવતારના સાથી' નામના સ્તબક રૂપે એમણે યોજી હતી. 'તું ત્રિવાર મુજને નકારશે' એ પીટરને ઈશુ ભગવાને કહેલું વચન ગુજરાતીમાં જે સરળ વેધકતાથી ઊતર્યું છે તેવા દાખલામાં કવિહૃદયે વિષયને કેવો આત્મસાત્ કર્યો છે તેનો અણસારો મળે છે. 'જુડાસને'ના અંતની 'દ્રોહી કોણ નથી જીવને થયું?' એ ક્ષમાવૃત્તિ પણ એની જ સાક્ષી પૂરે છે. અને અંતમાં કંટકમુકુટનું હાર્દ કેવા સાદા શબ્દોમાં પ્રગટ થયું છે!—

તેં વ્યથા જગતના કંઈકની
લૈ ધર્યો મુકુટ કંટકો તણો.

'ધ્વનિજાગ્રત પીટર'ના અનુવાદ 'કોજાગ્રિ'માં ધર્મપિપાસુની આરત ગુંજે છે. ઈશુવિષયક 'અવતારના સાથી'ના અર્પણ માટે લખેલી પંક્તિ ધ્વનિજાગ્રત પીટરના અનુરણન રૂપ છે: 'ઘંટાનાદો સતત રણકે કોઇ ક્યારેય જાગો.'

ધર્મઝંખના અને પ્રણયઝંખના આ બે હરિશ્ચંદ્રની કવિતાના મુખ્ય



તાર છે, છેક આરંભથી. ૫-૩-'૨૮નું 'અઝા' (=પ્રાર્થનાનો સમય સૂચવવા પુરોહિતે કરેલો પુકાર)માં પોતે બધાંને નિમંત્રે છે:

હું યે વ્યથિત થઈ આર્દ્ર સ્વરે પુકારું,
શું ના મળે અખિલ વિશ્વ મહીં જવાબ?
કે એકલો સુણી સુણી પડઘો અનન્તે
થાયે વિલીન ત્યમ બ્રહ્મ મહીં ડૂબું હું.

કોઇ કોઇ હૃદયો પ્રતિશબ્દ પાડે પણ છે. અને કવિ કહે છે કે અમે બધાં ભેગાં મળીને પ્રભુને પ્રાર્થીએ છીએ ને પછી છૂટાં પડીએ છીએ અને હવે તો નવું બળ મળ્યું હોઇ

ક્ષણિક એકલતા સહીને
એ નાથના ચરણમાં વસીએ સદાએ.

આધુનિક પોલિશ કવિ વાઇચેહ બાંકના ધ્વનિજાગ્રત પીટરનો મૂળમાંથી અનુવાદ કરવા તરફ એ વળ્યા તેનું કારણ એમના હૃદયની ઝંખનાનો અવાજ હતો તે છે. એથી એમને કોજાગરી (કોણ જાગે છે?-એ પ્રશ્ન સાથે સંબદ્ધ) પ્રતીક પણ સંસ્કૃતમાંથી તરત હાથ લાગ્યું. હરિશ્ચંદ્રની કવિતામાં કોકિલનો કુહૂરવ એ આત્મા તરફ વળવા માટેના નિમંત્રણસ્વરનું પ્રતીક છે. વારંવાર એ 'મળસ્કે કોકિલને', 'પથસાથી', 'સ્થલાંતર કરતાં', 'કોકિલાને ૧–૨' આદિમાં યોજાયું છે.

પ્રણયઝંખનાનું બળ ધર્મઝંખના કરતાં ઓછું નથી. આ બંને ઝંખનાઓ કદાચ પરસ્પરવિરોધી છે એવા ચાલુ ભાનને લીધે પ્રણય-ઝંખનાની તીવ્રતા અને કરુણતા હરિશ્ચંદ્રની કવિતામાં ટપકે છે.

'હૈયે છુપાઈ લટ કેશની કૈં વિખેરી' એ ૧૯૨૭ના એક કાવ્યની આરંભની પંક્તિ. (આ કાવ્ય ૧૯૪૦ સુધી ફરી લખવાના પ્રયત્નો થયા જ કર્યા છે.) ૧૯૨૭ના પાઠમાં લગ્નમાંના દેહભાવ સામે ઉંકારો છે:

એ દેહલગ્ન મહીં લીન થઈ ભૂલું છું
કે આત્મ આ રડી રડી કંઈ શોધી રહે છે.

હરિશ્ચંદ્રને મન દેહ-લગ્ન અને સ્નેહ-લગ્ન એ દ્વંદ્વ નથી પણ દેહ-લગ્ન અને આત્મ-લગ્ન એવું દ્વંદ્વ છે, જેનો સ્નેહ-લગ્નમાં પણ સામનો કરવાનો રહે છે. આર્ત્ત સ્વરે એ ૧૯૨૭ની જ બીજી એક કૃતિમાં પ્રશ્ન કરે છે.

એ આત્મલગ્ન ન હું સાધી શકું કદાપિ?
('સાધના')

૧૯૨૭ની બીજી એક કૃતિ 'ભેખ'માં કહે છે:

અંચળ ઓઢી પ્રભુના પ્રેમનો બાલે, લઈશું ભગવો વેશ,
ફાટીતૂટી સાદડીએ સૂઈ દમશું દેહીની આ દેહ.

'૨૮ના 'ઉષાને અંકે' માં એ અભેદ ઝંખે છે:

ને આત્મની કરી અભેદ અજોડ ગ્રંથિ
તેજસ્વી થૈ વિરમીશું થઈ દેવદેવી.

'૨૭ના 'પાર્વતીપરમેશ્વર'માં સ્નેહજીવનના અભેદમાં વિશ્વને તારવાની શક્તિ હોવાનું સૂચન છે:

અલકલટ વિખેરું દ્રુભવું તુજને હું,
કરતલ ગ્રહી તારો હીંચકે હીંચકું ને;
પ્રણયસખી ઉમાશી રાચ તું મુજ પાસે,
ઉભય કર ગ્રહીને તારશું વિશ્વ સાથે.

અને 'યાત્રાળુ' (૧૯૨૮)માં, ઉપર જોયું તેમ, સ્નેહી યુગલ પોતાની પાછળ મહેક-રેખા મૂકી જવાનું ચિત્ર અંકાયું છે.

પ્રણય વિશાળ ધર્મભાવનામાં પરિવર્તન પામે એમાં પ્રણયનું સાફલ્ય છે એવી કવિહૃદયને શરૂથી જ દૃઢ પ્રતીતિ ન હોય!

પ્રારંભની કૃતિઓમાં એમની કવિતા પ્રગટ થઇ છે પ્રણયની લીલા આલેખતાં સુકુમાર ચિત્રોમાં અને ક્યારેક તો પ્રણયની લાલીના ઉદ્‌ગારોમાં. 'ઉષાને અંકે', 'જીવનમાધુરી', 'હૈયે છુપાઈ', 'પાર્વતીપરમેશ્વર'—આદિમાં એના નમૂના મળશે. ('વસુધા'માં સદ્‌ગત મેઘાણીએ પ્રણયની લાલી જોઈ—વધાવી હતી. ગુજરાતી કવિતામાં એનાં દર્શન વારંવાર



થતાં નથી, ખાસ તો કાવ્ય સુધી પહોંચતી લાલીનાં.)

દસકા પછી ફરી કવિહૃદય પ્રેમભાવનાનો જુવાળ અનુભવે છે. ત્યારે પ્રેમનું ભાવનાસ્વરૂપ વધુ ઊઘડ્યું છે:

પ્રણયમાં, પ્રણયી નયનો મહીં,
પ્રતિપળે ક્ષિતિજો નવી ફૂટતી.
('હૃદય, જીવન સુંદર, સુંદર')

ઉકેલી પોથી મેં સુજન તણી તારા સ્મિત થકી.
('ઉકેલી પોથી મેં')

જૂઠી નયનની લિપી કદીય કોઈ ફહેશો નહીં.
('તને અધિક શે ન ચાહું–')

હૈયે હૈયે એની ઉષ્મા જુદી છે.
હૈયે હૈયે એની ઊર્મિ જુદી છે,
પ્રાણે પ્રાણે ભૂખ એની જુદી છે.
('સાચે મને ગમતી')

વિશાલાક્ષી! તારાં કમલદલ જેવાં નયનને
ખીલેલાં જોઇને મુજ હૃદયને પ્રશ્ન પૂછતો:
તું યે ઈર્ષ્યા પેલાં નયનની કરીને જ ખીલતું,
નહીં તો અદ્યાપિ તુજ દલ બીડેલાં કયમ હતાં?
('વિશાલાક્ષી')

હવે પ્રણયલીલામાં રસ ઓસર્યો છે, પ્રણયલોકના સૂક્ષ્મ અવલોકન તરફ દૃષ્ટિ વળી છે. તટસ્થતા પણ ખીલી છે:

રમકડે રમતાં, હસતાં શિશુ,
રમકડું પડતાં રડતાં યથા,
રીઝવતો જગના જનને અને
પ્રણય, દુઃખનું કારણ તું થતો.
('બસમાં જોયેલાં બે પ્રણયચિત્રો')

પ્રણયલીલાને બદલે હવે હૃદયની વિગલિત દશા આગળ તરી આવે છે:

આંખો ભરી ભરી પીધો રસ રૂપનો એ
ને જે વધ્યો નયનના જલમાં વહ્યો'તો–
ને એ જ માત્ર તમને સહુને જણાયું.

('આંખો ભરી ભરી પીધો')

પાથેય જીવનનું એક જ છે અખૂટ:
આત્માની આરઝૂ સદા ઝૂરવાની એક
જેનાથી અશ્રુ ચખનાં અનિરુદ્ધ વ્હેતાં.

('પાથેય જીવનનું')

દિગન્ત મહીં આથમ્યો સૂરજ, તેમ હૈયે ય તે
છવાઈ અવ મ્લાનિ, ગ્લાનિ ભરતી દશેદિશ, ને
અફાટ રુદને ધુએ ઉદધિ પાય પૃથ્વી તણા.

('દિગન્ત મહીં')

છેલ્લા ચિત્રમાં વેદનાનું વૈશ્વિક ભાવકલ્પન રજૂ થયું છે.

પ્રણય એકપક્ષી-અનુત્તરિત હોય અથવા અર્ધ-ઉત્તરિત રહે અથવા પૂર્ણપણે અનુભવાય, 'ઉદાર હૃદયો સદા વધુ ઉદાર એથી થશે' એમ એ કહે છે ('થજો ન અનુદાર'); અને ભાવનાસ્વરૂપ પ્રેમનું પરિબળ વર્ણવતાં પ્લેટો પ્રેમની બહોળાં કુટુમ્બ કે રાજ્યને ઉપકારક નીવડવામાં ફલશ્રુતિ (સૉક્રેટીસે ઉલ્લેખેલા ડાયોટિમાના ઉપદેશાનુસાર) લેખે છે તે ખ્યાલની કવિચિત્ત પર ઊંડી અસર પડેલી જોઇ શકાય છે.

૧૯૪૧ના ગાળાનાં કાવ્યોમાં પ્રણયમૂર્તિનું ભાવનાસ્વરૂપ છે, બલ્કે પ્રિયતમા, સરસ્વતી અને ગંગા એ ત્રણેની એક મૂર્તિ (કદાચ શ્વેત પરિધાન કે સ્વરૂપને લીધે) હોય એવું કેટલાંક કાવ્યો પરથી સમજાય છે.

વસન શ્વેત મહીં નીરખી હતી,
હૃદયની મુજ એ જ સરસ્વતી.

('મિલનસ્મૃતિ')



ગંગા ગંગા નથી એ, ભગીરથ તણી જો એકલાની જ થાયે.
ગંભીરઘોષા વહી એ સરસ્વતી—

('સરસ્વતી ચીવરવસ્ત્રધારિણી')

ગંગા જેવી તું સદા મુક્તિદાત્રી
મારી રૂ્હેજે,...

('મારાં કાવ્યો')

પ્રેમાનુભવમાંથી કાવ્યો મળે એટલાથી કવિહૃદયને સંતોષ નથી. માનવ્યને ઉપકારક કાર્ય પણ પ્રગટવું જોઈએ; નહિ તો આત્માને વેચીને કાવ્યો પામ્યા જેવું થાય. પ્રિયતમાનું માત્ર સરસ્વતીરૂપ પ્રગટે અને ગંગારૂપ ન પ્રગટે તો એમાં કવિને ભારે અધૂરપ લાગે છે, બલ્કે ગંગારૂપ પ્રગટે ને સરસ્વતીરૂપ શમે એમ એ વાંછી રહે છે:

આત્મા વેચી કાવ્ય શે માગતો તું?
જીવ્યાલ્હાવો કાવ્યબાની મહીં શું?
જો, ના જાગે તારું માનવ્ય ક્યારે?

('આત્મા વેચી')

જોવું અને જીવનમાં બસ એક પીવું
માનવ્ય, ને જગવવું નિજ વર્તુલે એ.

('મળસ્કે કોકિલને')

કાવ્યો રૂ્હેજો જીવતર તણી કોઈની ના કમાણી;
જીવ્યાસિદ્ધિ સહુની ફળજો કાર્યમાં, કાવ્ય શામો.

('વૈશાખની એક સવારે')

તેમ છતાં ક્યારેક ક્યારેક શ્રેયની ઝંખનામાં પ્રેયોને છોડતાં, હૃદય અકળાય–અમળાય છે:

આ માર્ગ ત્યાગ તપ અર્પણ ને તૃષાનો,
આત્મા અને શરીરને અકળાવનારો
ને તૃપ્તિને અપૂરતી ગણી સીઝનારો
તે છોડ......

('સ્વગત')

પ્રણયની રંગીન દુનિયાને વિદાય દેતાં, સ્વધર્મ-પ્રવણ થતાં, હૃદય રિબાય છે:

નયનના રસથી જગ જોયું'તું,
હૃદયના રસથી ભર્યું'તું જગ;

× × ×

ઉરની ઊર્મિ ગઇ, કવિતા ગઈ,
ફરજની રસહીન કથા રહી.

('વિષાદ')

પણ એ કૃતનિશ્ચય છે કે જીવનમાં ફરી વાર પ્રણય સ્મરનું કટક લઇને આવવા કરે તો તેને

હર થઇ દહવો, થવું ખાક વા.

('ચિરવિષાદભર્યો')

૧૯૨૮ના 'યાત્રાળુ'માં જ મારજિત થવાની અભીપ્સા સિદ્ધિરૂપે ઉદ્‌ગારાઈ છે:

ભાથું લઈ તપનું ને થઈ મારજિત,
યાત્રા કરી જીવનની તુજ સાથ, દેવી.

પણ આત્મચિકિત્સક વૃત્તિ ઘણી સૂક્ષ્મ છે. 'શ્રાદ્ધ'ની એક પંક્તિ મૂળ 'ભૂખો મારી શારીરી ન્હોય કો દી' એ રીતે લખાઈ હતી. પણ, પાછળથી 'કો દી' ખૂંચ્યું હશે, તેથી તેની પડખે નોંધ કરેલી જોવા મળે છે: 'How can you say so? Fool! Make it આજે.'

પ્રેમઝંખના અને ધર્મઝંખના એકરૂપ થાય, ધર્મભાવમાં પ્રેમભાવ પરિણમે–શમે એ કવિહૃદયની સતત સાધના છે. જો એ દ્વૈત ન શમે તો મહતી વિનષ્ટિઃ। પ્રિયતમા સરસ્વતી, ગંગા,–પ્રેમ, કવિતા, ધર્મ–ત્રણેની સાચી એકરૂપતા સિદ્ધ ન થઇ, પ્રણય અને કવિતા પરિણત થઇને ધર્મમાં ન ઠર્યાં, તો કવિતાનો પણ એક રીતનો–એને કુંઠિત રાખવાનો–અપરાધ જ થયો ગણાય. (મારાં કાવ્યો પ્રગટ કરશો નહિ, સરસ્વતીનો મેં અપરાધ કર્યો છે, એ મતલબનું છેવટના મહિનાઓમાં



મને લખેલું તે આ અર્થમાં–એમ હું માનું છું.) દ્વૈતની પાર જવા માટેની પ્રાર્થનામાં ઉત્કટ આર્તિ છે:

...આ ઉર, ચિત્ત ને શરીરને દ્વંદ્વો પરે લૈ જઈ,
તન્હાતીરનું શૂળ આજ ઊંચકીને મોક્ષ મારો કરો.

('મોક્ષ')

એક બાજુથી શૂળ ખેંચી કઢાવવા માટેની યાચના જેવી પ્રબળ છે તેવી જ બીજી બાજુ અરૂપ રૂપ પીવાની, અરસ રસમાં નાવાની લેહ પણ ગજબની છે:

અરૂપ રૂપને પીવાની જે અદૃશ્ય તૃષા ઊઠી,
અરસ રસમાં નાવાની જે દહી રહી જ્વાલ તે,
શરીર-મન ને આત્માનાં એ અકારણ ક્રન્દનો
જાગ્યાં ક્યાંથી શમે ક્યાં...?......

('ક્રન્દનો')

શરીર-મન-આત્માનાં ક્રન્દનો ક્યાં શમે એનો જવાબ એ ક્યાંથી જાગ્યાં એ પ્રશ્નના જવાબમાં છે અને તે જવાબ તો કવિની કાવ્યચર્યામાં પડેલો છે, 'ક્રન્દનો'માં જ ત્રણ પંક્તિ પહેલાં કહેવાયું છે તેમ કવિને અનાહત નાદની કરુણમધુરી બાંસુરી સંભળાયાં જ કરે છે:

અરવ રવના સૂરે વિશ્વે અનાહત નાદની
કરુણ મધુરી વાયે કોઇ અગોચર બાંસુરી.

એ 'કોઇ'ને આધારે તો કવિ પોતાને સધિયારો આપી શકે છે કે એ પહેલાં અભયનું વરદાન આપી દીધા પછી જ યુદ્ધો, રિબામણી–એવા બધામાં સંડોવે છે. પણ એણે એકવાર અભય આપ્યું પછી એ પોતે જ સામે યુદ્ધમાં આવે તો પણ શો વાંધો? કદીક એ રડાવે પણ ખરું, પણ એ જ તો

કદીક સહુની હાંસીમાંયે તને હસવી જતું.

('ક્રન્દનો')

ક્યારેક, ક્ષણભર (—માનવ છે ને?) નનુ ખલુવાળા શાસ્ત્રાર્થ

બધા મનમનામણાં જેવા લાગે છે અને દ્વંદ્વાતીત થવું તે ગત અનુભવોના સંદર્ભમાં અસંભવવત્ લાગે છે. તો, એ ગતનો સ્વીકાર જ શા માટે ન કરવો?

દ્વંદ્વાતીત થવું અને રહિત તે ત્રૈગુણ્યના ભાવથી
સંસારે નનુ કે ખલુ અગર તો માનો મનાવો બધું-
થાવું, થાવું, નહીં થવું, થઉં થઉં, થાવાનું થૈ થૈ થવું,
ના થાવાનું થઈ જતું, થઇ ગયું, જે થૈ જવું તે થયું!

—૧૯૪૮ (૩૦ ફેબ્રુ.)ની એક સવારે શ્રી કૃષ્ણમૂર્તિના, ભૂતકાલમાંથી છૂટવા અંગેની ચર્ચા કરતા, પ્રવચનમાંથી પાછા ફરતાં આ ભાવ ઊછળ્યો છે. પણ થોડા માસ પછી, ગતને ભૂંસી ભાવી માર્ગ સ્પષ્ટ આંકવા, શિખરો ઝાંખવા એ ઉદ્યુક્ત થાય છે અને પોતાને સાથ આપવાનો સંકલ્પ કરવા નિયતિને—પ્રભુને આવાહન—લગભગ આહ્વાન કરે છે, એમાં ચરમ—પુરુષાર્થની લગનીનો બુલંદ લલકાર છે:

વિલીન ગત થાવ; ભાવિ! મુજ માર્ગ ખુલ્લો કરો;
હતું યદપિ શાપરૂપ ગત જેહ, ડૂબી ગયું.
અરે! નિયતિ અંધ, નેત્ર તુજ ખોલ ને સ્હાય દે,
સુસ્પષ્ટ કર માર્ગ ભાવિ પથ જોઉં તે કાપવા.

રહસ્યમય ગૂઢ આછી સહુ રેખ વિતરો, અને
અદૃષ્ટ અવ દૃષ્ટ થાવ શિખરોની ઝાંખી થવા.
પ્રભો નિયતિ! સાથ દે, કર મહીં તું સંકલ્પ લે,
હવે નિયતિ! ભાવિ મારું, વિધિ મારું મારા મહીં.
('વિલીન ગત થાવ')

કાર્ડિનલ ન્યૂમન પ્રભુને પ્રપત્તિભાવે વીનવે છે, 'remember not past years' ('વીત્યાં વર્ષને લોપ્ય સ્મરણથી સ્ખલન થયાં જે સર્વ'). હરિશ્ચંદ્ર ભાવિપથ ઉજાળીને સહાયરૂપ થવા પ્રભુને પ્રાર્થતી વખતે શાપરૂપ ગતકાળનો સંકલ્પશક્તિથી લોપ વાંછે છે અને ભાવિને મૂઠીમાં પકડવા મથે છે. સાત વરસ પહેલાંની 'અનામીને' પ્રાર્થનામાં પ્રભુનો સાથ



માગ્યો છે તેમાં શરણ્યતા છે, અહીં સાથ માગ્યો છે તેમાં કર્મણ્યતા છે, 'અનામીને' અશ્રુપોચા હૃદયમાં બીજ ઓરવા વિનંતી કરી હતી:

એકલો મેદની વચ્ચે, એકાન્તે હોઉં એકલો,
નિદ્રામાં, જાગતો હોઉં,—અંતસ્તલ ઉખેડીને
પામવો પાક તારે જે, બીજ તેવાં તું ઓરજે.

ધરાની કૂખ, ને નારી ક્યારે ક્યારેક જાણતાં
તેમ આપણ બન્ને એ જાણશું; અન્ય કોઈ એ
જાણે ના તેમ તું આવી, અનામી! બીજ ઓરજે.
('અનામીને')

સચ્ચાઈનો રણકો આ બંને પ્રાર્થનાઓને કાવ્ય બનાવે છે. ખરું જોતાં હરિશ્ચંદ્રની સમગ્ર રચનાઓમાં એ રણકો સંભળાયા વિના રહેતો નથી.

પ્રેમ અને ધર્મ એ ભાવનાઓનું દ્વૈત શમવાનો અથવા પ્રેમધર્મની ભાવના જામવાનો અવસર આવે ત્યાં તો આયુષ્યનો અંત આણ્યો. બંને ભાવનાઓનાં મંથનોની, દોષિતભાવની, આત્મતપન—આત્મશોધન (પર્ગેટોરિયો)ની કવિતા પાછળ રહી.

હરિશ્ચંદ્રની કવિતાને સ્વાભાવિક રીતે મર્યાદાઓ પણ છે. આટલા સુંદર છંદપ્રભુત્વવાળા કવિ ગીતોમાં ખીલી શકતા નથી. 'કવિ તારે કેટલાં હૈયાં?' પહેલી લીટીથી આગળ વિકસતું નથી, 'મૌનની વાણી આજ રૂંધાણી' પ્રહ્લાદ પારેખના 'લોકની વાણી, આજ રૂંધાણી'ની યાદ આપે છે. ૧૯૨૫ની 'આંખડી ઘેરી ને રાત રળિયામણી રે'—એ ધ્રુવપંક્તિ લોકગીતશક્તિનો અપવાદરૂપ ઉન્મેષ છે. ચૌદ પંક્તિનાં કાવ્યો કેટલાંક છે, પણ સોનેટનો દૃઢ આકાર ક્વચિત જ મળે છે. અદ્‌ભુત 'પેગાસસ' પણ જવલ્લે જ અપવાદ હોય. નાનાં મુક્તકોમાં સુરેખ લાવણ્યમયતા છે. એ. ઈ. હાઉસમન કહે છે તેમ મૌક્તિકોની જેમ આ મુક્તકો પણ કવિચિત્તમાંથી સ્રવી આવે છે. લાંબી કૃતિઓમાં ઉત્તમ પંક્તિઓ—વારંવાર રટ્યાં કરીએ એવી પંક્તિઓ ('સ્ખલનશીલ છે સૌએ, સૌએ સહિષ્ણુ

થવું ઘટે'; 'જિવતર મહીં થોડું જીવી, ઘણું ન બગાડવું';–જેવી) હોય, પણ સમગ્રની એકતા સધાઈ હોય એવું બધા દાખલામાં ન જોવા મળે. નાનાલાલ, શ્રીધરાણી, હરિશ્ચંદ્ર–આવા કવિઓની જેવી અપૂર્વ છંદોમોહની વાઙ્‌મોહની છે, એવી રચનાની એકતા પણ એમને હમેશાં વશ હોત તો? એકતાની શિથિલતા હોય ત્યાં છંદ અને ભાષા પણ તેઓમાં ઢીલાં પડતાં વરતાય છે.

હરિશ્ચંદ્રની રચનાઓમાં પ્રગટ થતાં છંદકૈફ—લયનું નાજુક કલામય સંયોજન, વાણીની સઘન વેધકતા, બહોળા માનવસંસ્કૃતિવિસ્તારમાંથી યોજેલા સંદર્ભો–ખ્યાલો અને ઉપાડેલા વિષયો, અભિવ્યક્તિની સચ્ચાઇ સિદ્ધ કરવા માટેનો અથાક કલાશ્રમ, પ્રેમની આરત અને આત્મ-ચિકિત્સક વૃત્તિપૂર્વકનું ધર્મશોધન,—'સ્વપ્નપ્રયાણ'ની સામગ્રીને કાવ્ય-રસિકો અને કાવ્યસૌન્દર્યશોધકો માટે કીમતી બનાવી રહે છે. 'નિર્દોષ ને નિર્મળ આંખ તારી', 'અનામીને', 'રાઈનર મારિયા રિલ્કેને', 'મરણોન્મુખ બોદલેરને','પૅગાસસ','ઇકેરસ,' 'એકો અને નાર્સિસસ', 'પીટર','કૈયાફસ-હેરોડ અને બીજા', 'સખ્ય', 'લૅબર્નમને', 'શેષકથા', 'વિલીન ગત થાવ', 'ઉરદોલ', 'સ્થલાંતર કરતાં', 'યમ' આદિ કૃતિઓ અને પાણીદાર મોતી સમાં પ્રણયકાવ્યો આ સદીની બીજી પચ્ચીશીની ગુજરાતી કવિતા-ના એક ઉત્તમ કાવ્યસંગ્રહ તરીકે 'સ્વપ્નપ્રયાણ'ને સ્થાપવા પર્યાપ્ત છે.

ઑગસ્ટ ૩૧, ૧૯૫૯

ઉમાશંકર જોશી



# અનુક્રમણિકા

## પૂર્તિ



## અનુપૂર્તિ

## મારા ઉરે કોઈ અબૂઝ વેદના

મારા ઉરે કોઈ અબૂઝ વેદના
વર્ષો થયાં અંતર કોરતી હતી;
યુગાન્તરોની અણુદીઠ વાંછના
મથી રહી સર્જન પામવા નવાં.

તેં મુગ્ધ મારું ઉર ખોલ્યું, ને મને
માતા ! કીધો તેં દ્વિજ, દૈન્ય ટાળિયું.
રહે અધૂરાં અવ ગાન મારાં
ફરીફરી જન્મ લઈ કરું પૂરાં.

## તારા શ્વાસે શ્વસીને

તારા શ્વાસે શ્વસીને મમ ઉર ધબક્યું તેં દીધી પ્રાણદીક્ષા
પીધી મેં સ્તન્યધારા તુજ ઉર વળગી અંગઅંગો વધ્યાં આ;
તેં પ્રીછ્યું મૌન મારું, કુહૂરવ સમજી તેં મને હાથ દીધો,
તારાં ગીતો સુણીને શબ્દ તુજ વીણી થાઉં વાચસ્પતિ હું.

તારી ફૂંકે વિતાવી શરદ કંઈક ને કૈં વસંતો વિતાવી;
કિંતુ મા, યૌવને તો પ્રણયજીવનની રાજ્ઞીને હાથ આપી
ભૂલ્યો. ના, ના, ભૂલું ના,-તુજ ઉર ઠરતું, આંખ તારી કહે છે.
સેવામૂર્તિ હૃદે લે, જીવનભર રહે પ્રાર્થનામૂર્તિ મારી.

## નિર્દોષ ને નિર્મળ આંખ તારી

નિર્દોષ ને નિર્મળ આંખ તારી
હતી હજી યૌવનથી અજાણ,
કીધો હજી સાસરવાસ કાલે,
શૃંગાર તેં પૂર્ણ ચિતા મહીં કર્યો!

કૂંળી હજી દેહલતા ન પાંગરી,
કૌમાર આછું ઊઘડ્યું ન ઊઘડ્યું,
પ્હેરી રહે જીવનચૂંદડી જરી,
સરી પડી ત્યાં તુજ અંગથી એ!

સંસારના સાગરને કિનારે
ઊભાં રહી અંજલિ એક લીધી,
ખારું મીઠું એ સમજી શકે ત્યાં
સરી પડ્યો પાય સમુદ્રની મહીં!

છો કાળ આવે, શિશિરોય આવે,
ને પુષ્પ કૂંળાં દવમાં પ્રજાળે;
સુકોમળી દેહકળી અરે અરે
વસંતની ફૂંક મહીં ખરી પડી!



## વસંત વીતી

વસંત વીતી, નવ આમ્ર-મંજરી
ખરી, પડી યૌવનદેહ-મંજરી;
ને ગ્રીષ્મની વાદળછાંયડી મહીં
ઊગેલ એકાન્ત તળાવને ખૂણે
ઝાંખી લાલાશવાળી ધવલ કમલિની, એવું સૌંદર્ય તારું.

## સીમાડા

બાની વિદાય ઘરઉંબરમાં લઈને
લીધી વિદાય પ્રિયની નયનો મિલાવી.
ને 'આવજો' કહી પરસ્પર બાળકોશું
બેઠો હું વાહન મહીં, જતું વેગથી એ.

'સેના' ગઈ, ગયું જ ખેતર આપણું જે,
ને દૂર ત્યાં ક્ષિતિજમાં રવિ આથમે, ને
ધીમે ધીમે તિમિર આવરતું છતાંયે
ભુલાય શેં જનમભૂમિ તણા સીમાડા?

આજે અહીં પશ્ચિમવાહિની તટે
કાવેરીનાં ઊછળતાં જળ અંજલિમાં
લૈ તર્પતાં નયનમાં જળ ઊભરાયે—

પિતૃ સ્મરું, સ્મરું પુરાતન ઈતિહાસ,
જ્યાં ગૌતમે રીઝવિયા પ્રભુ રંગનાથ.

આનંદમાં મગ્ન, અનંતશાયિની
હ્યાં મૂર્તિ છે સાગરપુત્રી સજ્યમાં;
વિનાશની ધૂધવતી અશાંતિમાં
એ ચિન્તવે શું નવસૃષ્ટિ-સર્જન?

## અગ્નિને

હોતા છું, પાવકાગ્નિ!

લાવ્યો મારાં કિલ્બિષો, બાળજે તું,
જેવો તારી સાત જિહ્વા થકી તું
હોમાયેલું જાય છે સર્વ ભક્ષી.
પૃથ્વીને તું બાળતો સૂર્ય રૂપે,
બાળે, એની ભૂખ વર્ષાની જાગે,
મારામાં રે એમ, ઓ અગ્નિ! જાગો
વર્ષાની એ ભૂખ, જેના થકી હું
ધારા ઝીલું અમૃતોની સહસ્ર.

ઋત્વિજ છું, વરદાગ્નિ!

તારી શક્તિ, તેજ તારાં તું આપ,
માગું તારી ચેતનાના કણો હું.
અગ્નિપ્રેર્યા અંતરિક્ષેય વિશ્વો;



સ્વયંભૂ તું, અગ્નિ ઓ! પ્રેમીઓના
ચિત્તોમાં તું આવ, પ્રાણે તું આવ.
તારા પ્રેર્યા અર્થ ને કામ માટે
સંસારે આ છે જ વ્હેવાર સર્વ.

હોમાવાની છે જ કાયા તને આ,
જ્યારે મારી ચેતના સંહરે તું,
એને આજે સુકૃતાર્થી બનાવ.

બ્રહ્મા છું, મંગલાગ્નિ!

હૈયે હૈયે હેતના હોજમાં તું,
રાષ્ટ્રે રાષ્ટ્રે તું જ માનવ્ય સાચું;
શેણે આજે શોણિતોની નદીએ
પૃથ્વીને તું ભીંજવે અગ્નિ, પૂછું?
શબ્દોમાં તું વ્યંજના, પ્રેરણા તું,
સૌન્દર્યોમાં જાગતું સત્ય તુંથી,
ચેતનવંતું સૃષ્ટિમાં જે બધું, ત્યાં
તારી ઉષ્મા, તેજ તું, તું જ અગ્નિ.
તું રોળે છે ચૌદ બ્રહ્માંડ તારાં
રૌદ્રે રૂપે, ને વળી યજ્ઞથી તું
તારા સર્જે છે નવી સૃષ્ટિ પાછી.

તારા સાતે હાથમાં બાણ લૈને,
તેવા યજ્ઞે પ્રેર તું માનવોને.

## પૃથ્વીને

સ્રષ્ટાની ઓ તારિકા જે ખગોલે,
આશાની ઓ તારિકા માનવોની!

સ્રષ્ટાનાં સૌ જ્ઞાન, વિજ્ઞાન, પ્રેમ,
તારે હૈયે, માનવી ઝંખતો જે.
વર્ષાસ્નાને ગંધવાહી થતી તું,
ખેડી તુંને આર્ય હું થાઉં, પૃથ્વી.
સંતાનોની તું જ માતા ધરિત્રી
નારી, ધાત્રી, તું જ શ્રી, દ્યૌપ્રિયા તું.

પાતાલો ને સ્વર્ગની મધ્યમાં તું,
તારે હૈયે અબ્ધિની ઊર્મિ લ્હેરે.
તું વ્હેનારી પોઠ લાખો યુગોની,
ઉત્ક્રાન્તિની તું જ જોનાર એક.

નક્ષત્રોનું ભાન જાગે અમોને
પૃથ્વી તુંથી; સ્થાવરે શ્રેષ્ઠ તું છે,
પૃથ્વી, તું છે નીડ સૌ જંગમોનો.
લાવા તું છે, તું ગિરિ, હેમ તું છે,
તું છે રત્નો, ધાતુ ને સૌ ખનિજો
વિજ્ઞાનોનું દ્રવ્ય તું છે અમૂલ્ય.
પરમાણુમાં ચેતના જોઈ જોઈ,
વિજ્ઞાનોનાં જ્ઞાન ફેલાય સંધાં.

તત્ત્વોનો છે તું જ આધાર એક,
તારે પાત્રે છે રસો વિશ્વના સૌ.



ધાન્યે છે તું, પત્ર પુષ્પે ફળે તું.
સૂર્યપ્રેરી ફૂદડીઓ ફરીને,
ફેરે ફેરે રાત્રિ–દિનો–ઋતુના
રંગોની તું ચૂંદડી પ્હેરી શોભે.

તેં સંચ્યાં છે માનવીઅસ્થિ મોઘાં,
સૌ અંતોમાં મૃત્તિકા! ભાગ તારો.
બ્રહ્માંડોના વૃક્ષનું તું જ સાચે
સ્રષ્ટાનું છે એક આશ્ચર્યપુષ્પ!

## પવનને

સૂસવતા અહિ-ફેન સહસ્રથી,
અનિલ, તું વિષનું શીત લાવતો,
અગર તું વડવાનલ અગ્નિ શો,
જગત, ખાંડવ શું, બધું બાળતો—
પૃથ્વીને બાંધતો શું યમરૂપ થઈને પાશ ફેલાવી તારો?

ક્ષિતિજમાં દૂર ધ્રૂજતી વીજળી,
પૃથિવીને ઉર કંપ થતો જરી,
અનિલ, વિદ્યુતવાહક તું થઈ,
જગવ કંપન પ્રાણ મહીં હવે—
આવી વિદ્યુત સખા તું, સજીવન કરજે પ્રાણસંચારથી તું.

ઉદધિમાં તરતી તરણી, સઢો,
મરુત, તું ભરજે, દૂર લૈ જજે,
ધરતીએ ધન-ધાન્ય લણે જનો,
ઊતરજે કર-અંગુલિમાં તહીં.
અગ્નિના આવ, સાથી, તૃણ-જન-જગ સૌ મોદથી તું ભરી જા.

ગગનથી સરજે ખગ પાંખથી,
ઊતરવા અહીં ચંદ્ર-ગતિમહીં,
ઊતરજે અહીં અશ્વજવે, ’થવા,
શરતમાં જીતનાર તણા ડગે—
આવેગે આવજે તું, શિશુસ્મિતસમ વા આવજે વાયુ મંદ.

પવન આવ, ઉઠાવ, ઉપાડ તું,
કર અભાન ફેંકી અવ પ્રાણ આ,
ગગનમાં ચગવી ઘુમરાવીને,
પૃથિવી ઉપર તું જ પછાડજે—
ડંખીને મૃત્યુશીતે, સજીવન કરજે, પ્રાર્થના એ જ મારી.

૧/૨-૭-૧૯૪૧

## પ્રથમા નારી

શંભુનું જે અર્ધનારી-સ્વરૂપ,
તેની તું છે પ્રકૃતિ! પૂર્ણ નારી!

સ્ત્રીઓમાં તું આદિ નારી સતી તું,
આદ્યા તું; લે, આવ ઓઢાડું તુંને
વસ્ત્રો આછાં શ્વેત ચારે દિશાનાં;



પ્રાતઃકાળે સૂર્ય થૈને ચૂમું હું
તારા હોઠો, ને સુહાગી કરું હું,
સાંજે જાતાં કેશ સંમાર્જી તારા
બાંધું મોતી તારકોનાં લલાટે.

ગ્રીષ્મે આવી પૂર્ણિમા–સોમ થૈને
પૂરું તારા કોડ ને દોહદોયે.
વર્ષામાં હું કૈં યુગોનો વિયોગી
દોડ્યો આવું, વજ્રપાતે હું ભેટી,
આંસુ-ધારે ભીંજવું બેયને હું.
આશ્લેષોમાં શીતનાં મૃત્યુ પીવાં.

હેમન્તે પી ઓસનાં અમૃતોની
પ્યાલી, ઘેને આંખડી રાતી થાતાં,
કુંજે કુંજે મ્હાલશું કો વસન્તે.
પાયે તારે ઝાંઝરી નિર્ઝરોની,
ક્યારે ક્યારે વૃક્ષ ને વલ્લીઓમાં,
તારું શોભે વન્ય કન્યાત્વ, બાલે!

લાવા–જ્વાલા–કંકણો ક્યાંક ધારે,
સહરા જેવા આતપોના રણોએ,
ઉગ્રા જાણે ચંડિકા કાલિકા તું.

શસ્યે શોભે કામધેનુ સમી તું,
દૂઝે જેવી દેવ ક્યારે ન પામ્યા,
એવી સાચે તું શિવા, બ્રહ્મકન્યા!

સૃષ્ટિના બ્રાહ્મ મુહૂર્તે, પ્રકૃતિ મેં તને કરી
પાણિગ્રહણથી મારી—
લગ્ન પ્હેલું, મનસ્વિનિ!

[૨]

માતા, કન્યા તું, સ્વસા તું, પ્રિયા તું,
આદ્યા નારી, પ્રકૃતિ! આવ અર્ચુ.

કન્યા થૈને આવ. હું લૈ ઉછંગે
ગીતો મીઠાં નિર્ઝરોનાં શિખાવું;
શબ્દો આપું પંખીના, પ્રેમ કેવો
ધીરે ધીરે શાંત વ્હેતો બતાવું.

રક્ષા લૈને તું સ્વસા, આવ આજે
આશીર્વાદે ધન્વી હું વિશ્વ જીતું.
કારુણ્યે એ નેનમાં છે જયોની
સૌ માંગલ્યોની બધી પ્રેરણાઓ.
કૈં જન્મોથી જેની મેં વાટ જોઈ,
આજે આવી કુંદ તું શુભ્ર લૈને
ધીરે ધીરે એ જ મારી પ્રિયા તું,
જીવ્યા લ્હાવો ચુંબનોએ જગાડી
શો છે તેનું ભાન આપું તને હું.

માતા, આવો, મૃત્યુ ને જીવનોનાં,
મારે પીવાં અમૃતો, દાહ શામો,
મારું લાતો, તોય હૈયે બઝાડી
દેજો એનાં અમૃતો બાલને આ.



[૩]

આવો વિશ્વે એક એવી વસન્ત,
ભુલાયે ના વિશ્વના અન્ત સુધી.
આદ્યા નારી, આવ આજે નિમંત્રુ,
સાથે બન્ને હાથમાં હાથ લૈને,
તું હું બન્ને જીવીએ એક ગાથા.
થૈને મારી પ્રેયસી આવજે તું.
અગ્નિએ જે સર્જનોની જગાડી
ભૂખો, તેને સિદ્ધિવન્તી થવાને.

શિવ નિજ રૂપના જે અર્ધનારી-સ્વરૂપે,
પ્રણયસખી ઉમામાં જેમ એકત્વ પામે,
ઉભય રત થઈએ, એમ કલ્યાણિ! ત્યારે,
જીવનરસની પ્યાલી એકસાથે પીવાને.

પ્રણયમાં ડૂબવે યદિ તું મને
જીવનને નહિ ભૂલવજે કદી.
પ્રણયમાં લુભવે યદિ તું મને
વિમુખ જીવનથી કરતી નહીં.

૬-૫-'૪૧

## સાવિત્રી

એકાકિની ચિર સુદૂર અસીમ એવા
તારા જડેલ નભમાં, રખડી ઘણુંયે.
આંસુ ઝરે નયનથી વહતી સુવાણી
રિઝાવવા મથતી કાલ પ્રચંડને એ.

એ રીઝવી નવલ ચેતન, પ્રેમ પામી,
પામી વળી નયન-તેજ, ગુમાયલાં જે.

આજે ભમી અતલ વિસ્તરતા ઊંડાણે
આત્મા! દિગન્તમહીં કાલ-પગેરું શોધે?
શોધે, મળે કદીય કાલ પ્રસન્ન થાયે,
તો માગજે સતત શોધ અજન્મ જે છે
અગ્રાહ્ય ને અનનુભૂત અનંત તત્ત્વ
પામ્યું નથી કદીય કોઈ ન પામતું જે.

## ભવ્ય શિખરે

શસ્ત્રો સજી જયપરાજય-ચક્રમાંથી
સંસ્કાર ભવ્ય શિખરે ગ્રીસ-રોમ પહોંચ્યાં;
સંસ્કારિતા મહીં ન માનવતા જરાયે
કાર્થેજને દિવસ સત્તર રોમ બાળે!
રે વાસુકિ-વિષ મહીં અમી સ્હેજ હોશે,
ઐશ્વર્યનું વિષ હલાહલથીય ભૂંડું.

જે લોકશાસન મહીં ગ્રીસ-રોમને ના
લાધ્યું, અહીં ભરતવર્ષની પુણ્ય ભોમે
સીંચે અશોક જગતાપ નિવારવાને
ઐશ્વર્યનું સુભગ મંગલ વિશ્વમાંડે.

એ ધર્મમંગલ થકી જગદાહ વામે,
જેવી વર્ષા પ્રપાતે પૃથિવી ઉરતણી વહ્નિ-ઝાળો વિરામે.



## નેત્ર-વિસર્જન

[૧]

રાત્રી મહીં નયન તારકનાં ધરીને,
આ અંતરિક્ષપટ સૃષ્ટિનું ભાન લેતું.
જોવા સનાતન દ્યુતિ મહીં સૃષ્ટિ ને એ
ખેંચી લિયે પટ મહીં નયનો અને આ!
આવી આવી ઉષા ત્યાં શિર-ઘટ લઈ ને સૂર્ય-સંજીવનીનો.

[૨]

ને કાચના કણ સમાં નયનો વિલોપી
એવાં તમિસ્ર ઉરનાં અજવાળવાને,
ને પ્રાણની તરસ છીપવવા અમીથી
આ બિલ્વમંગળ વીંધે નયનો જ એનાં—
આત્માનું તેજ જાગે, દ્યુતિ-કણ થકી એ વિશ્વ સૌંદર્ય કાલે.

૪-૫-'૪૧

## અનામીને

આંસુ વર્ષ્યાં પછી હૈયું પોચું ભીનું થતું જરી,
ચિરાડા ચાસના ઊંડા પડેલા ચિત્તમાં વળી;
ત્યારે તું એકલો આવી ઓરજે બીજ અંતરે.

એકલો મેદની વચ્ચે, એકાન્તે હોઉં એકલો,
નિદ્રામાં, જાગતો હોઉં, અંતસ્તલ ઉખેડીને,
પામવો પાક તારે જે, બીજ તેવાં તું ઓરજે.

ધરાની કૂખ, ને નારી ક્યારે ક્યારેક જાણતાં
તેમ આપણ બન્ને એ જાણશું; અન્ય કોઈ એ
જાણે ના તેમ તું આવી, અનામી! બીજ ઓરજે.

૨૪/૨૫-૭-'૪૧

## હલી!

અનામી કૃષિકાર! આવ, અહીં શ્યામ પૃથ્વી સમો
પડ્યો હું, અવ તું ઉગાડ નવમોલની રિદ્ધિ ત્યાં.

ખનિત્ર લઈને કરે કૃષિક દૂર સૌ ઝાંખરાં
નિદાઘ તપને પુનઃ ધરતીની ભૂખો જાગતી,
અષાઢ જલવર્ષણે પૃથિવી ગન્ધવાહી થતી
કૃષિક હળ ભોંકતો, ધરતી ચાસી બી ઓરતો.

હલી! હૃદય ઉપરે કર ઊંડા ઊંડા ચાસ તું
અને તહીં તું ઓર બીજ નવ ધાન્ય માટે ફરી.

૨૩-૭-'૪૧

## પ્લેટોનો આત્મા

[ગ્રીક મુક્તક(એપિગ્રામ)નો તરજુમો]

અરે! કબર ઉપરે, ગરુડ, આંહીં ક્યાં તું ઊંચે
ઊડી વિયત-તારકા-પથ–સુભવ્ય ધામે જતો?—
ઊંચે, ગગનમાં ઊંચે, 'મર હું આત્મ પ્લેટો તણો
જતો; શવ અહીં નીચે ગ્રીસ ભલે રહે સાચવી.



## ડબ્લ્યુ. બી. યેટ્સને

આષાઢ વાદળ મહીં તરતો મયંક:
ઘેરો, ગભીર, કરુણાર્દ્ર, અશાન્ત, દીન
ને ક્લાન્ત, ખિન્ન, તરલોર્મિ વહન્ત પ્રેમ.

એવાં જ નેન—
રાતાં ગુલાબ, ગત પ્રેમની આરઝૂ, ને
હૈયાની એ જ જગજૂની વ્યથાની વાત.
સૌન્દર્ય-ભાન–ભરતી સઘળું કળ્યું તેં;
સ્વર્ધૂનીતીર ગતયૌવન વૃદ્ધનીયે
તેં સાંભળી સ્વમુખની ઉપહાસ વાત:
"જે હોય સુંદર બધું જલશું તણાતું
આવે"—

૨૬-૩-'૪૧

## શેલીને

તેં પર્વતીય પ્રકૃતિ નીરખી, અનેક-
રંગી દીઠી ગગનશોભન વાદળીઓ,
મૃત્યુ સમો નિરવધિ જલરાશિ, ચંદા
ફિક્કી વળી સરતી વાદળમાં, દીઠાં તે.

સ્વાતંત્ર્યમાં મનુકુલોની બધીય સિદ્ધિ
છે; જોઈ એ, સમર તેં સહુના વધાવ્યા
જે અર્પતા જીવન, માનવતાની બેડી
તોડી, ફગાવી મથતા નવભાવનાર્થે.

જ્ઞાને, તપે, નૂતન સર્જન આશ જોતો
સૌન્દર્ય સ્પર્શ મહીં ચેતન અગ્નિ-જ્વાલા,
તેં દેહબંધ થકી મુક્ત અબંધ પ્રેમ
જોયો, પીધો, 'નુભવીને અમનેય સિંધુ
એ પ્રેમનો નીરખવા અવગાહવા એ
આપ્યું ત્રીજું નયન તેં શિવ એનું જોવા.
ચંડોળગાન નભ નીતરતું ઝીલીને
ઉલ્લાસ ગાન મહીં જોઈ વિષાદ-રેખા–
ને તેં દીઠી શિશિર મારુત શીત પૂંઠે
કૂંળી વસંત-કૂંપળો નવપ્રાણ પૂર્ણ.
આ સાંકડા પૃથિવીના પથ છોડીને ઓ!
મુક્તાત્મ ચિદ્‌ગગનમાં કરતો વિહાર.
૧૯-૭-'૪૧

## રાઈનર મારિયા રિલ્કેને

સમર્પી શું તારી ક્ષણક્ષણ બધી આ જગતને
રગે જેના લોહી મહીં અણુઅણુ મૃત્યુ જીવન.
કહે, દુઃખાનંદે પુલકિત થઈ ને કવનમાં
પીધો ને પાયો તેં જીવનરસ એનો જ સહુને?
જુવાની શી વર્ષા પ્રથમ વરસે, ને ઝરણુ જે
વહે છે તે સૌયે સતત નહિ ક્યારેય વહતા
કુમારા સ્રોતોને રણ–વન–શિલામાં અટકવું
પડે, વ્હે તોડી એ પુનરપિ 'થવા લુપ્ત જ થતા.



અને જ્યારે તારું ઉરઝરણુ સૂકયું તુજ વ્યથા
હશે કેવી જાણું–મુજ હૃદયની એ જ કથની.
ઉનાં આંસુ અંતસ્તલ ઊકળતો અગ્નિરસ એ
સમાવે તે જાણે ધરતી અથવા કો કવિ-ઉર.

રવિ રશ્મિ ફૂલે; ફળ રસ મહીં આ ધરતીના
અનંતાબ્દોની તેં કિરણ-રસ-સમૃદ્ધિ નીરખી.
મનુષ્યોના હાથે નીરખી વળી શક્તિ, ધરતીની
ભરે માટીમાં જે રસકસની સિદ્ધિ અણખૂટી.

"અજંપે જાગું હું સતત, પ્રભુ! તારે જરૂર જો
પડે તો આવું હું, તુજ તરસ તો હું જ છીપવું."
કહી એવું અર્પે હૃદય શકું એવું જ અરપી
અ-નામીને કિન્તુ, શરણ ઉર-દૌર્બલ્ય ગણતો.

ગુલાબી રાતાં વા ધવલ ગુલ પીળાં ગુલ બધાં
ગુલોના પ્રેમી ઓ! સુમન-સુરભિએ મન ભર્યું
અને પિવાડી એ મઘમઘતી ખુશ્બો જગતને
અરે! એનો કાંટો તુજ મરણનું કારણ થયો.

* * *

"વર્ષે વર્ષે જ્યાં ગુલો ખીલતાં ત્યાં
થાયે છોને મૃત્યુ-લેખો કવિના"—
તારા એ શબ્દ થાઓ જીવન-મરણ આલેખ મારા સદાના.
૧૪/૧૬-૭-'૪૧

## મરણોન્મુખ બોદલેરને

તું પૃથ્વીએ વિહરતો નભનો પ્રવાસી!
સંશુદ્ધ કિલ્બિષ પદચ્યુત દેવદૂત!
દુઃખો દમે, સુખ કઠે, અસહાય તોયે
આનંદ-ક્રંદન–વિષાદ–નિમગ્ન યોગી.

આત્માનુતાપ થકી દેહ ઉજાળતો, ને
ત્વદ્દેહ મીણ સમ બાળી ઉજાળતો તું
આત્મા; અને ઉભયનાં તપનો મહીં તેં
પીધાં વિષો જીવનનાં અમૃતો ગણીને.

૨૦-૨-'૪૨

## આશ્લેષ

(રોદેંના શિલ્પને)

જીવન-મધુના આશ્લેષોમાં પિલાવનહાર ત્યાં
પરમરસનો ન્હોતો કોઇ વિભિન્ન, સમાધિમાં
ચિર વિરહનાં વૈષમ્યોના વિષાદની માધુરી
મિલન-મિલને સંતૃપ્તિની ઊઠે નવ વેદના.

ક્ષિતિજ રડતી ઝાંખી આઘે, વહે હિમ શૃંગ કૈં
પૃથિવી નભની એવી ગાથા પુરાતન પ્રેમની,
પુરુષ-પ્રકૃતિ બન્નેનાં એ સનાતન ક્રન્દનો
ચિર વિરહનાં એમાં, ક્યારે વળી મિલનો તણાં
અવિરત ગળે આનંદોનાં અકારણ અશ્રુ જ્યાં.

૧૨/૧૩-૧૨-'૪૧



## પેગાસસ

રે એક માત્ર પદઘાતથી માર્ગ કાઢી
લાવે રસાતળ પ્રદેશનું વારિ પીવા,
પાતો સહુ ય કવિ-સર્જકને જલો એ.

રે અશ્વમેધ હય તું, તુજ સાથ પૃથ્વી-
પાટે ફરે, જય ધજા ફરકાવતો તે
સમ્રાટ્ કવિ પૃથિવીનો નહિ કેમ થાય?

એકી ફલંગ થકી ઇન્દ્રધનુ કુદાવી
જ્યોતિષ્પથે ગતિ કરે નિજ પાંખ ખોલી
દિક્કાલની સીમ પરે લઇને કવિને
શીર્ષે ધરે મુકુટ તું ભુવન ત્રણેનો.

અંતસ્તલો મહીં ય તું કવટી ઉખેડી
પીછો લઈ જગવતો મન, જે સૂતેલું;
ક્યારેક અંતરપટે ઊતરી પડીને
હૈયે અજાણ કવિને તું પ્રવેશ પામે!

૨૧-૧૨-'૪૧

## ઇકેરસ

ફલંગ ભરી તાહરે અતટ અર્ણવો લંઘવા
હતા, ગગનમાં તને વિહરવાની તૃષ્ણા હતી,
હતાં તિમિર ભેદવાં, તિમિર ભેદીને તેજના
પથે વિચરવું હતું, અસીમ અંતરાલો ય તે

હતાં નીરખવાં, ધરા વિહગ-દૃષ્ટિથી જોવી'તી,
સહસ્ર રવિ-રશ્મિનાં પ્રખર તેજ પીવાં હતાં.

મનુષ્ય સહજૈષણાની પરિતૃપ્તિ અર્થે તને
નભોડ્ડયન કાજ તાત તુજ કાષ્ઠની પાંખ દે;
નહીં જ ખગરાજ શક્તિ તુજ પાંખ માંહે હતી
પરંતુ નભદર્શને, વિયતના વિહારે ઊંચે
સુદૂર ઉડુમંડલોડ્ડયન માણવા ને ઊંચે
ઊંચે અધિક એથી યે વિયત-જ્યોતિ સ્નાને ડૂબી
ક્ષણેક નયનો ભરી અચુત ભર્ગ પીધાં, તહીં
તૂટી જ ગઈ પાંખ; એમ કદી કાષ્ઠની પાંખથી
કહીં લગ મનુષ્ય અંબર વિહાર માંહે રમે ?
કહીં લગ મનુષ્ય એમ ચિર-જ્યોત ઝીલી શકે ?
૨૨-૨-'૪૨

## એકો અને નાર્સીસસ

(ગ્રીક પુરાણકથા)

શો દેહ! રૂપની શી દીપ્તિ હતી ત્વદંગે!
એકો તને વિનવતી અનુરાગ-રાગી
તારી થવા; નહિ તને નિજ રૂપ-ભાન!

એ પ્રેમનો પ્રતિધ્વનિ ય મળ્યો નહીં, ને
એ 'પ્રેમ, પ્રેમ' વદતી નિજ સાદમગ્ન
એકો અનંત મહીં એમ ડૂબી રિબાઈ.



તું મંત્રમુગ્ધ ભમતો વનમાં, વનાન્તે
જોતો સરોવર તટે મૃગલાંની જોડ,
ને હંસયુગ્મ સરતાં સરમાં દીઠાં, ત્યાં
ત્વદ્રૂપ તેં જલમહીં નીરખ્યું અને તું
તારા જ રૂપમહીં મુગ્ધ થઈ ગયો શું?!

જોયું સ્વરૂપ નિજ આતમઊંડાણમાંહી
ભૂલી સ્વયં પીગળતો નિજ રૂપમાં તું—
ડૂબ્યો જહીં, કુસુમ સ્મારક શું ઊગ્યું ત્યાં.
૧૨-૧-'૪૨

## જગજ્જનની

સંગુપ્ત રત્નસમ દેહ મહીં છુપાવો
ને સાચવી જગતને નવપુષ્પ આપો.
માતા! પ્રણામ તમને જગની અનેક
માતા તણાં પ્રતીક, વંદન આ સ્વીકારો.

માતા! ખરે અક્ષય પાત્ર પ્રેમનું!
પોષી તમે વલ્લરી વર્ધમાન
સંસારને પુત્રની સોંપતાં, જે
પ્રેમી થતો કોઈક પ્રેયસીનો;
સમસ્ત વા માનવતા તણો વળી
કોઈ થતો પ્રીતમ જેમ આ ઇસુ.

સૃષ્ટિ તણો તંતુ ચલાવતાં કો
ડૂબી જતો કાળતણા પ્રવાહમાં,

કાલાબ્ધિને બાથ મહીં લઈ વા
માનવ્યનું ભાન જગાવવાને
ક્યારે ક્યારે પૃથિવી પર અહીં ભાવના શૈલ ઊંચા
ધોવાને કોઈ લાવે ઉદધિ મથનનું એક નિઃશેષ સત્ત્વ
શાન્તિનું, પ્રેમનું. જે જગતકલહનું એક નિઃશેષ સ્વાતિ.

## જૉન ધ બાપ્ટિસ્ટ

તારે હાથે પાદ પ્રક્ષાળી એના
પૂજા કીધી, ઓળખ્યો તેં ઈસુને
સૌથી પ્હેલાં, ને વળી શીષ તારું
આપ્યું મોઘું, ધર્મ ફેલાવવાને.

તારી આંખો હોય જો સર્વને તો
ભુલાયે ના માનવી કેરું મોઘું
સંસારસાગર મહીં તરણી સમાન
માનવ્ય જે જીવનધારક એક તત્ત્વ.

## મેરી મેડલીન

લોભ વૈભવ તણો હતો 'થવા
વાસના શરીર બાળતું હતું?
એક એક મિલને મનુષ્યમાં
વા અનન્ય પ્રણયી ચહી રહી?



પથ્થરો વરસતા હતા અને
નાસતાં તું અટવાઈને પડી;
હિંસ્ર પ્રાણીસમ લોક ઘૂરકી
ખેંચતા અલક, થૂંકતા હતા.

મન્દિરેથી ઈસુ આવતો. પૂછે:
"કેમ દીન અબળા હણી રહ્યા?
હોય જેહ પરિશુદ્ધ જીવને
આમ આવી અબળા ભલે હણે."
કોઈ નાખ્યું, સહુ લાજતા, ગયા.

એની એક પરિચારિકા થઈ
જીવનાન્ત ગઈ તું પૂંઠે પૂંઠે.

તું જ એક નહિ, ધન્ય એય થૈ
ધન્ય બેઉ ઉભયેથી તો થયાં.

## પીટર

વીતશે રજનિ, ભોર ઊગશે,
તું ત્રિવાર મુજને નકારશે.
"કોણ?"
"તું, પિટર—હા, જરૂર તું—
તું કહીશ: નહિ ઓળખું ઈસુ
કોણ!"
ને પછી મહાલયે બધા
ધર્મધુરીણ તણા ગયા હતા.

એક આવી પરિચારિકા પૂછે :
"તું અલ્યા નહિ હતો?"
"નહિ."—અને
અન્યને ય વળતો નકાર દે.

કૂકડે ગજવિયું પ્રભાત ત્યાં
તે ક્ષણે નજર ઈસુની પડી
મ્લાન ધૂસર મુખે રડી રહ્યો.
વંચના પિટર તેં કરી ભલે,
વંચના નહિ થશો જ કોઈની.

## કૈયાફસ–હેરોડ અને બીજા

ધર્મધુરીણ, સમાજરક્ષક
પોથીપંડિત અને ધની બધા,
ભાવના સઘળી રૂંધતા રહી
શ્રેય શું જગતનું તમે કરો?
શું તમે નિયતિ–ચક્ર–સ્વામી છો?

ઈસુને કશું ન લૂંટવું હતું
સંગ્રહેલું હતું જે તમે બધું.
રિદ્ધિઓ હૃદયની લૂંટાવવા
એ વિશાળ જગ–ચોકમાં ઊભો.

પરંતુ તમને નહિ હૃદય-સિદ્ધિની ખેવના,
સનાતન પુરાણને ગણી, નવીનને રૂંધતા.
સંસારની નિષ્ફળતા તણા તમે
ઊભા બધા સ્મારક શા પુરાતન!



## પાઇલેટને

જે હતું સીઝરનું બધું ય તેં
સાચવ્યું રહી અતંદ્ર, તો હવે
છો જતો નિરપરાધી આ ઈસુ.

રે, પરંતુ અધિકારમત્ત ઓ
શાસનાર્થી! યશ શો વધુ મળે
મૃત્યુદંડ ઈસુને જ આપતાં?
ઘોર કર્મ કરી સત્ય ગોપવી
હાથ ધોઈ ઈતિહાસ શેં રચે?

હા, પરંતુ જયના પ્રમાદમાં
રોમ આજ સ્મૃતિ-મંત્ર આપતું:
"ઓ યુરોપ! જગ જીતજે તું. ને
હાથ ધોઈ ઈતિહાસ મેં રચ્યો
સત્યથી, જગત એમ શાસજે."

## જ્યૂડીઆમાં સવાર

નક્ષત્ર એક પૃથિવી ભણી ઝાંખું જોઇ
ડૂબ્યું પણે ક્ષિતિજમાં; રજનીય વીતે.
કેવું સવાર ઊઘડે! સઘળી દિશાઓ
આજે ધરે ભભૂતનો અવધૂત રંગ.

શી લ્હેરખી પવનની અતિમંદ આવી
આભીર–વેણુ–રવ લાવતી કોઇ વેળ!

આવી વળી પવનની બીજી લ્હેરખી, ને
નીચે ખર્યાં વિટપથી ત્રણચાર ફૂલ.

ગાતો હશે પૃથિવીતીર સમુદ્ર ગાન
ઊર્મિભર્યો, સ્મિતભર્યો, વિચિપુષ્પ વેરી.
રાત્રિ ઈસુ જનમની વીતતાં સવાર
જેવું ઊગ્યું, ઊગતું આજ જરા ન જુદું.

આ ભોમ ધન્ય! જન ધન્ય ભૂમિતણા આ
વાત્સલ્યમુગ્ધ જનની શિશુને નિહાળ્યાં.

## જુડાસને

બેય હાથ અભયે ઊંચા કરી
સ્વસ્તિમંત્ર દઈને મર્યો ઈસુ.
તારું મૃત્યુ અણપ્રીછ્યું શેં જતું?
એક વાત સહુ ભૂલતા હતા:
મૂલ્ય દ્રોહનું ફગાવ્યું તેં હતું.
મૂર્ખ તું, ધનિકનો ગુલામ થૈ
મૂર્ખ તું, થઈ ગુલામ ધર્મનો
આત્મઘાત કરતો હણાઈને.

જાહ્નવી નયનની વહી હતી
તે ભૂલ્યું જગત, કેમ હું ભૂલું?
કંદને વ્રણ ભલે રૂઝાય સૌ,
ઘા ભુલાય નહિ જીવને કદી.
દોષ શો દઉં તને, જુડાસને?
દ્રોહી કોણ નથી જીવને થયું?



## ગોલગોથા તરફ

ઉન્મત્ત આ માનવમેદિની મહીં
થાકેલ ધીમાં ડગલાં ભરીને,
ધીરેધીરે ક્રૂસ ખભે લઈને,
ઈસુ પધારે જગદુઃખ શામવા.

અનંતની વેળુ મહીંય શોધવા,
પુણ્યાળુ તારી પગદંડી પ્રીછવા,
આવ્યું ન કો' એકલ સાથ દેવા;
કારુણ્યમૂર્તિ! પ્રણમું, નમું, નમું.

જે સત્યને પ્રાણ અમૂલ્ય અર્પી-
ને સુકૃતુ જીવન ધન્ય માને,
સુવર્ણના પાત્ર વડે છુપાયલું,
સ્પર્શ્યું ન તે રોમન દંડધારીને.

## સાયમન સીરાનિયન

મેદની ઊલટતી સમુદ્ર શી
ઘૂઘવી તરણીને ડુબાડવા
ઈસુના જીવનની. અનેકમાં
કોઈ કંપિત હૃદે વિચારતાં:
'શી વિધે શ્રમિતકાય ભાર આ
ક્રૂસનો વહી શકે?'

પડે ઈસુ
ઠોકરાઇ. તહીં મેદની મહીં
જોઇને તરુણ કોઈ, એ વદે:
'તાત, ભાર હળવો કરીશ તું?
શ્રેયભાજન જરૂર તું થશે.'
સાયમને ક્રુસ લીધો. ઈસુ ખભે
હાથ મૂકી પથ એ પૂરો કરે.
ધન્ય એમ સહપાન્થ જીવને
કોઈના થઇ વહાવવો પડે
ભાર એ ન; જીવિતવ્ય સાધના.

## ઈસ્ટર

### ૧. ક્રૂસ ઉપર ઈસુ

શોભતો મુકુટ કંટકો તણો
નિર્ઝરે રુધિરબિંદુઓ; ઊડી
તપ્ત ધૂળ તુજ અંગ બાળતી.
સૈનિકો જુગટું ખેલતા નીચે
ને મૂકે છ તુજ વસ્ત્ર હોડમાં.

પાંચ જે વ્રણ હતા પડેલ ત્યાં
પીડતો અધિક એક ઘા તને,
ત્યાં સમક્ષ તુજ માત, ને વળી
ત્યાં હતી રખડુ જે ઉગારી તેં.



એયથી જીવન ધન્ય જે થયું
તેમનાં રુદનદુઃખની વ્યથા
આજ ના જરી ય ટાળી તું શકે.

નેનથી લઇ વિદાય એમની
નેન નિમ્ન તુજ એ જતાં ઢળી.

### ૨. આજે

તારી એક અવિરામ કામના
સ્વર્ગ પૃથ્વી પર લાવવાની જે
એ હજાર વરસેય આજ તે
વેદના જ રહી માત્ર કોઇની.

કાળરાત્રિ પ્રતિશબ્દ પાડતી:
'યુદ્ધઅગ્નિ મહીં ભસ્મ થૈ બધી
સિદ્ધિ માનવકુલોની' ને હવે
કલાન્ત સૂર્ય ઊગતાંય થાકતો.
બાવડે જગત જીતવું અને
શાસને જીવન રૂંધવાનીયે
ભગ્ન આજ અવશેષ એષણા
છે પરાજયની માત્ર એ કથા.

તેં વ્યથા જગતના કંઇકની
લૈ ધર્યો મુકુટ કંટકો તણો.

## બુદ્ધનું ચિત્ર દોરતો અજંતાનો કલાકાર

પ્રભો જે આંખોએ સલિલ નીતર્યાં'તાં દુઃખ દીઠે;
અને જે હોઠેથી જન-ઉર-વ્યથાઓ શમવતા
સર્યા શબ્દો, આંધી, દરશન થતાં જે, ઉપશમે;
ઉતારું રેખામાં મૂરત કયમ આ ભીંત ઉપરે?
ધ્રૂજે હાથો, ધ્રૂજે કર મહીં પીંછી, અંતર દ્રૂભે.

સુજાતા કો આવી તવ ચરણ અર્પે કમળ તે
ગ્રહીને જુએ છે કમળ ભણી જોવા ઉમળકે,
મને દે તું આજે તુજ નયનના એ પ્રણયથી
દયામૂર્તિ! લેજે, અભય તુજ મુદ્રા કર તણી
મને શ્રદ્ધા અર્પે, દૃગ મહીં ભરીને સુખરતિ!
ઉતારું હું એને, જગતજન હૈયે પ્રકટીને
પ્રફુલ્લ પ્રાણાન્વિત વિશ્વને કરો,
નવાંકુરો જેમ ધરિત્રીને કરે.
ને એક માગું વરદાન હાવાં:
भूयाज्जगद्भूतदयाप्रबोधितम् ।

### સખ્ય

સમીરનું જોર, અષાઢ મેઘનો
ધરિત્રીને ભીંજવતો પ્રપાત
શમે, ભરે આર્દ્ર મધુર ગંધથી
મારા વાડા મહીંનો નભ કલગી સમો ગર્વિલો પારિજાત.



વસંતે જગનાં વૃક્ષો પાંગરે તે સમે તને
વરવું રૂપ ત્યાગીનું લઇને ઊભવું ગમે;
ગભીરા પૃથિવી જ્યારે સ્નાનથી પરવારતી
વર્ષાના, તવ સત્કારે એને ખોળે ફૂલો ભરી.

સાથી થઇને તહીં દેવ વૃક્ષનો
ઊભો હતો દેવકપાસ નાનડો,
લાવણ્ય હેમંતનું આથમે અને
લજ્જાઘેરી પધારે શિશિર તવ ખીલે નાનડો એ કપાસ.

### લૅબર્નમને

ઉનાળાના તાપે સડક પરથી હું તુજ નીચે
જતાં, ફૂલો પીળાં હળદર સમાં જે રવડતાં
ઊડી આવ્યાં તારાં મુજ અનુભૂતિના સ્મરણમાં
લઈ રાખ્યાં; આજે કંઇ દિવસ વીત્યે નજરમાં
ચડ્યાં. ના થોભ્યો હું તવ શીતળ છાયા મહીં તદા,
ક્ષમા ના માગું હું; જીવન અમ શાંતિવિમુખ આ
ધસ્યું જાયે કોઇ ઝરણ સમ વેરાન રણમાં.

## સફેદ ચંપાનાં ફૂલોને

ગગનમાં રજની-તરુ ઊપરે
કુસુમશા નભતારક ખીલતા.
રજની-તારકને, દિવસે અહીં
ધવલચંપક પુષ્પ! તમેય તે,
મધુ સુગંધની મંજરી નિર્ઝરી
હૃદયનાં અભિનંદન અર્પતા?!

## અગ્નિસ્ફુલિંગ જ્યાંથી

પુષ્પે આનંદ હોયે જીવન મહીં તને, આવળો શેં ન લેતો?
ગૂલો મોઘાં ગમે છે? ક્યમ નહિ ગમતાં આકડાનાં ફૂલો આ?
મીઠી આછી સુગંધી વહવી રીઝવતો તે તું ચંપો લઇ લે.
શંભુએ ઝેર પીધું દધિમથન મહીં, તે સ્મૃતિને જગાવા
રાચે લૈને ધતૂરો, ધવલ નીલ કિનારીથી જે શોભતો; ને
લેજે આ બારમાસી કદિ ય નહિ ખૂટે શીતમાં કે વસંતે;
ચિત્રો લાજાળ ચૈત્રે, અગર અગથિયો મ્હોરતો શ્રાદ્ધ પક્ષે;
કેસૂ-સોનેરુ તારા જીવન પથ સખા શેવતી ગુચ્છ શોભે,
લે આ પદ્મો વધાવે રવિ; ક્યમ નહિ આ કુંદ-ને તારું માને?
ક્યાંયે જોઈ છ એવી સુરભિ સુમનની વ્હેતી ગંગા જલો શી
શુભ્રા ઉલ્લાસકારી, ઉર કુહર ભરી ચિત્તને પ્રેરનારી?

પુષ્પે આનંદ શાને? તૃણ મહીં અથવા વૃક્ષ ને વલ્લીઓમાં
આકાશે, પૃથ્વીએ આ, ખગ-જન-પશુમાં, કીટમાં વા ગમે ત્યાં
જીવિતે સૃષ્ટિમાં આ જડ મહીં, રજમાં, પર્વતે વા ખનિજે
પામે સૌન્દર્યની વા પ્રણયની ચિનગારી તહીં તે તું લેજે
અગ્નિસ્ફુલિંગ જ્યાંથી ગ્રહણ કરીશ તું તેજ ત્યાંથી તું પીશે.
૧-૧૨-'૪૧



## કેસૂડો અને સોનેરુ*

### કેસૂડો

ઓ કેસૂડા!
ઓ નંદના કુંવર! યૌવનમુગ્ધ લાલ,
શો ખીલતો નવ વસંતની દીપ્તિ ધારી,
ઉન્માદ શો જગવતો જનચિત્ત માંહીં!
ઓ મસ્ત! તેં વ્રજ મહીં ગ્રહી રાધિકાને?
શું તેં જ કામણ કરી વ્રજનારીઓને
રાસે રમાડી રસ-સાગરમાં ડુબાડી?
રે મેં ય પી અમૃત એ તુજ રૂપ કેરાં
હૈયાની ભૂખ શમવી હતી કૈંક વેળા.
ઓ લાલ લાલ! ગિરિધારી લલા, ઓ લાલ!

### સોનેરુ

સોનેરુ ઓ!
પીળાં પ્રફુલ્લ ફૂલ, પ્રૌઢ વિશાલ કાય,
ને ઘેરી છાંય વપુની કિરીટીસખા શી!
તું પૌરુષે સભર પ્રેરક સારથી શો!
ગાત્રો ગળે જીવન-યુદ્ધ મહીંય જ્યારે
તું એક કૃષ્ણ સમ પ્રેરક વર્તમાન
સંમોહ, સંભ્રમ ભૂલું તુજ પ્રેરણાથી;
સોનેરુ! તેં જય પરાજય કૃષ્ણ જેમ
મારા અનેક નીરખ્યા;
છે તું હિ પીતાંબર, પાર્થસારથિ!

* કાલિદાસે દેવદાર વિષે કહેવડાવ્યું છે: अमुं पुरः पश्यसि देवदारुं पुत्रीकृतोऽसौ वृषभध्वजेन। એ પ્રમાણે કેસૂડાને નંદકુંવર કહ્યો છે. Laburnumનું આસામી નામ 'સોનેરુ' કાકાસાહેબ કાલેલકરે આપ્યું છે. આ બંને કાવ્યોમાં આરાધના અભિપ્રેત નથી.

## ગ્રીષ્મ અને વસંત

પ્રચંડ ભાનુ, મનલોભી ચંદ્રમા,
ન્હાવા ગમે સેજળ આ તળાવડાં,
રમણીય સન્ધ્યા, અવ શાંત કામના,
આવ્યો પ્રિયે! દાહક આ ઉનાળો.

*   *   *

લૈ તીક્ષ્ણ બાણો નવમંજરીનાં
કરી ધનુર્દ્ધર અલિની માલે
ક્રીડાત્સુકોનાં મન વેધવાને
વસંત-યોદ્ધો, પ્રિય! આવતો જો.

ફૂલો તરુએ, જલમાંહીં પોયણાં,
સ્ત્રીયે વધ્યો કામ, સુગંધી વાયુ છે,
દિનાન્ત તેવા દિવસો ય રમ્ય
પ્રિયે બધું સુંદર છે વસંતમાં.

ને મત્ત આ કોકિલ કેરી ચૂમતાં
થૈ પ્રેમઘેલો ચૂમતો પ્રિયાને
ને પુંડરીકે ભમરો ય ગુંજી
પ્રિયા રીઝે એ લવરી કરે છે.

ડાળો ફૂંળાં પાનભરી રતૂમડી
શોભે, નમે, મોર ભરેલ આંબે;
એ ઝૂલવીને પવને વધારે
કર્યાં સ્ત્રીનાં માનસ કામઉત્સુક.



સમગ્ર ડાળે, નવ અંકુરો એ
રાતું થયું [illegible] પાંગરતું ફૂલોથી
અશોક, હૈયાં કરતું સશોક
બાંકી જુવાની નીરખે છ જયારે.

રત્નો જડી વાવકિનારને યે
ને ચંદ્ર જેવી મહિલા-જનોને
જરા નમ્યા મોર ભરેલ આમ્રને-
સોહાગ અર્પે સહુને વસંત.

તાજાં ધર્યાં કાનમહીં કરેણુ
કાળી લટે પુષ્પ અશોકનાં, કે
ખીલેલ ફૂલો નવમલ્લિકાનાં
શોભા વધારે પ્રમદાજનોની.

ચંદન કહિ, કેસર કોક દિ વળી
ગોરાં સ્તને એમ વિલાસિનીઓ
કસ્તૂરી કે ચંદન અર્ચનાએ
અંગો ભરે છે મદઘેલી નારીઓ.

## સરસ્વતી ચીવર વસ્ત્રધારિણી

ગંગા થઇને અનિકેત ભારતી
એ શુભ્ર વસ્ત્રા, વરદા સરસ્વતી
સહસ્ત્ર સ્રોતે અહીં પૃથ્વીએ વહી.
ગંગા, ગંગા નથી એ ભગીરથ તણી જો એકલાની જ થાયે.

ગંભીરઘોષા વહી એ સરસ્વતી
વેદોપનિષત્ તણી પાર્વતી-સતી,
વિશાળ એવી વહી એ સુનીરા
વાલ્મીકિ, ને વ્યાસની એ સરસ્વતી,
અમ્ભોધિને એ મળવા જતી વળી
કાવ્યો અને નાટકની સુગીરા,
હૈયે હૈયે રાષ્ટ્ર રાષ્ટ્રય એવી
એનાં વારિની વહી ઊર્મિછોળો
કાવ્યે, કાર્યે માનવો પ્રેરતી એ.
અનેક વર્ષોથી વહ્યો પ્રવાહ એ
ભુલાઈ શું પાવનકારી ભારતી?

૨

માગું ગ્રહે ચીવર ભારતી હવે.
જગાડવા માનવતાનું ભાન
નિષ્કામ કર્મણ્યની પ્રેરણા થવા.
કાર્યો જાગે પ્રજામાં જીવનરત થતી ભારતી એમ જ્યારે.
ભલે ધરે ચીવર તેથી એ હવે,
ઘરે ઘરે ને ધરતી પટે બધે.

૩

સરસ્વતી ચીવર વસ્ત્રધારિણી!
અખૂટ સ્રોતે ઊભરાતું હૈયું
ઘરે ઘરે એ ફરશે હવે, ને
'ભિક્ષાન્દેહિ' કહીને: નિજ હૃદય તણાં પ્રેરણા-વારિ દેશે.
કાર્પણ્ય હૈયાનું કમંડલુમાં
દેજો અને પામરતાય દેજો
૫-૬-'૪૧ આલસ્ય દેજો કરનું તમારું.



# ધરિત્રી

જમ્બુદ્વીપે ધરાએ ભરતભૂમિ તને પામતાં ધન્ય માનું.
અમ્ભોધિ દક્ષિણે આ તુજ પદ ચુમતો અર્પતો ઊર્મિમાલા,
ઊંચે ઊંચે જઈને ગિરિવર ચુમતો આભની તારલીઓ;
દૂરેથી આર્ય આવ્યા રખડી રખડી, તેં સિંધુતીરે સમાવ્યા,
આંબો મોર્યો ઘણો એ, ઘરઘર પ્રગટયાં અગ્નિહોત્રો, વસ્યાં કૈં
ગ્રામો ત્યાં, ગાય માધ્વી, નવરસભર આ અન્નપૂર્ણા રસાળા...

એવી વાતો પુરાણી, રઘુકુલતણી ને યાદવો કૌરવોની
કૌંતેયોની ભુલાઈ, ભગીરથતપની જાહ્નવી યે ભુલાઈ,
ભૂલ્યા સિદ્ધાર્થ, ભૂલ્યા...

આવ્યો ઇસ્લામ જેના ધ્વજ પર ફરકે વાંકડી બીજરેખા,
આવ્યો એ કેસરીના ડગભર ધ્રૂજવે શીર્ણ હિન્દુત્વને એ;
ઝીણી એ બીજરેખા પૂનમ સમ ખીલી, ને ગ્રસે ચંદ્રને ત્યાં
રાહુ સામ્રાજ્યઘેલો; પૃથિવી પર બધે કારમી વેદનાનાં
દુઃખે રાત્રિ છવાઈ; વરસ ખૂબ ગયાં; રે ઉષસ્તેજ છે ક્યાં?

મા! તારી જાહ્નવીમાં શત શત યુગની ઘોર આક્રંદગાથા
પૃથ્વીની—માનવોની શમવી સરજવા સૃષ્ટિ કો નૌતમાંગી
માગું હું ભારતે આ ભગીરથ સમ કૈં પૌરુષાર્થી યુવાનો
ને એની પ્રેરણા શી અવિરત શ્રમ લે એવી મુગ્ધાંગનાઓ.

## શેષકથા

ગ્રીષ્મની રજા મહીં, હિમાદ્રિના પ્રવાસમાં
વિચાર એક આવતો.
ઊંચે ઊંચે ઊંચે જતા, ઊભેલ દેવદારુમાં
વસંતપૂર્ણિમા સમે,
કદી અમાસ રાત્રિએ,
દુઃખ, શોક, આર્તિમાં ડૂબેલ માનવી સમો
વને વને ભમે અને
સમીર મંદ શેં રુએ?
વૃંદગાન પક્ષીનાં, નિનાદ કોકિલાતણા,
મયૂર મત્ત નૃત્યમાં, રમે કૂજે કબૂતરાં,
તહીં ઊંચે ઊંચે જતા, ઊભેલ દેવદારુમાં
હિમાનીને ભરે છ સાન્ધ્યરશ્મિ રંગરેલતા.

માનસેથી ઊડતા મને મળેલ હંસલા,
કહે જતાં જતાં જરા:
સમીર મંદ દેવદારુ વૃક્ષમાં રુએ અને
પાંદડે ઠરેલ ઓસ–અશ્રુબિંદુઓ પડે,
કહે બધે ઉરોવ્યથા
સ્વદેશની જ એ કથા.
'વૃથા યુગાન્તરોની વાત, શેં કરું?
નહીં કરું?
યુગાન્તરોની એ કથા
ભુલાય ના
        ભુલાય ના



પરંતુ કાલઅબ્ધિમાલના દિગન્તરાલમાં
વિસ્તરેલ માતૃભોમની યશસ્વી કીર્તિનું
પ્રતીક શોધતો ફરું.
ન વિસ્મરું.
        ન વિસ્મરું,
હંસ જાય દૂર દૂર, ને શમે વિરાટપૂર.
કાલની અસીમ ને અનંત ભોમમાં વહ્યા
અનેક સ્રોત સંસ્કૃતિ તણા, અને સરસ્વતી
ડૂબી, અને રહી છ માત્ર
અશ્રુશેષ એ કથા;
ગ્રીષ્મ ગૈ, રહી છ માત્ર
શબ્દશેષ એ કથા.

## મુંબઈને

ફેંકે રમે પ્રણયી કો ફૂલગેંદ લૈ, તે
ઝીલી હસી નચવતી પ્રિય, એમ અબ્ધિ
આવે તરંગસીકરે અભિનંદતો એ,
તેને ચૂમી ખડખડાટ હસી રહી તું.

ક્ષિપ્રા નહિ, નહિ હવે અલકા અમારી,
એ વૈભવો ભુલવતી નગરી અમારી;
રસ્તા બજારમહીં રેલત વૈભવોની
તારે સદા નવવસંત, સદા દિવાળી.

ઉલ્લાસતા રસળતા ધનરાશિએ કૈં
આવાસમાં મદભરેલ કંઈક બાંકા,
સૌંદર્ય ને કનકવૈભવના પિપાસુ
હેમાંગિની રીઝવતા રૂપવેલડી કો.

પારેખ કૈં મૂલવતા નવરત્ન, તેવા
રશ્મિ ઝીલે અભિનવા રસદૃષ્ટિવાળા
નૃત્યે, કલા, કવનમાં;-સુભગા ત્રિવેણી
સંસ્કારની વહવતી નવભારતે તું.

ઉત્થાન રાષ્ટ્રનવચેતનનું અહીંથી,
એ ઉગ્ર અગ્નિ તણી જ્વાલ મહીં સમર્પ્યા
બંદી થવા કંઈક, પ્રાણુ દીધા કંઈ કે:
તું ઉચ્ચ શૃંગ નવભારત-ચેતનાનું.

ઝાંખા તારાપ્રકાશે, પૂનમસરતણાં ચંદ્રિકાનીર માંહે,
તારી આકાશરેખા ગગનઘૂમટને વીંધતી, શોભતી એ.
એવી આકાશરેખા સુદૂર વિખરતી વિસ્તર્યા આભ માંહે
ને આ દીપાવલિના ટમટમ ધ્રૂજતા દીપકો અબ્ધિ માંહે.

## વસંત-વેણુ

ગ્રીષ્મમાં બળતા વિયોગને ગાજે
વર્ષા આવે ત્યારે સ્મરણોમાં ન્હાજે,
એક વસંત સિવાય વસંતમાં
—બીજું કાંઈ ન ગાજે.

૧૮-૧૨-’૪૧



## જુલિયેટનું સ્મરણ

વીતતી વસંતમાં,
સવારની લટારમાં,
જતો હતો હું જોસમાં;
પૂર્વમાં અપૂર્વ દૃશ્ય આજ હું નિહાળતો—
અપૂર્વ ?
જોયું એ રીતે નહીં,
અપૂર્વ તેથી હું કહું;
શ્હેરની હવેલીઓની ટોચ ઉપરે ઊગ્યો
સૂર્ય,
શબ્દ રોમિયો તણા, સ્મરી સ્મરી હું રાચતો:
“પૂર્વ, ઓ રહી પણે!
સૂર્ય, જુલિયેટ તે!”*
સ્વપ્નશી ઊભેલ એ અટારીએ.

*શેક્સપીઅરના રોમિયો અને જુલિયેટમાં રોમિયોની ઉક્તિ: “Yonder is the east and Juliet is the sun.”

## જુહૂ કિનારે પૂર્ણિમાએ

પ્રલય મારુત સૂસવતા હશે;
નહિ હશે મુરલી રવ તે સમે.
નહિ સુધા તવ, સાગર-મંથને
પ્રલય ભેરી અનંતની જ્યાં બજે.

તુમુલ ભીષણ નૃત્ય કરાલ એ
નીરખશે સહશે કયમ માનવી?
અખિલ ચિત્ર વિલોપન વિશ્વનું
થતું, શમે તહીં પૃથ્વીની વેદના.
નવલ સૃષ્ટિ મહીં ધરતી પટે
પ્રલય ઝંખન એમજ જાગશે.

## શિવ નિજ રૂપના

શિવ નિજ રૂપના એ અર્ધનારી સ્વરૂપે
પ્રણયસખી ઉમામાં જેમ એકત્વ પામે.
ઉભય રત થઈએ; આવ કલ્યાણિ! તેમ
જીવનરસની પ્યાલી એકીસાથે પીવાને.

[૨]

કરતલ લઈ તારો હીંચકે હીંચકું, ને
અલકલટ વિખેરી ખીજવું યે તને હું.
પ્રણયસખી, ઉમાશી આપ તું હાથ તારો,
ઉભય કર ગ્રહીને પન્થ પૂરો કરીએ.

સંઘરી ઉર-ઓથારે, માધુરી કૈં દિનો તણી,
સ્મિતોની સંસ્મૃતિની ને મેઘગાઢા વિષાદની.



## અલકલટની શોભા

અલકલટની શોભા તારી સુવર્ણમયી, સખિ!
કનકવરણી કાયાની આ દ્યુતિ મૂંઝવે વળી,
હૃદય મહીં યે એવો વ્હેતો સદા રસ હેમનો—
કથોર ઉરની પ્યાલી મારી; પ્રિયે, ભર એ રસે.

૨૯-૫-૪૧

## હૈયે છુપાઈ

હૈયે છુપાઇ લટ કેશની કૈં વિખેરી
ન્યાળી તને નયનમાં નયનો પરોવી;
ને તોંય તે અવશ થૈ નિજ સૌ સમર્પી
એ અર્પણે પ્રણયની પરિતૃપ્તિ જોઈ!
એ ઉત્સવે સ્મરતણા, મન-આત્મ-પ્રાણ
ત્યારે ભૂલ્યાં; અબુધ બેય બધુંય ભૂલ્યાં
કે બેયનાં નયન કેમ શકે ન માપી
ઊંડાં ઊંડાણ ઉરનાં ઉર-ઝંખનાનાં.

## પુનરપિ, સખી!

પુનરપિ, સખી! આવ્યો તારો થઈ પ્રણયી, અને
તુજ હૃદયની ઊર્મિ ઝીલું, પુનઃ નવયૌવને;
પ્રથમ મિલને ન્હોતો લાવ્યો ગુલાબ, લિયો હવે,
કુસુમ દલની સેજે, આવો સખી! ઉર દાબીએ.

૨૦-૮-૪૧

## એ નેનમાં

એ નેનમાં, નયનની નીલ કીકીઓમાં,
એ વેણીમાં, અલકની વિખરી લટોમાં,
એ અંગના અનુપ શિલ્પની રેખમાંહે,—
ઊગે કોઈ પ્રભાતે દધિમથન પછી પદ્મજા પદ્મધારી
એવી જોઇ સખી તું, લુભવતી મુજને લૈ અનુરાગ પદ્મ!

## સુધામુખની રેખ

સુધામુખની રેખ સ્હેજ અનિલે ઉડાડી લટે
જરીક ઝડપી સરાગ, તુજ દેહસૌન્દર્યને
ચહું નીરખવા અમીટ દૃગથી. છિપાવું અને
તૃષા ક્યમ ન સ્પર્શથી તવ સુડોળ અંગાંગના?

## ચારુસ્મિતે!

ચારુસ્મિતે! અધરની તવ લાલિમાને
જોઉં, ચૂમું—ફરી ચૂમું—નહિ તૃપ્તિ પામું;
જેવો પ્રમત્ત ઉદધિ ધરણી ચૂમે છે
વર્ષો થયાં, નહિ જરી પરિતોષ એને—
કેવો આશ્લેષઘેલો અવનિશું રમતો, ખેલતો લાડતો એ!

## મને શરીર અર્પિયું

મને શરીર અર્પિયું સુમનગુચ્છશું તેં તદા,
ચૂમી લઈલઇ બધી કુસુમસ્હેક મારી કીધી.
પરંતુ તહીં ગુચ્છમાં અધખિલ્યાં ગુલોની કળી
જેવા ગાલો પરે શેં નયનથી નીતરે ઓસ શાં અશ્રુબિંદુ?



## પ્રથમ માનવ આંખ ઉઘાડતાં

પ્રથમ માનવ આંખ ઉઘાડતાં
ઉદયદર્શનમાં થઈ મુગ્ધ એ
નવ ઉષા નીરખે બની ઉત્સુક—
નીરખી મેં પ્રથમે, હતી તેવી તું.

## અયિ મન્મથ!

અયિ મન્મથ! શોભ તું હવાં,
દમતો શેં અમ દેહ આવડાં?
કરવા ક્ષીરનીરને જુદાં
મથતા હંસ; અમે ય હંસલા.

રમતી રવિરશ્મિતેજમાં
પૃથિવી આ લલિતા વિનોદિની,
અભિષેક કરે શશી, બને
રજની સ્નેહની પર્વણી સમી.

રૂપભેદ અભેદમાં શમી
જીવ નિર્લેપ અકામ, તેમ આ
દૃઢ બંધન દેહનાં થતાં
વિસરે છે સઘળું અજાણતાં.

શિશિરે ઊગતું સવાર આ,
સહુ સૂતાં અરવા સમાધિમાં!

પવને હળવે રહી તહીં
ઝૂલવી વૃક્ષની એક ડાંખળી.

પ્રિય સોડ મહીં સૂતાં સૂતાં
સુણતાં ગાન પ્રભાતપંખીનાં,
ફરકે સ્મિતમાધુરી મુખે
સુખની વા સ્વપનાંની કો કહે?

## ધ્વનિ*

યુગો પ્હેલાં બન્ને
હતાં પ્રેમી, આજે
વીત્યાં વર્ષોની કૈં અતલ સ્મૃતિના સ્રોત વહીને
મળ્યાં સ્નેહી પાછાં જીવનસરનાં સૌમ્ય નીરમાં.

અને હૈયાં કેરા
ઊંડા અંધારામાં
ભુલાએલા કોઈ મધુર ગીતના દૂર ધ્વનિ શો
તહીં ગાજે કોઈ દૂરસુદૂરથી એક પડઘો!

વિચારું છું હું એ
સુણે તું એ સાથે?
જુએ જ્યારે સામું ગહન નયને તું, પ્રિયતમે!
અરે હમેશાંનાં સરલ અભિનન્દે સ્મિત વડે?

* લિલી સ્ટ્રિકલૅન્ડ ઍન્ડર્સનના કાવ્યનો અનુવાદ



## અજ્ઞાત દંપતીનું ચિત્ર જોઇને

મળ્યાં બન્ને જ્યારે,
યુવાનીની મસ્તી
તમારી જોડીને નવજીવનનાદે નચવતી.

જગજંજાળે શું
હવે કંટાળીને
ગયાં એકાંતે કો વિજન ભૂમિના પથ્થર પરે?

અને સાંધ્યચ્છાયા,
ઢળે છે જ્યાં આજે,
અધૂરા આશ્લેષે ક્ષણભર ભૂલો સૌ વિતકને?

## પ્રણયોર્મિ*

સરી હું તો ધીમે પ્રિયતમ તણા હાથ મહીં ને
પડી થંભી ને ત્યાં પ્રિયમુખરતિ એ નીરખતાં
મળી આંખો બન્ને
ઊડ્યા આત્મા સાથે
વિરાટે એ ત્યાંથી પ્રસરી સહુ બ્રહ્માંડ ભરી દે.
સમર્પ્યાં બન્નેએ જીવન એમ એ પ્રિય હૃદને
ચિદાનંદે રાચી શરીર મનથી જે પર રહે.
અનંતે એ કાલે
લવ્યાં હૈયે સાથે
‘અહા! હોયે રાત્રિ સકળ જગના લગ્ન તણી આ’

* મૉડ એમ. મૅકકાર્થીના કાવ્યનો અનુવાદ

## પગલી

તુંથી દૂર પડેલો આજે
જીવનવનનો એકલ પંથી
મારગ ભૂલી આઘે આઘે
શોધું એ પગલી.

## ભવરણ

ભવરણમાં નાસી જાતો ત્યાં
આંખો તારી રમતી રમતી
અંતરભાવ લહીને મારા
જીવનમંત્ર લખે.

## રાધા*

કાલિન્દિતીરે ઘનશ્યામ મ્હાવરી
જ્યોત્સ્નાસરે સ્નાન કરંતી રાધિકા
પ્રેમેભર્યું ઉરનું ગોરસ આપવાને
કદંબકુંજે વનમાલી શોધતી.

‘સખી શું પૂછે મુજને ઘડીઘડી?
એ પ્રીત એ અમૃતનેન-માધુરી
અતૃપ્ત આજન્મ નિહાળતા હજી
કહે મુરારિ મળશે મને નહીં?
હૈયે જડી મૂરત લાખ યુગથી
તોયે શમ્યો ના ઉરદાહ મારો.’*

* મૈથિલી કવિ વિદ્યાપતિના કાવ્યનો સાર



## કાંતે જો પ્રેમને તું*

કાંતે જો પ્રેમને તું નિજ રૂપ મહીંથી કાઢતો તંતુ કીટ,
વા તારી પ્રેમધારા ખળખળ ઝરણું ઊભરે એમ વ્હેતી,
ટીપીટીપી ઘડાતી કનકપટી સમી પ્રેમરેખા ઉકેલે,
ઊંડાંઊંડાં નવાણો સમ ઉર મહીં જો પ્રેમનો સ્રોત ફૂટે,
વેરાને માતરિશ્વા પ્રણય-અનિલની લ્હેર, એવી વહે જો,
વેરે તું પ્રેમનું બી નવકણ અરથે જેમ ખેડૂત ઓરે,
માતાના પ્રેમભાવે શિશુસમ ફૂલવે પ્રેમ તારો જનોને–
તો તો એ શક્તિ તારી પ્રકૃતિ સમી ખીલે પંચ તત્ત્વો પ્રકાશે.
વા પ્રેરે ક્રાન્તદર્શી જનપદ ઊલટે એહવી સિદ્ધિ તારી
ને લાધે આર્ષદૃષ્ટિ; અસુર-વિજયી તું દેવ જેવો સમર્થ.
સ્રષ્ટાની શક્તિ તારી, અણુઅણુ ભરતો તું વિરાટે સ્વયંભૂ.

## સ્વગત

જુદાં થતાં પ્રણય, અગ્નિ સમો પ્રજાળે
વા સંસ્મૃતિ હૃદય–ચિત્ત પ્રફુલ્લ રાખે
ને એમ એ વિરહ-આકુલ-સંનિધિમાં
એકત્વ શાન્તિ હૃદયે હૃદયોની અર્પે.
જે માર્ગ ત્યાગ, તપ, અર્પણ ને તૃષાનો,
આત્મા અને શરીરને અકળાવનારો,
ને તૃપ્તિને અપૂરતી ગણી સીઝનારો,
એ માર્ગ છોડ જીવને અકળાવનારો.
એ અગ્નિના પથ મહીં પ્રજળ્યા બધાની
થૈ યાતના સફળ નિષ્ફળ વા, ન જાણું;
જાણું પરંતુ પ્રણયે જીવને કદાપિ
પાછા થવાની વિધિ–નિર્મિતિ ના લખાઈ.

*મિટસકિયેવિચના ‘If you reel love’નો અનુવાદ

## સ્વગત

ભૂલાય શેં પ્રણય માંહી ય ત્યાગ-માર્ગ?
ને સ્નેહમાંહી કયમ મંથન દ્વંદ્વનું છે?
આત્માની વાત અહીંઆ કરવી નકામી?
તો છોડ તું; મૂંઝવતો જીવને ય શાને?
એ અગ્નિઝાળ મહીં જે પ્રજળ્યા બધાની
થૈ યાતના સફળ નિષ્ફળ વા, ન જાણું;
જાણું પરંતુ પ્રણયે જીવને કદાપિ
પાછા થવાની વિધિ-નિર્મિતિ ના લખાઇ.

૧૯-૧૨-૪૩

## છબી

પ્રતિપદ ’થવા પૂર્ણિમાની વીતે રજની અને
સરવરજલો ઝીલે છે તે મયંક છબી ડૂબે;
હૃદયસર જે ઝીલે છે તે મયંક-મુખો તણી
દિન-રજનીઓ વીતે ઊંડે જડાતી છબી ઉરે.

૨૨-૭-૪૧

## પ્રગલ્ભ મધુમક્ષિકા

“તને ગગનમાં જવા અદીઠ પાંખ આપું” કહી
પ્રગલ્ભ મધુમક્ષિકા! અવ તું દંશ મીઠા દિયે!
પરંતુ તું ય છે અજાણ (?) લઈ પાંખ તારી દીધી
ત્રિલોક-રસ-સાર, ચાતક થઈ, પીધું વારિ મેં.



તને, અયિ સુહાસિની! નીરખીને, દગો જોઇને
રવે મધુર મંજુલા, વચન હું ય શીખ્યો નવાં;
સમાવી તુજ મૂર્તિને હૃદયમાં, પુનઃ સર્જીને,
ભૂમંડળ ફર્યો વિના શ્રમ ઘણો પડ્યો ને છતાં
લીલા જીવનની દીઠી, અતિ ઊંડા ડૂબી ગર્તમાં
સહી મરણ-વેદના, અવ નિમંત્રણો આપવાં:
(નિમંત્રણ ગણે ’થવા યદિ વિદાય-વાંછા ગણે)
“અયિ મધુર આત્મ આવ, મધુમક્ષિકા આવ, જો:
નવા’નુભવથી તું જો જગતને, મને ભૂલશે?
નહીં. તું ભૂલજે નહીં: ‘પ્રણય-સિદ્ધિ છે મૈત્રીમાં.’ ”

૧૦-૧૧-૪૧

## સ્મરણો

**૧**

નિત નવ ધરી શોભા થાજે સદૈવ શુભંકરા,
કુદરત સમી મારે માટે ચિરં રસપ્રોક્ષણા.

**૨**

સખે સ્મરે મિલનનું સવાર એ?
જરીક—ના, એ નહિ શબ્દમાં કહું.
પ્રફુલ્લતાં કો શરમાળ પોયણી,
સુમંદ વાયુલહરે ધ્રૂજી ઊઠી.

૩

વસંત મારા જીવને ન’તી કદી
વસંતની અષ્ટમી શુકલ પક્ષની
વસંત મારી રહી પાંગર્યા વિના.
વસંતની મંજરી મ્હોરી ન્હોતી ત્યાં
વસંતમાં મેં ભગિની ગુમાવી.

વસંત આશાભર સ્નેહી મેં લીધો.
રે કેસુડા કૈંક વસંતમાં તને
ભર્યો ભર્યો નેનરસે પીધો મેં.
વસંતમાં પ્રેમમયંક મેં દીઠો,
વસંત મેં વત્સલ સિન્ધુ જોયો.

વસંતને દોષ ન હોય રે કદા,
વસંત સમૃદ્ધ, ભર્યો ભર્યો સદા.
વસંત! આજે મુજ એક માગણી:
વિષાદની શેં ન વસંત માણવી!

૧૬/૧૭-૬-૪૧

## ઉપમા

ઉર સ્નિગ્ધ અમી ભરેલ તે
ઉરનું અમૃત ચાખવા જરા
અનુરાગ ભરેલ આંખથી
નીરખું કોમળ દેહમાંહી આ.



મૃદુતા ધવલાં કરેણુની
ભપકી કેસુકુસુમની વળી.
શશી વા મૃદુ પુષ્પ-પાંદડી
ઉપમાનાં ઉપમાન થાય છો,
નહિ કોઈ થતાં તવાંગની
ઉપમા જેહ અનન્ય સર્વમાં.

૨૮-૨-૩૯

## કે?

અરે! કે! કે! શબ્દે રુધિર સઘળું તુંમય થઇ
ચિદાકાશે મારા ધ્વનિત થઈ બ્રહ્માંડ ભરતું;
થતી જો ત્વન્નામે નવ-પ્રણય-સંક્રાન્તિ મુજની,
થશે ના શું તુંથી ફલિત ભવ આશા ય મુજની?

## સ્લોવાટ્સ્કીને *

પ્રિય સુહૃદની શિક્ષા છે કે તને સ્મરતો રહું;
તુજ સ્મરણશા પત્રે મૂકયું ગુલાબ લખે તહીં:
“પ્રણય મહિમા—મારે માટે—વ્યથાર્તિ; તને હજો
પરિમલ અને શોભા, એનો પ્રમોદ, યશસ્વિની!”

* સ્લોવાટ્સ્કી—પોલીશ કવિ

## ઉપહાર

શું આપ્યું? શું રહી ગયું હજી આપવાનું?
દીધા અનેક ઉપહાર અજાણ, એમાં
અર્ધું દીધું હૃદય ત્યાં તુજ અર્ધું આપી
પૂરો ’વકાશ અથવા મુજ પાછું આપો.

## સ્મિતરેખ

શાની હતી :અધર ઉપર એ ઊગેલી
આછેરી એવી સ્મિતરેખ સુધા મુખેથી?
વ્રીડા ’થવા કુતૂહલે તુજ હોઠ ખીલ્યા
સ્વીકારમાં પ્રણયના મલકી હતી વા?
મીઠી મજાક, ઠપકો, ઉપહાસનું વા
આહ્‌વાન મસ્તીનું હતું વદશે તું આજે?
તારાં સ્મિતો ય ભૂલનાર નથી તું ભોળી,
તો શેં હવે કૃપણ તું સ્મિતમાં થઇ છે?

૨૮-૪-૪૨

## નયન તુજ શાં નાચી રહેતાં

નયન તુજ શાં નાચી રહેતાં, ફૂટે અધરે સ્મિતો,
અભિનવ વસંતે શું વેલી ધરે નવ કૂંપળો;
સ્મિત તુજ અરે! વા આ નેત્રો તણાં તુજ નર્તન
સ્મિત થકી ગ્રહે મારાં, કાંચ્યો ’થવા, અભિનંદન?

૨૭/૨૮-૪-૪૨



## તને અયિ સુહાસિની

તને અયિ સુહાસિની! સ્મિત સમાં કુમારાં દઉં
સુમો સુરભિથી ભર્યાં, અણુખીલ્યાં ગુલો આ રહ્યાં;
નવોર્મિભર તાહરી શ્વસનફૂંકથી ખીલશે
અનેક અભિનંદને સ્મિત વધાવશે તાહરાં.

૧૬-૨-૪૨

## ઉમાશંકરને એમના કાવ્યના ઉત્તરમાં

૧

કપરો ઉરખેલ સર્વદા
હણતું વા રડતું હણાઈ એ,
ઉર આર્દ્ર થયેલ આજ તે,
હણજો ના કદી કોઈનું ઉર.

*

અણજાણ જ; સખ્ય સાધશે
મુજ શું જે અનિકેત તેં કહી;
નહિ ભાન ટકે કહીં સુધી
ભરતી ભારતી વારિની હવે.

*

પ્રણયે નહિ લોપવી ઘટે
જયમ માઝા દધિ લોપતો નથી;
પ્રલયંકર એ લીલા થતી
યદિ માઝા દધિ મૂકતો કદી.

*

દુઃખની કથની જ એ છતાં
ભજતું કાં નથી અન્યને ઉર?
વિધિને કરવું હશે શું યે!
વદવું શેં, જવ મૌન બોલતું?

૪-૧૨-૪૧

૨

જગતના સહુ સર્જકને ય તે
જીવન-દર્શન સાંપડવા ભલે
પ્રણયનાં જલની ભરતી ચઢો!
જીવનનું શુભ દર્શન પામવા
પ્રણયથી પરિશુદ્ધ દગો મળો!

જીવન-સખ્યથી ધન્ય થતાં સુધી
પ્રણયનું ધન ચોરવું ના ઘટે,
તદપિ માનવ, માનવ આખરે
જીવનદ્રોહ કરી રડતો ભલે.

૩

કારુણી, જીવનનીરની કથા
છે અદીઠ જનદૃષ્ટિથી સદા,
મૌનમાં જગતકાવ્ય જે ભર્યું
શબ્દ સ્મારક ન માગતું સદા.
મૌનથી પ્રકટ જે થતી ગિરા
મૌનનો જ મહિમા રટી રહે,
તે છતાં ય કવિ! તું ન એ જુએ
શબ્દમાંહી પછી અર્થ શો રહ્યો?

દૈવનું કરણ માત્ર હું થયો—
ભારતી વરી ન; શાપ એ થયો?
મૌનનો જ પ્રતિઘોષ ઝીલતી
શોચ ના; વિલીન મૌનમાં થતી.

હા, પરંતુ વરદા સરસ્વતી
શાપમાંહી, વરદાનમાં 'થવા.

૨-૧૨-૪૧



## હૃદયદ્વાર ઉઘાડી

હૃદયદ્વાર ઉઘાડી પ્રવેશી તું,
કયમ કહું અવ જા, નહિ આવતી—
અયિ પ્રસન્ન, મનોરમ મિત્ર ઓ!
હૃદયસ્વાર્પણની ધખના મહીં
સ્મિત બધાં ય લઇ તુજનાં, હવે
નીરખવી શું વિષાદની મૂર્તિ શી?
નહિ અમંગલ સ્વપ્ન મહીં ચહ્યું,
અવ હું જાગૃત, હું કયમ ઇચ્છું એ?
સદય મૈત્રી કઠે જગને યદિ,
સમજતાં ઉર-રાગની વાત આ
વીસરવાનું ય શી વિધ હું કહું?
જીવનમાં સુખદુઃખ મહીં તને
હૃદયની મુજ આશિષ છે, છતાં
હૃદય ભક્તિની આરતથી બળે.

૧૫-૧-૪૨

## ઉકેલી પોથી મેં

ઉકેલી પોથી મેં સુજનતણી તારા સ્મિત થકી,
પીધો રેડાયો જે જીવનરસ તારા વચનમાં,
દગો જોઈ તારા નવતર શીખ્યો છું પ્રણય, તે
બધું શીખાવીને ભૂલીશ તું જ એ વાત સઘળી?
તું યે ક્યાંથી પામે પુરુષ વિણ એ જ્ઞાનકથની?

૩૦-૧૨-૪૧

## આરાધ્ય

આકાશ-પુષ્પ સુરભિભર, ચારુ, એવી
બાલે સરી જીવનના પથમાં અજાણ;
ચિત્તે વસી વરદ વાક્ મુજ, ઓ કુમારી
તું પ્રેર, પ્રેર, જીવને કવિતા ફરીથી.

તારા વીણારવ સમા વચને જગાડી
ચિત્તે વહાવ વચનો સ્વનાદથી એ;
આલેખવા પ્રકૃતિ રંગ; અનેકરંગી
ઊકેલવા જીવન-મૃત્યુની ચિત્રલિપિ.

છે પૂજવી દૂરથી નેનજલે તને તો
એ જાણી અર્ચન તું પાછું નહીં જ ઠેલે.
તારાં ઉઘાડ નયનો, જલમાંહી એનાં
સૃષ્ટિજૂનું જીવન-ઘેન ફરીથી પીવું.

આરાધ્ય! જીવનની જે ક્ષણમાં નિહાળું
ધોઇશ અશ્રુ જલથી તુજ મૂર્તિને હું.

## તું યે રમે

પ્રશાન્ત, નમણી, મધુર, જરી ગર્વીલી યે ખરી
નરી સરળ તું કદીક, કદી મસ્ત મસ્તીભરી,
તુફાની, કદી ધૂર્ત, ચંચળ, ઉદાસ ક્યારેક તું,
નચાવી નયનો જશી હરિણ-બાળ શું જાનકી
ધરી કવલ ઘાસનો રમતી તેમ તું યે રમે.

૩૦-૧૧-૪૧



## સવારના

ઉદધિ-તટ સવારના ગયેલો,
પવન અતીવ મંદ આવતો’તો,
સ્મિત તવ દધિ લ્હેરમાં હું જોતો,
જલધિ અમિત એમ સ્પંદતો’તો!

સુમ મુજ અશ્રુનાં તને ગમે શું?
અરવ મુજ પ્રવેશતી તું ચિત્તે—
સ્મરણ જગવતી; સદા તુફાની!
ઉભય હૃદય ઓળખી ચૂકેલાં,
નયન ગુજમહીં પિછાનતાં તે
વચન થકી નહીં કહી શકેલાં!

નવજીવન કહું છ તુંથી પામ્યો;
ઉરદ્વય પરિશુદ્ધ રાખવાને
વચન સ્મરણ રાખવા સદા યે
તુજ ઉરમહીં પ્રાર્થજે સદા યે.

૬-૧-૪૨

## મિલનસ્મૃતિ

દિવસ એકનું એ હતું મિલન.
દગ તને જીવતાં લગી શોધશે.
જહીં પડ્યાં પગલાં, વીથિકા જહીં
પ્રિય સુનેરુ મને ગરતાં હતાં.

દિવસ સ્વપ્ન સમી તુજ મૂર્તિ એ
થતી અલોપ દીઠી, ક્ષણુ બે પછી
સુદૂર મેં નીરખી નીલ વસ્ત્રમાં,
ફરી અલોપ થવા જીવને સદા?

વસન શ્વેત મહીં નીરખી હતી,
હૃદયની મુજ એ જ સરસ્વતી
દગછટા ક્ષણુની કદી આપજે,
સુભગ દર્શન એ મુજ મંગલ.
સ્મરણમાં લઉં સાન્ત્વન કે ભૂલું?
અફળ બે ય પ્રયાસ થજો નહિ.

૬-૫-૪૧

## મારાં કાવ્યો

"તારાં કાવ્યો શેં ફરી જન્મ માગે?
આ જન્મે શેં એ નહીં થાય પૂરાં?"
તારા શબ્દો એ ભૂલ્યો'તો છતાં યે
જ્યારે એણે આંસુનાં મૂલ્ય માગ્યાં
સાક્ષી તું છે મૂલવ્યાં મેં જ સાચાં,
મૂલ્યે એવાં રત્ન ક્યારે જ આપું.

માગું છું જે અંજલિ, જો ન પામું
ગંગા જેવી તું સદા મુક્તિદાત્રી
મારી ર્‌હેજે, પ્રેરણા તું જ થાજે.

૧૬-૫-૪૧



## જોઈશ આ હૃદય ભીતર

જોઈશ આ હૃદય ભીતર એક વાર?
પારેવડું ગરીબડું રડતું ઘવાયું,
ના હોંશ કૂજન તણી, ઊડવાની યે ના;
પાંખો ગઈ, ગઈ વળી દિવસોની ઉષ્મા.

આવે બિચારું તુજ હાથ મહીં લપાવા
જેણે ફરી ફરી ધરી કણ ભૂખ ભાંગી,
ને કૂજને હૃદયનો રણકાર પૂરી
જેને નચાવી રીઝવ્યું હતું કૈંક વેળ.

એ જાય ક્યાં, કયમ ભૂલે દિવસોની મૈત્રી
જ્યારે હવે નવ રહી ઊડવાની હામ?
તેં ખોળલે લઈ રમાડ્યું, હવે ખસેડે
શાને પૂછે હૃદયને નહિ બીજી વાર?

થૈને કૃતઘ્ની કરી ચંચુ-પ્રહાર ક્યારે
ડાર્યો કદી ય તુજ વત્સલ હાથ એણે?

૨૫-૪-૪૧

## અભ્યર્થના

શુભનો વિજય થવા દે,
ઉર ભરજે તારા મંજુલ વચને,
દગ કરુણાથી ધરજે,
તારા સ્મિતથી અમલ મને કરજે.

૧૮/૨૧-૧૧-૪૧

## જાગેલાં આ કાવ્ય

જાગેલાં આ કાવ્ય મારાં બધાં જે
કલ્યાણિ! છે પ્રાર્થના તું થકી સૌ;
જેનાથી આ ધન્ય થાયે જીવેલું
સૌ રૂપોનું મહિમ્ન અસ્ફુટ એવું.

૯-૧૨-૪૧

## સ્મરણ વિણ ના રૂહેવાયે તો

સ્મરણ વિણ ના રૂહેવાયે તો, ભલે સ્મરવું; છતાં
અપ્રકટ બધા ભાવો શામો હવે ઉર માંહી આ—
હૃદયતલને દારૂ ઠાંસી અકારણ તોડવાં?
મરુભૂમિ તણા પાતાલો તે દ્રવે જલથી કદી?

૯/૧૦-૧૨-૪૧

## મૌને

વચન થકી જે કૂહેવાયું ના, મૌને બધું જ હતું કહ્યું;
સ્મરણ થકી એ મૌનો કેરાં તારે હવે સુણવું રહ્યું.

૨૬/૨૭-૪-૪૨

## એક ઊર્મિ

હૈયાં પરસ્પર તણી મધુરી સુવાસો—
—નાં 'કર્ષણે નહિ શું આર્દ્ર થતાં દીઠાં તેં?
તો આપણાં ઉભયનાં, અભિજાત નારી!
ક્યારે ય વિસ્મરી શકે ઉર, એ સુવાસો?



ભાવોર્મિના તુમુલ મારુતમાં ય મારા
દાક્ષિણ્યથી થઈ કઠિન મને બતાવ્યો
તેં સ્નેહ-જીવન તણો શુભ મૈત્રી-ધર્મ.
ભાવિની એમ પથદર્શક તું થશે ને?

ક્યારે તુફાન, કદી મંદ ઉરોર્મિ કંપે;
હોયે નજીક, દૂરથી સ્મૃતિઝંકૃતિએ
આ જીવિતે મધુરિમા પૂરતી રહેજે.

૨૩-૪-૪૨

## અનેકરૂપિણી

ચિત્તને વિચાર-શૂન્યતા ગમે,
હયે હવે ન આરઝુ કશી દમે,
છતાં ય નેત્ર સંમુખે સુમૂર્તિ એની એ રમે.

પુષ્પમાં નિહાળું દેહરંગ એ,
કૂંપળે સ્મિતોની ચારુરેખ એ,
સૌરભે ઉરોર્મિ વારિ સ્નેહનાં પીઉં છ એ.

વાદળી અનેક રંગમાં રમે,
મંદ મંદ નર્તને નભે ઘૂમે,
અનેકરૂપિણી! સુનર્તનો ન ભૂલવાં ગમે.

૧૫-૪-૪૨

## કરુણ

કવિકુલગુરુના યે અંતસ્તલોની સરસ્વતી
પ્રથમ કવિના સંસારે આ કરુણ થકી દિયે.
નિયતિ! તૃણ શું મારું હૈયું કરી, કર વજ્ર શું,
કરુણજીવને જોવા, જોઈ કરુણ વહાવવા.

## તું કોકિલા

તું કોકિલા, તું જ વસંત, તું મંજરી છે,
રૂડેરી આમ્રતરુ શોભનશ્રી જ તું છે;
જેને કદી શિશિર સ્પર્શ થતો નથી તે
તું કાવ્ય-જીવનનું પૂર્ણ સ્વરૂપ-રૂપ.

૧૩/૧૪-૨-૪૨

## જીવન મંગલ તારું નિત્યે

હોઠો અચુંબિત રહ્યા, અવ છો રહ્યા એ,
શા ઑરતા પ્રણયને જ વગોવવાના.
સાચાં હતાં ઉભયનાં અનુરાગ-વ્હેણ?
કે સંભ્રમે જીવન ક્ષુબ્ધ કરી જ મારું
સંતાપ, ક્ષોભ, હૃદયે અનિરુદ્ધ ધાર્યો?

ના હોય સંભ્રમ ખરેખર તો પછી એ
કલ્પી શકું? નહિ ખરે જ શકું વિચારી
તેં શી વિધે હૃદયનો અનુતાપ રોક્યો.
આજે નિરામય થયો. તુંય તેવી થાજે.



સંગુપ્ત વેણુમહીંની જ સરસ્વતીને
એકે વહાવી, મુજ જીવન શોભવ્યું છે,
આજે ફરીથી થતું જીવન ધન્ય મારું.

માનવ્ય મારું જગવ્યું; અવ ઓ કુમારી,
થાજો શુભે, જીવન મંગલ તારું નિત્યે.

## પ્રતિશ્વાસે ઊગે

તને ચાહું છું હું? જગ સકળનો છું જ પ્રણયી,
બધાનો જેવો છું અધિકતર હાવાં નહિ થવું–
ધરું છું આજે હું કર જગભણી કોણ ગ્રહશે,
અને તેજોમાર્ગે પ્રણયપથને સાથ પૂરશે?
ઉરે ઊગ્યું આજે પ્રણયનું કૂણું પદ્મ દઉં તે,
નહીં લેશો કોઈ? નહિ નહિ જરી ક્લેશ કરશો
ગણીને છેલ્લું એ, થઈશ કદી વા રંક દઈને–
પ્રતિશ્વાસે ઊગે નવપ્રણયનું પદ્મ નવલું.

૨૬-૮-૪૧

## બચુભાઈને પ્રત્યુત્તર

સુધાનાં સત્ત્વોશાં પ્રણયમધુ આંખે ય ન પીવાં?
નહીં પીવાં પાવાં ઉર-છલકતાં ઊર્મિ-જલ એ
મીઠા શબ્દે સ્વાભાવિક જીવન-વ્હેવાર મહીં યે?
ન શું રાચી ર્‌હેવું ઉભય ઉપહારે સ્મરણના?

૨૩-૧૨-૪૧

## પથસાથી

દિને-રાત્રે, આંખે રૂધિરઝર અશ્રુ નીતરતાં,
નહીં શ્રદ્ધા-આશા-વચન-જલ; દાહો ભીંજવવા.
સદા સંગાથી આ જીવનમહીં સૌને મળી રહે,
નહીં કોઈને તું જીવનપથ સહપાન્થ ગણતો.

અરે એકાકી આ ઉદધિ નિજ મસ્તી મહીં રમે,
તુફાને ગાંડો વા મુદમય તરંગો વહવતો.
ભલે આવે કોઇ ઉર પર કદી સાથ કરવા
નહીં આવે તો યે ઉદધિ નિજ ઊર્મિરત સદા.

કહીં આંબા-ડાળો ટુહૂરવ પ્રમત્તે ગજવતો,
અને હૈયાનીડે ટુહૂટુહૂ કરી સાદ જગવી
તને બોલાવે કોકિલ સુહૃદ તારો પુનરપિ;
અને કાવ્યે માગે પ્રતિધ્વનિ, તું તેને ય ભૂલતો ?

અશ્રદ્ધા શ્રદ્ધા વા, નિજ હૃદય-દૌર્બલ્ય બલ વા,
દબાવી દે હૈયે, ઉદધિ પથ-સાથી તુજ થજો.

૧૩-૭-૪૧

## પ્રેમનાં બંધને

પ્રેમનાં બંધને મારે કોઈને બાંધવા નથી;
પ્રેમમાં બંધનો હોય પ્રેમ તે પ્રેમ રે નથી.

ન સ્હાવા મુક્ત તું આજે, જેવો હું ચાહવા તને.
સૃષ્ટિનાં પ્રેમ-સૌન્દર્ય પ્રીછવા દૃષ્ટિ હોય તો
માગું છું સખ્ય હું તારું, કાવ્યમાં આપવા તને.

૨૬-૨-૪૨



## અયિ ગુલાબ

અયિ ગુલાબ! તને ય સુઝ્યું'તું શું ?
સ્મરણશેષ થવા, અથવા થવા
પ્રતીક નિષ્ફળ પ્રેમનું બેયનું
પ્રણયમાં સહકાર કર્યો તદા ?

અયિ ગુલાબ! સુકાઈ ગયું છતાં
પ્રણયના સ્મરણે તુજને દીધું—
"અવ શું કામ, શું કામ" સુણ્યા છતાં
"પ્રતીક એ" કહીને કરમાં મૂક્યું.

મુખથી શબ્દ કશા નીકળે નહિ,
નયન-જોડ કહે ઉરની કથા
ઉભયને; પણ કૈં દિવસો સુધી
ઉભય લોચન લાજભર્યાં ઢળે.

પ્રણય મૂક છતાં વદતો અને—
દગકથા દગ-જોડ ઉકેલતાં......

## તને અધિક શેં ન ચાહું

તને અધિક શેં ન ચાહું, અવ દૂર છોને રહ્યાં.
અરાગ તુજથી થયો, તુજથી ઝેર આંખો તણાં
ગયાં, નયન વિશ્વનું નિગૂઢ તુંથી શોધી શક્યાં.
પીધો કરુણ જીવને, જીવન-મૃત્યુનાં દ્વંદ્વનાં
રસાયન પીધાં, હવે નહિ મને કશા ઓરતા.

વ્યથા પ્રણયની સહી, પ્રણયમાં ધૃતિ યે લીધી
અને ઉભયના ઉરે પ્રણય મૂક માણી લીધો.
જવાબ નહિ માગવો, નયનમાં જ વાંચી લીધો.

જૂઠી નયનની લિપી કદી ય કોઈ કહેશો નહિ—
અશબ્દ શિશુ માતૃસ્નેહ નયને જ વાંચી લિયે,
તથા ચ પ્રણયી અને સ્વજન સ્નેહીઓ યે સુણે
કથા હૃદયની બધી નયન વૈખરીમાં, શુભે!

સુદૂર રહી પીયૂષો પ્રણયનાં તું વર્ષાવજે
અને જીવનમાં સદા ય શુચિ ભાવથી પ્રેરજે.

કાર્તક સુદ ૧, ૧૯૯૮

## સુવર્ણપ્રતિમા સમી

સુવર્ણપ્રતિમા સમી પ્રણયમૂર્તિ મારે હતી.
વનાન્ત, ગિરિગહ્વરે, ઉદધિતીર, ખંડેરમાં
હવે વરસ કૈં જતાં પ્રણયમૂર્તિ શોધું ફરી.

અરે! નિકટ માહરી! જગતમાંહી શોધી વળ્યો?
વિશીર્ણ સહુ અંગ, ને વદન ખિન્ન, એવી અહીં
હતી જ પ્રતિમા ખરી, હતી પરંતુ અવશેષ શી.



## સ્વાધ્યાય

[રથોદ્ધતામાં વિચાર સંક્રમણ]

શાં અકારણ સ્મિતો તું વેરતી!
શી અરાગ નયનોની એ લીલા!
યૌવનોપવનવેલીએ ખીલ્યું—
અનાઘ્રાત કવિપુષ્પ, નારી! તું.

જો સહસ્રશતધાર મેહુલો
વર્ષી વર્ષી પૃથિવી નવાડતો
એમ હું ય હજી વર્ષવા ચહું
મારી શેં નહિ ધરિત્રી થાય તું?

ચારુગાત્રિ! ઉર આ ભર્યું ભર્યું
ઊર્મિવારિ છલવા મથી રહ્યું;
પ્રેરણા થઈ પધાર તું ફરી
વૈજયન્તી તુજ આ રહી અહીં.

આવજે દૃગછટા સરસ્વતી
માળ આ જયની સોંપવી હજી.

૨

ચિત્રમાં નીરખી'તી તને પુરા
દક્ષિણાન્ત દધિદ્વીપસુંદરી?
શિલ્પમાં નીરખી'તી 'થવા તને
મૂર્તિ કોઈક અમૂર્ત પ્રેમની?

ચિત્રભૂમિ પર કુંજવેલીએ
ઝૂલતાં પવન માંહી જાસુદ
—ધૌતમેઘજલધાર—પુષ્પશી
આજ આમ ઉરમાં વસી અહીં
આદિ જે નર ઉરે વસી હતી.

ઝંખતો અબૂઝ પ્રીતને ’થવા
પામવા અરૂપરૂપ-ભાનને
યાત્રી હું ભવ પૂરો થતાં લગી.
પૂર્ણતા ભવભવોની સાધવા
નારી! માગું તુજ દર્શનો ફરી.

૨૯-૧૦-૪૩

૩

મેઘમાં સરર દામિની સરી
મૃત્યુમાંથી ક્ષણ સૃષ્ટિ જાગતી!
અંધકાર નિબિડે બધું ડૂબે
રોઈ રોઇ ઘન વર્ષતો બધે.

ઇન્દ્રને ય જીતવું હતું શું તે
મારુતો દશદિશેથી મોકલે?
શાં તુમુલ ઘમસાણ ઊઠતાં
સૃષ્ટિમાં; હૃદય-સૃષ્ટિમાં ય તે.

ચંચલા ઝબકીને જતી રહે...
મેઘ એમ ગગને જ વિસ્તરે...
જાગતા અનલ પૃથ્વીને ઉરે
દાહ એમ ઊઠતા જનાન્તરે.



ચંચલા ગગનગામિની અહીં
વર્ષણો ઘનથકી વહાવજે.

૨૦-૬-૪૧

૪

સાગરે તરણીઓ અનેક મેં
તે નિદાઘ દિવસે દીઠી હતી,
શુભ્ર સારસની પંક્તિ જેમ એ
ક્યાં ગઇ દિવસ વીતતાં ભૂલ્યો.

અબ્ધિ શો તરણીઓ નચાવતો
પ્રેરણા અનિલની લઇ ઉરે!
મસ્ત મારુતની મસ્તી વા લઇ
શો તુફાન મહીં ફેંકતો બધી!

આ ભવાબ્ધિ મહીં કૈંક નાવડી
નાચતી લહરતી સરી જતી
વા તુફાન-વમળે ચઢી જતાં
દૂરના ખડક ઉપરે તૂટે.
આજ એમ તરણી દિગન્તમાં
જોઉં છું ક્ષિતિજમાં દૂરે જતી.

૨૦-૬-૪૧

૫

સાગરા, હૃદય સોંપ્યું જ્યારથી
તું સુદૂર લઇ જા મને હવે
ક્યાં? નહીં તું પૂછજે હવે મને
સપ્ત સિંધુ જલ સાંકડાં પડે.

શાં અમેય જલ! રંગ ધારતાં
નીલ વા હરિત-શ્યામ, ધૂસરાં.
ફેન આ ધવલ રેખ દોરતાં
વારિને સુમનમાળ અર્પતાં.

ઓ! અનેક-તટ-વારિરાશિઓ!
છે બધે જ જલ એક વિસ્તર્યાં
તેમ 'નેક-રસ-સાર-અબ્ધિ ઓ
પ્રેમના, તટ અનેક તાહરા!

ડૂબવું તરવું ક્યાં જવું 'થવા
સોંપવું હૃદય જાણવું ય ના—

૨૨-૬-૪૧

૬

શુભ્ર સારસની પંક્તિ જોઉં આ
દૂર પશ્ચિમ પથે નભે જતી,
આ તળાવ-જલ શાંત નીતરાં
ક્યાંક કોઈ જન વારિ ડ્હોળતા.

વાદળી ધવલ, નીલ વ્યોમમાં
સાથ દે સહજ ને વિદાય લે,
ગ્રીષ્મનો સૂરજ આથમે અને
યામિની પગલી મૂકતી બધે.

આ તળાવ-તટ સાંજને સમે
જીવ! લે વિરતિ, તુંય શ્રાન્ત છે;
સખ્યમાં દૂરની સારસી ય છે
ચિત્ત છે, સ્મરણ છે વળી ઉરે.



આરતી બજતી મન્દિરે દૂરે
આર્ત્તિ એમ કુહરે-ઉરે ઊઠે.

૨૨-૬-૪૧

૭

યામિની! સુનીલ વસ્રધારિણી!
મોહિની જગત-ચિત્તની અરે!
કાલની સતત ઓ પ્રવાસિની!
માર્ગમાં પ્રહર ચાર થોભજે.

ઊતરી નભવિતાન સુંદરી
સીમ ખેતર મહીંથી આવજે
ચાડીઓ નહિ તને ઉડાડશે.

નીડ બાંધી વડવાઇમાં ઊંડી
વા અહીં સરવરે તું ઊતરી
ભૃંગ થૈ કમલમાં તું જાગજે,
બાળ-લોચન મહીં વિરામજે
દંપતી હૃદય સંપુટે ય તે.
યાચના, શ્રમ બધો ઉતારજે
સર્જકો જગતના સહુયનો.

૨૪-૬-૪૧

૮

ક્યાંક 'નેક દલ મોગરો ખીલે
ને દલેદલની મિષ્ટ ગંધ એ
બાગમાં જગસમસ્તનાં ફૂલો-
-ની સુવાસ વિસરાવતો, અહીં

વિશ્વ-બાગ મહીં કોઇ ડાંખળી
ઉપરે લટકતો ઝૂકી રહ્યો
ચંદ્ર પૂનમ તણો નભે અને
’નેક લક્ષ દલ કુંદ સોમની—
વિશ્વની ક્ષિતિજ સૌ ભરે સુધા.

તેં અનેક દલ પુષ્પ-પાંદડી
એક એક ગરતી દીઠી કદી?
સોમ કુંદ દલની ય તેમ સૌ
પાંદડી ખરતી, ને અમાસની
રાત્રિએ સહુ ય એ ખરી રહે.

૨૫-૬-૪૧

### ૯

સખ્ય સાત ડગલાંનું પામતાં
ધન્ય થાય જીવનો કંઇકનાં;
એમ સાત ડગલાંથી યે વધુ
તારું સખ્ય મુજને મળ્યું હતું.

મૌનમાં તુજ સમીપ સૂઇને
ઓઘ નેત્રજલના વહ્યા તદા.
જોઈ તેં પરમ મૌનથી મને
મૌનમાં જીવન તેં દીધું નવું.

ચિત્ર, શિલ્પ મહીં ના સમાય તે
નેન આ રૂપ નવાં નવાં રચે;
તેમ શબ્દ સહુ છે વિડંબના
મૌનમાં સકળ સર્જનો ભર્યાં.



દેહનું, હૃદય—આત્મનું ય તે
મૌનમાં નિગૂઢ વિશ્વનું બધું.

૩૦-૭-૪૧

### ૧૦

કામ્ય રૂપ તુજ દેહનું હતું?
ના,ન’તું.નયન ચાહતાં શીખ્યું—
ભાવ-ભાન ઉરનાં નકારતાં
કો કૃતઘ્ની ભવ આ બગાડતો?

તાહરાં દૃગની કીકી જોઇને
સ્વપ્નસૃષ્ટિ ક્ષણની રચી હતી,
તું સખી જીવનની થતે કદી
સૃષ્ટિ શું હું રચતે બીજી નવી?

નેનથી, શ્રવણથી ’થવા વળી
સ્પર્શ, ગંધ થકી, સ્વાદથી ગ્રહે
ચિત્ત, ભિન્ન રચતા જનો બધા
સૃષ્ટિઓ નિજ નવી નવી સદા.

સત્ય હોય ભ્રમ હોય એ ભલે
ચિત્તથી જ નવ સૃષ્ટિઓ થતી.

### ૧૧

જાય શીત, ઋતુરાજ આવતો;
ટૌકી કોકિલ, વધાવતો હતો.
એમ મન્મથ તણે વધામણે
કો અજાણ અતિથિ સ્વીકારતો.

ગૈ વસંત, ઋતુ ગ્રીષ્મ આવતી,
ને તુષાર પીગળી હિમાદ્રિના
જે પ્રપાત જલનો અરુદ્ધ વ્હે
મુક્ત પ્રેમ શું બધું ય લૈ જતો.

એમ મુક્ત ઉર-સ્રોત થાય ત્યાં
માર્ગ રોધતી શિલા ય તૂટતી
એ પ્રવાહ જીવન-પ્રવાહને
સાથમાં સુદૂર ક્યાંય લૈ જતો.

તો પછી પ્રણય! સત્ય શું કહે?
પ્રેમનો, જીવનનો પ્રવાહ વા?

૪-૮-૪૧

૧૨

પૂછતો પ્રણયને અરે કવિ?
આત્મને જ તુજ પ્રશ્ન પૂછ સૌ.
વંધ્ય જો પ્રણય વા રહે રૂપ,
રૂંધતાં જીવનનો પ્રવાહ વા,
કાર્ય-ભાન નહિ એ જગાડતાં
તારું જીવિત અજીવ્યું છે ખરે.

આ નિસર્ગ પરિપૂર્ણ સુંદર,
સૃષ્ટિ આ પ્રણય-પૂર્ણ ઊભરે,
ધારતાં ઉભય પ્રેરણા થતાં
શું તને જ કવિ! વંધ્ય રાખશે?



સત્ય સુંદર ય પામવા શિવ
તાહરી જીવન-સાધના ધરી
પ્રેમ, ને જીવનના પ્રવાહમાં
ત્રિ-પ્રવાહની ત્રિવેણી એ થજો.

૫/૬-૮-૪૧

૧૩

કેટલાં વરસ રાત્રિને થયાં
એ; પધારી તુજ મંદિરે સખી?
આત્મ! શી ભૂખ, શી આરઝૂ હતી,
સખ્ય જીવન-સખીનું ના રુચ્યું?

રત્ન-તેજ ચખનાં સખી તણાં
લૈ ગયાં અધર અમૃતો પીવા,
ને મૃણાલમૃદુ ગૌર અંગનો
મત્ત મોદ ઉર-સંપુટે પીધો.

જે દિને નિજનું અર્પીને બધું
પ્રિયને, હૃદયરાજ્ઞી એ થતી—
નારીના જીવનમાં અનન્ય છે
પર્વ એ; થતી સુહાગિની તદા.

તું સખી જીવનની થઈ છતાં
શેં નહિ તું મુજ પ્રેરણા થઈ?

૪-૫-૪૧

૧૪

એક કાવ્ય, પદ-પંક્તિ, સર્ગ વા
વીંધવા શર અનેક છૂટતાં
આ વીંધાય ઉર, મૃત્તિકા-કણો
એ બધા ય લઈ જાય મારુત.
મર્મભેદી શર દેહમાં રહે,
શૂલ સર્જનનું વન્ધ્ય એ રહે.

તું જ એક કવિ ધન્ય વાલ્મીકિ.
માત્ર એક શરથી વીંધાઈને
એક શબ્દ, સર એક સાધતો
રામ સર્જી અવધિ કરી ગયો;
ક્રૌંચ-મૃત્યુ દુખખેદ-સ્પર્શથી
કાવ્યમાં કરુણ શ્રેષ્ઠ તેં કર્યો.

ધન્ય એક શર વિદ્ધ વાલ્મીકિ
કોટિ કોટિ-કવિવંદના તને.

૨૬-૧૧-૪૧

## આત્મા ! જા, તું . . .

સૃષ્ટિના જે પ્રથમ દિવસે, દ્યૌ-પૃથિવી દીઠાં'તાં
આશ્લેષોમાં, તહીંથી પ્રણયી હું અનંત પ્રવાસી–
સૈકાઓથી પ્રણયી યુગલે હું હતો પૃથ્વીએ આ
યાત્રી પેલો અમર-પથનો સર્જનોમાં કવિઓ



શિલ્પીઓ ને ફલક ઉપરે ચિત્રકારો સૃજે છે.
આજે જીવે પ્રણયી યુગલો તે મહીં પ્રાણ મારો
તેવો યાત્રી પ્રણય-જીવને ભાવિ યુગ્મે અનેક.
કલ્પો વીત્યા પ્રણયની વહી શી તરંગાવલિએ,
તેજોમેઘો ઉપરથી કદી, વા કદી ગર્તમાં એ
અંધારાનાં અખૂટ વમળોમાં ડૂબી ને વહી એ.
તારાઓ સૌ ગગનતલના મંત્ર એના સ્તવે છે,
વેદોચ્ચારો સમ સ્વરિત, ઉદાત્ત 'નુદાત્ત રાગે,
તેનાં આંદોલન પ્રકટીને વિશ્વ આખું ભરે આ–
એકાન્તોમાં ગગન નીરખે નિસ્તલે અંધકારે
તારે હૈયે પ્રતિધ્વનિય એના ઊઠે મંદ મંદ.
પ્રેમોર્મિ એ યુગયુગ તણી માગતી કોઈ બાળ
જે પાછો આ ત્રિભુવન બધું એક પાદે સમાવી
લોપી દૈને સમય સઘળો, લાખ લાખો યુગોનો
એનો એવો અનુભવ બધો શિલ્પ-કાવ્યે વહાવે.

૨

આત્મા ! જા, તું ચિરવિરહના એ પ્રયાણે ફરીથી
આનંત્યે તું ભ્રમણ કરજે દુઃખ-આનંદમાં તું.
દેહોની જે ભૂખ જગવતો અગ્નિ સ્ફુલિંગ તે લૈ
બાળી એને, અરૂપરૂપમાં આત્મ તું પ્રેમ પીજે.
પારાવારો નયન નીરખે અબ્ધિ-આકાશ જેવાં
તોયે તારો, પ્રણય ! ન કદી તાગ માપી શકે એ.
આત્મા ધન્ય ક્ષણે કો અરૂપરૂપની એ-અબ્ધિ આકાશની એ
ઝાંખી લેતો, સુઝાયે ક્ષણ બ ક્ષણ, ને સ્તબ્ધ નિશ્ચેષ્ટ દેહ
અશ્રુસ્રોતો વહાવી અવશવિવશ થૈ ક્રન્દને લે સમાધિ.

૯-૬-૪૧

## પ્રણયે... શાન્ત જ શ્રેષ્ઠ એક છે

૧

નિયતિ ગત-ભાવિ-સાંપ્રત
નિજ ગર્ભાન્તરમાં સમાવતી,
વિધિને કરવું જ જે બધું
વિધિ તે મૌનથી સાધતું સદા.

૨

ઉરથી ઊભરેલ આ ગિરા
શમજો કિન્તુ ન, એવું હું ચહું;
ધરતી પર જન્મી માનવી
ધરતીની જ કથા નહિ કહે?

૩

દુખદા ઉરની કથા સદા
દુખદા એ નહિ કોઇને થજો,
ઉર આર્દ્ર થયેલ એકદા
હણજો ના કદી કોઈનાં ઉર.

૪

પ્રણયે શુભ એમ કલ્પવું
શુભગામી, શુભ અન્ત એહનો;
ઉગતાં પદ્મ સરોજલે યથા
નહિ ઊગે કદી હૈમ વેળુમાં.

૫

પ્રણયે શૈશવની મુદા વસી,
પ્રણયે સ્નાન તણી પ્રફુલ્લતા,
પ્રણયે કુંદની મિષ્ટ સૌરભ,
પ્રણયે મોહકતા ગુલાબની.



૬

પ્રણયે મધુ માધવી તણી
આલાપોની પ્રસાદ-માધુરી;
ગિરિશૃંગો, ગિરિકંદરા તણી
પ્રણયે શાંતિ નિગૂઢ છે વસી.

૭

પ્રણયે સોળ કલા ખીલી રહે
શોભે જેમ વસંત-પૂર્ણિમા;
પ્રણયે—કાવ્ય મહીં—રસો બધા,
ઉભયે ઉજ્જવલ-શાન્ત શ્રેષ્ઠ છે.

## ને

વસંતે કો વિશ્વે અભિનવ રૂપે શાશ્વતી તટે
તરંગોના રંગે હૃદય-મન-આત્મા ઝકઝૂકે,
ઝૂકી એકે બીજે દૃગ-અધર સંકેત લઇને
ઉમંગે અંગાંગે અરસરસનું પાન કરશું.

## ઊભાં પાસે, સામે

ઊભાં પાસે, સામે ઉભયની છતાં તેં નવ કહ્યું
મુખે, તે હોઠોના સ્મિતથી, સુરખી ગાલની જરી
ખીલી તેણે કીધું; નયન વળતો પ્રશ્ન પૂછતાં:
તને શું થાયે છે તુજ હૃદયની વાત કરતાં?

ન હું જાણું કિન્તુ મન કંઈક ભેદો સમજતું.
જવું જુદા માર્ગે, પ્રણય વહને કેમ ડૂબવું?
ભલે બન્નેના એ ઉર-મથનનું ઝેર સઘળું
પીને કોઈ એકે રગરગ મહીં એ જીરવવું.

૧૫-૨-૪૧

## તરલતા દગની

તરલતા દગની, સ્મિતની સુધા,
વચનમાં ઉર-ઊર્મિનું નર્તન,
મિલન-આશ મહીં સ્મરજે, છતાં
હૃદય થોભ, થજે નહિ આતુર...

*

મિલન મૂક હતું હૃદયે ય તે
અકથ કોઈ હતી અકળામણ,
કર મહીં હતું ફૂલ ગુલાબનું
સ્મરણશેષ થવા સરજાયલું.

*

ઉભયનાં અનુરાગ તણાં લઈ
દઈ પરસ્પર પુષ્પ અને હવે
નહિ ફરી પૂછવું, પ્રીછવું શું વા?
સ્મરણશેષ થવાની ય શેં સ્પૃહા?
વીસરવું યદિ તો વીસરી જજે,
પ્રણયમાં ન થજે અનુદાર તું.

૨/૩-૩-૪૧

## નવાં સ્વપ્નો જોઈ

નવાં સ્વપ્નો જોઈ
નવાં સ્વર્ગ રચ્યો, અવ તપન તારાં શરુ થતાં,
વીંછીડંખો, કાંટા, વનદવ અને સર્પવિષની
વ્યથા તારે માટે; નયન મહીં શાને જલ ભરે?
હવે છુટાયે શેં? અવ વિનવણી કોણ સુણશે?



ઊંડા પાતાળોનો ઉદધિ-દવ, લાવા સળગતો
કર્યું જેણે પોમ્પી સમ નગરને ભસ્મ સરખું,
ચિતા-અંગારાના કનકમય સ્ફુલિંગ ઊડતા—
રખે ભૂલે એને, દહન-તપને જે કંઈ રહ્યું
બધું તારે માટે.
અરે, ઓ રે આત્મા! રુદન નહિ તારાં કદી શમે,
હવે દાન્તેના એ શબ્દ ફરીથી યાદ કરવા:
"All hope abandon, all ye enter here..."

૨૭/૨૮-૩-૪૧

## ચિર વિષાદ ભર્યો

ચિર વિષાદ ભર્યો નયનો મહીં
તૃણ સમું હળવું ઉર શેં થશે?
ઉદધિ-મર્મરમાં ભૂલવું બધું;
પ્રણય! જા, સઘળું સળગી ગયું...

કટક જીવનમાં સ્મરનું લઈ
પ્રણય એક જ વેળ પધારજે,
જીવનમાં ફરી એમ તું આવતાં
હર થઈ દહવો, થવું ખાક વા.

ફકત એકજ ફાગણ માસમાં
ભભકમાં સળગે અહીં કેસૂડો;
પ્રણય, એમ જ તું વિજયી થજે
ફકત યૌવનની જ વસંતમાં—

ફરી પધારવું હોય, પધારજે
પ્રણય, તું અતિથિ લઈ આવજે—
ઈશૂની જનની જેવી મોક્ષદા માત લાવજે,
દાન્તેની મુક્તિદા જેવી લાવજે વા બિયાટ્રિસ.

૧૭-૩-૪૧

## દિગન્ત મહીં

દિગન્ત મહીં આથમ્યો સૂરજ, તેમ હૈયે ય તે,
છવાઈ અવ મ્લાનિ, ગ્લાનિ ભરતી દશેદિશ, ને
અફાટ રુદને ધુએ ઉદધિ પાય પૃથ્વી તણા.

૨૭-૩-૪૧

## પ્રણયપ્રતીકે

પ્રણયપ્રતીકે મીઠું રાતું ગુલાબ દીધું હતું,
અવ નહિ ગમે રાતા રંગો મને જીવને ય તે.
સ્મિત શુચિ ધરી આવો, મારા હયાની સરસ્વતી
કર મહીં હવે લાવું પીળાં ગુલાબ શુભાનને.

૪-૪-૪૧

## પ્રણયી થઇને

પ્રણયી થઇને આવ્યો ત્યારે મને નયને ગ્રહી
મુજ જીવનના મર્મો કેરી અજાણ ગુરુ બની;
દલદલ ખર્યું સાચે, પેલું ગુલાબ દીધું તને,
ઉર મહીં મને કાંટા વાગ્યા, સદા વ્રણ દૂઝશે.

૧૬-૪-૪૧

## નયન મહીં મેં એના

નયન મહીં મેં એના જોયા બધા રસ તે છતાં
કરુણ મુજને ભાવ્યો, જેવો વસે મરમી દગે.
કવિકુલગુરુના યે અંતસ્તલોની સરસ્વતી
પ્રથમ કવિતા સંસારે આ કરુણ થકી દિયે.
નિયતિ! તૃણ શું મારું હૈયું કરી, કર વજ્ર શું,
કરુણ જીવને જોવા, જોઈ કરુણ વહાવવા.

૧૯-૪-૪૧



## રતિને

નયન મહીં એ શ્રદ્ધા જોઈ, ન’તી જયની તમા;
જય જીવનમાં છે ના કોઈ, જહીં ન પરાજય.
નયન તણખે બાળ્યો તારો અનંગ શિવે છતાં
વિજય કરતો આવ્યો, લાવ્યો કુમાર સ્વયં જય.

૧૭-૪-૪૧

## આવે વસંત

આવે વસંત જીવને નહિ બીજી વાર
આયુષ્મતી! તુજ વસંત હજો ભરેલી
દીપ્તિ થકી, રસ થકી, મધુગંધથી, ને
તારો ફળો હૃદયનો સહકાર પૂર્ણ.

૨૬-૪-૪૧

## સાચે મને ગમતી

સાચે મને ગમતી જાસૂદ વેલડી તું!
લીલું ધરી વસન, કો તરુની સમીપ
કેવી પ્રશાંતનયના નમણી ઊભી તું!
શાં શાંત તેજ તુજ પુષ્પ પ્રફુલ્લ ધારે
રાતાં છતાં મધુરવાં ઉર-ઓજ ભીનાં!

આકર્ષણો ગુલતણાં નહિ, તો ય એથી
મંદસ્મિતા! અધિક મોદ તું આપતી શેં?
તારી રગે લુભવતો રસ જે વહે, તે
સાચે જુદો, પ્રણય એમ વિભિન્ન વ્હેતોઃ

હૈયે હૈયે એની ઉષ્મા જુદી છે,
હૈયે હૈયે એની ઊર્મિ જુદી છે,
પ્રાણે પ્રાણે ભૂખ એની જુદી છે.

૯/૧૦-૫-૪૧

## પાથેય જીવનનું

પાથેય જીવનનું એક જ છે અખૂટ:
આત્માની આરઝૂ સદા ઝૂરવાની એક
જેનાથી અશ્રુ ચખનાં અનિરુદ્ધ વ્હેતાં.

૨૦-૭-૪૧

## આંખો ભરી ભરી પીધો

આંખો ભરી ભરી પીધો રસ રૂપનો એ
ને જે વધ્યો નયનના જલમાં વહ્યો 'તો–
ને એ જ માત્ર તમને સહુને જણાયું.

૧૮-૯-૪૧

## રાતાં યુવા-રુધિર-રંગી

રાતાં યુવા-રુધિર-રંગી પ્રમત્ત-પ્રેમ
જેવાં નથી અવ ગુલાબ કદી ય દેવાં;
દેવાં ન શારદમયંકની ચંદ્રિકા શાં
ધોળાં ગુલો મૃદુ-મીઠો ઉરરાગ જેનો;
સૂકાં છતાં પરિમલો સ્થિર પ્રેમ જેમ
જેનાં દલેદલ થકી વહતી રહે, તે
પીળાં ગુલાબ દઉં? ના નહિ એ ય દેવાં.



સર્જી દઉં ગુલ નવાં ઉપહાર માટે
નીલાં, ઊંડાં નયનનાં સ્મરણો જગાડે
તારાં; તને કવિની પ્રેયસી તું હતી એ.
લીલી થયેલ મનની ધરતી મહીં આ
મારાં મનોજ ફૂલ એ ખીલતાં રહેશે.

એવાં નીલાં ગુલાબો ઉભય સ્મરણ અર્થે ઉગાડું હું ચિત્તે
જેની સૂકી ધરાના પ્રણયબીજ થકી પ્રેમ સર્જી દીધો તેં.

૮-૧૧-૪૧

## વિશાલાક્ષી

વિશાલાક્ષી! તારાં કમલદલ જેવાં નયનને
ખીલેલાં જોઈને મુજ હૃદયને પ્રશ્ન પૂછતો:
તું યે ઈર્ષ્યા પેલાં નયનની કરીને જ ખીલતું
નહીં તો અદ્યાપિ તુજ દલ બીડેલાં કયમ હતાં?

૨૫-૧૦-૪૧

## તિમિર ગગને વ્યાપે

તિમિર ગગને વ્યાપે ગાઢું અમાસની રાત્રિએ,
તદપિ શતશઃ તારાઓની દ્યુતિ પ્રકટે તહીં.
તમસ ઉરમાં વ્યાપે એવું પ્રગાઢ અમાસનું,
મુજ હૃદયના તારાઓ ક્યાં? કહીં દ્યુતિ શોધવી?

૧૪-૧૦-૪૧

## પ્રણય ખાતર જ પ્રણય

ઊગીને આકાશે પ્રતિપદ-શશી કો સરવરે
ધીરે ધીરે આંકી રજતરસરેખા પ્રતિદિને
ભરે પૂર્ણિમાએ નિજ રસથી સંપૂર્ણ સર એ.
સહુ સંબંધો આ જીવન મહીં મેં એમ 'નુભવ્યા,
હવે પૂર્ણેન્દુશી સહુ મુજ રતિ તું પર ઢળી.

ચઢેલું તારું જે ઋણ, જીવન પર્યંત વીસરું?
ભૂલું આ જન્મે તો નહિ જ કદિ. જન્માંતર તણી
વૃથા વાતે રાચું? ચહું છું ઋણ-મુક્તિ સતત હું;
અને પ્રાર્થું છું કે વિફળ મુજ આશા નહિ કરે–
યદિ એવું થાયે–નિઠુર કદી નારી થઈ શકે?
યદિ એવું થાયે અનુભવ અધૂરો તુજ ગણું.

બધા પ્રેમે મારા–જીવનસખી, મૈત્રી, જનનીના
'થવા બંધુપ્રેમે—શિશુઉર મહીં જે નવ પ્રીછ્યું
મને સ્હેજે લાધ્યું–નથી વીસરવું–મુગ્ધ પ્રણયે;
શુચિ સૌન્દર્યોની પરખ તુજ આંખો મહીં મળી
અરાગી–આસક્તિ, પ્રણયરતિની સિદ્ધિ ય મળી.

નવાણો ફૂટયાં આ મરુભૂમિ તણાં યે તુજ થકી
વહ્યાં કાવ્યોનાં એ જલ અધિક વ્હે એ જ વિનતિ.
અનન્યા આસક્તિ કવિ-ઉરની તારા જીવનમાં
કહું સાચું, પામે નહિ જ કદીયે અન્ય ઉરમાં;
યદિ માગે હૈયું હળવું તૃણશું તે ય દઉં હું,
ઉરોષ્મા પુષ્પોની સુરભિસમ માગે દઉં તને,



રુચે તોફાનો તો ધરતી પર નાચું કર ગ્રહી,
કરી લે નક્કી તું કઇ વિધ તું લેશે પ્રણય આ
કહે, બંધુત્વે વા સુહૃદ, પ્રણયીના સ્મરણનો?

૧૭-૧૨-૪૧

## દૃષ્ટિસાદૃશ્ય

[મૈસુરમાં ચામુંડી ઉપરથી]

શિખર ઉપરે આવ્યો, જોતો ચહુ દિશ, ને તહીં
નયન થકી મેં સાશ્ચર્યે ને જરા ધ્રૂજતે હયે
રવિ-નયનનાં પીયૂષોથી ન્હવાતી ધરા દીઠી;
કવિ–રવિ તણી એવી આંખે તને નીરખી હતી.

૨૦-૪-૪૨

## ડૂબે તર્કવિતર્ક

ડૂબે તર્કવિતર્ક ભ્રાંતિ વમળે, ખોટા ખરાબે ચઢે
એવો માનવપ્રેમ આ જગતનો ઊણો જ શું માનવો?
ચ્હાનારે રડવું સદા ય જીવને, દ્રોહી ગણાવું પડે;
ને જેનું શુભ એક માત્ર જ ચહ્યું તેને જ સંતાપવું?

૨૬-૭-૪૨

## થજો ન અનુદાર

થજો ન અનુદાર કોઈ પ્રણયે, ભલે જીવને
અનુત્તરિત અર્ધઉત્તરિત વા મળે પૂર્ણ એ;
નહીં સમજ હોય તે જ પ્રણયાનુભવ ભૂલશે,
ઉદાર હૃદયો સદા વધુ ઉદાર એથી થશે.

૪-૫-૪૨

## હૅન્ડ-બૅગના અરીસામાં જોતી સુંદરીને

નીરખતી યુવા ત્હારી નાના અરે અરીસા મહીં!
ઉર ઊભરતા ઉન્માદોનો સમાસ તહીં નથી.
પ્રિય-નયનમાં, બાહુબંધે વધુ રૂપ, સુંદરી!
ઉર ઊભરતાં નેત્રો ક્‌હેશે, સગર્વ ફરી ફરી.

૧૧-૧૧-૪૩

## પિવાડ્યો છે તેં આ

પિવાડ્યો છે તેં આ જીવનરસ, ને મુગ્ધ જ મને
ગણે છે શું? પાછી વદતી અવ: "છું હું મધુમીઠી."
ન જાણું એ, જાણું જીવન-રસ, ને ઉત્તર દઉં:
"કટુ મીઠો છે એ જીવનરસ; તેવી જ તું ય છે."

૧૨-૧૧-૪૧

## પુનઃ નિમંત્રણ

ફાલ્ગુની વીતી, ને ચૈત્ર વીતી ગયો,
પૂનમનો ચંદ્ર વૈશાખનો શો ખીલ્યો;
યાદ આવે તને સખ્યથી એકદા તેં વસંતે મને ધન્ય કીધો?
મુગ્ધ લાજાળ "આભાર" શબ્દો કહ્યા
તેં, નમી સ્હેજ મેં આંખથી એ ઝીલ્યા;
બેય છૂટાં પડ્યાં ત્યાં અજાણ્યા રહીને સુનેરુ વધાવી રહ્યાં'તાં.
આજ પથધૂલી અટવાઈ ઊડી રહી,
નીલવસના અરે સ્નેહરાજ્ઞી કહીં?
વાદળી શી જરી માર્ગ ભૂલી હતી, તેમ શું એ હવે નહિ જ આવે?



માર્ગના પથ્થરે પુષ્પ રવડી ગયાં,
વૃક્ષની છાંયના સાથીઓ યે ગયા,
રાહ જોઈ અને સમય પણ થંભીને, થાકીને આ હવે જાય ચાલી.
સ્નેહ-રસ-જામ આવો ન તું પામશે,
તુજ જીવનની વસંતો ય વીતી જશે,
બે સુહાગી થયાં એકદા તેમ આજે પુનઃ આવ થઈએ સુહાગી.
આજ આમંત્રણો આપતો હું તને,
ના સ્વીકારે ભલે ના ગમે જો તને,
માર્ગ-ધૂલી અને પુષ્પ પથ્થર તને: 'ભીરુ શેં થાય' સંદેશ ક્‌હાવે.

૨૯-૪-૪૨

## પ્રણયધનની ગાઢી

પ્રણયધનની ગાઢી છાયા છવાઇ હતી તદા
મુજ હૃદયના ભાવો જાણી, અજાણ બની રહી
તુજ નયનની વિદ્યુત્ શાને હતી વરસાવતી?
સુતનુ! તુજ એ વિદ્યુલ્લેખા, સુમંજુલ, નર્તને
મુજ પ્રણયને અર્પી દીધો સ્વીકાર કરે ન વા,
નહિ જ કદી યે પ્રેમોત્કંપો ઘટે અવમાનવા.
હૃદયદ્વય જો ના પ્રીછાયાં, હતી વિધિનિર્મિતિ;
સુતનુ, તુજને વ્હાલાં લાગે, તુફાન મને ય તે,
ઉરરમતની મસ્તી માંહે ભીરુ ન થવું ઘટે.
તુજ હૃદયને તેં પ્રીછ્યું ના, પ્રિછાવિયું એ સજા?
અરૂપ રૂપની ગાથા, ગાથા સનાતન પ્રેમની
પ્રગટ તુજથી થાવા માગે મનુષ્યની વાંછના.
વિધિવશ મળે સૌએ, સૌએ છૂટાં વિધિથી થવું;
જીવતર મહીં થોડું જીવી, ઘણું ન બગાડવું;
ગત વીસરવું, ભાવિ સાચું પુનઃ સરજાવવા.

૫/૬/૮-૧૦-૪૨

## પ્રેયસી તારી

પ્રેયસી તારી હૈયાનાં પાતાળોમાં જઈ વસી;
સુવર્ણ દ્વારિકા તારી, ચિત્તના જલમાં ડૂબી.

૯-૫-૪૨

## ઉરમથનનાં

ઉરમથનનાં પ્હેલાં પીવાં ઝહેર, અને પછી
ઉરઉદધિનાં પીયૂષોની રહે નહિ કામના.
નહિ જ કદી યે પામે કોઈ વિના વિષ પીયૂષ,
અગર ગણતો પીયૂષો તે હશે સ-લુણાં જલ.

૨૮-૫-૪૧

## વત્સલ મિત્રાને

હરિત તૃણ રંગોનો સિન્ધુ વસ્યો દગમાં તહીં:
ગગનમહીંના આછાઘેરા ઘને દ્યુતિ આવરી
પલક પળતી એવી સન્ધ્યા રમે ઉદધિ જલે:
અમિત મુજ એ પારાવારો! કહીં લઉં મૌક્તિકો?—
વદન લસતાં વાત્સલ્યે શાં જલે? દગમાં ’થવા?

૨૯-૫-૪૧

## જીવને પ્રણુય એમ આ હતો

સ્ત્રી: શાંત કેવી સરતી જતી નદી,
રેખ પાતળી નિદાઘમાં થતી,
સ્હેજ એહ ઊભરે અષાઢમાં,
જીવને પ્રણુય એમ આ હતો.



પુરુષ: અબ્ધિ-મોજ ઘૂઘવી ધસી રહ્યાં
દૂરથી અમિત વેગ ધારતા,
ઝૂઝતો ખડક એકલો તહીં,
એમ આ પ્રણુય જીવને હતો.

સ્ત્રી: કષ્ટ ગર્ભવતીનાં ઘણાં હતાં,
દોહદો અનુભવ્યા નવા નવા,
વેદના પ્રસવનીય કૈં સહી,
જીવને પ્રણુય એમ આ હતો.

પુરુષ: જેમ પૃથ્વી ધખતી નિદાઘમાં
તપ્ત ધૂળ ઊડતી બધી દિશે,
ને અષાઢ વરસી ઢબૂરતો,
એમ આ પ્રણુય જીવને હતો.

સ્ત્રી: યોધ શો વિજય આંખમાં હતો,
વજ્ર શો ત્વરિત વેગ એ હતો,
ને નિમેષ મહીં એ જીતી ગયો,
જીવને પ્રણુય એમ આ હતો.

પુરુષ: મિષ્ટ ગંધ બટમોગરાની કો
બાગ માંહી પ્રસરી રહે બધે,
અન્ય પુષ્પ સહુ વીસરે તહીં,
એમ આ પ્રણુય જીવને હતો.

૧૨-૫-૪૧

# પરાજય

'જય જીવનમાં છે ના કોઈ, જહીં ન પરાજય'

[જર્મનીમાં ઇસેનેક અને ગોથાની વચ્ચે હોર્સેલબર્ગની કોઇ ગિરિકંદરામાં વિનસબર્ગને નામે ઓળખાતું સ્થળ હતું. ત્યાં વિનસ (રતિ) મોટા વૈભવ અને વિલાસથી રાજ્ય કરતી હતી. વિનસબર્ગની મોહિનીમાંથી ટાનહોસર નામે એક વીર (Knight) સિવાય કોઇ પાછું ફર્યું નહોતું. વિનસબર્ગના વિલાસી જીવનમાંથી નાસી છૂટી, અઘમોચનાર્થ ટાનહોસર રોમમાં પોપ પાસે જાય છે. પોપે એને કહ્યું: 'તારા હાથમાં શુષ્ક કાષ્ટનો જે યાત્રિક દંડ છે તે જો નવપલ્લવિત થાય તો જ તારે માટે સાન્ત્વના (absolution) અને મુક્તિ છે.' સાચ્ચે જ પેલો શુષ્ક કાષ્ટદંડ ત્રીજે દિવસે નવપલ્લવિત થાય છે. પણ ઘણું મોડું થયું હતું, કારણ કે ટાનહોસર પાછો વિનસબર્ગ ચાલ્યો ગયો હતો. પરાજય એટલે મૂલ્યાંકનનું નવું દૃષ્ટિબિંદુ. એ રીતે અહીં ત્રણેયનો પરાજય કલ્પ્યો છે. અહીં કથાવસ્તુમાં થોડો ફેરફાર કર્યો છે.]

૧

ઊભા ઊંચા આલ્પ્સો હિમમય અને કુંદધવલ.
શશી–રવિનાં કિરણો ઝીલીને
અને ઝીલી તારક-તેજ-રશ્મિ
ક્ષણે ક્ષણે એ નવતા ધરે છે.

ત્યાં મુક્ત નિર્ઝર વહી ગિરિકન્દરાથી
સ્પર્ધા કરે હરિણબાળ શું ખેલવાને,
ને મસ્ત, માદક સુગંધ વહાવતો ત્યાં
વૃક્ષો ને વલ્લીઓમાં અધીર પ્રણયી શો માતરિશ્વા વહે છે.



૨

વીર એક હતો કિરીટી શો,
રૂપમાં મન્મથ શો યુવાન એ.
લઈ અશ્વ જતો સવારમાં,
મૃગયાએ ગિરિની તળેટીમાં.

*

જેવી કો મુગ્ધ બાલા પ્રથમ મિલનની રાત્રિ વીત્યે, સવારે
હૈયાના મોહભીનું મરકલડું કરી જોઈ રહેતી પિયુને,
–પ્રાચી હજી નેન ઉઘાડતી હવે,
હેમન્તનો સૂર્ય જગાડવાને.

સવારની એ વનની વનશ્રી,
ને અભ્રજૂથો ગિરિમાળ વચ્ચે;
કિલ્લોલતાં પંખી, સુગંધભીની
ધરિત્રી, ને નિર્ઝરગાન મીઠાં;
જગાવે શી હૈયે ભ્રમણમનીષા એ વનમહીં.

વીણાનાદે જેવું હરિણ શિશુ કો મુગ્ધ થઇને
જતું ખેંચાઇને રવ ભણી, થઈ લુબ્ધ વીર આ
વનાન્તમાં ને ગિરિકન્દરામાં,
દૂરે જતાં એ નિજ માર્ગ ભૂલે.

સવાર વીતી, દિવસેય વીત્યો,
હેમન્ત વીતી, વરસો વીત્યાં કૈં,
એ વીર આવ્યો નહિ એ વનેથી.
જનો કહેતા રતિનો નિવાસ
તહીં હતો કોઇક કન્દરામાં.

હતી લોકની કિંવદંતી કે
  રતિ-ધામે નહિ કો જશો કદી,
યદિ કોઈ પ્રવાસી ત્યાં જતો,
  નહિ પાછો ફરતો કદી ય તે.

૩

હેમાંગી ઉત્સવ-રતા અનુરાગ-રાજ્ઞી,
આ વીરને ડૂબવતી રસમાં લુભાવી.
એણે ય અર્પણ કર્યું નિજનું હતું જે,
એ રાજ્ઞીને હૃદય-રાજ્ઞી થવા દઈને.
લાવણ્ય કાન્તિ રતિનાં અભિરામ એવાં,
ઉરના ઉરમાંહી શાં વસ્યાં,
  નહિ જેવી વસી ઉર્વશી કદી.
અકુતોભય લાલને હતો,
  શિશુ શો મુગ્ધ હતો યુવાન એ.
એ વૈભવોમાં લયલીન, તો યે
આજન્મ એના હૃદયે વસેલી
અપૂર્ણ વાંછાતણું શલ્ય એને
કોરતું, બાળતું હૈયું, મન્થને ગાત્ર ગાળતું.

૪

કલ્પાન્તે યે શમે ના, હૃદયમહીં હતી એવી જે ગૂઢ વાંછા,
તેને એ પામવાને કરમહીં લઈને કાષ્ઠનો દંડ શુષ્ક
  વિદાય લેતો રતિની, જવાને
  તીર્થાટને ચીવરધારી વીર.
  વિદાય દેતી સ્મિતપુષ્પ આપી
  રતિ, જતો ખિન્નમને પ્રવાસી.



રતિના સ્મિતના જેવું શેખરે રમતું હતું,
દિગન્તે ડૂબતા સૂર્યે ફેંકેલું એક રશ્મિ જે.
સંધ્યાના એ સ્મિતતણુખનો અંતરે રક્તરંગ
ધારી શો ત્યાં શશી પૂનમનો પૂર્વમાં ઊગતો'તો.
  વિષાદછાયા ઉરમાં ગ્રહી એ,
  વિદાય લેતો ગિરિકન્દરાની.

૫

  તીર્થે તીર્થે અશ્રુગંગા વહાવી,
  તીર્થે તીર્થે શોધતો સાન્ત્વના એ,
  ઊંડે ઊંડે કોઈ કાર્પણ્યભાન,
  ગાળી એને દીન દુઃખી બનાવે.
તીર્થરાજ તહીં રોમ-ધામમાં,
  ધર્મમાં રત ગુરુ વિરાજતા.
ક્લાન્ત યાત્રી, ચરણારવિન્દમાં,
  અર્પવા જીવન એમને જતો.
  "शिष्यस्तेहं शाधि मां त्वां प्रपन्नम्
  અકથ્ય ને કો અણપ્રીછી વાંછા
  તણું લઈ શલ્ય ઉરે ફરું છું...
  ધન્વી હતો હું, જય ને પરાજય
  જોયા ઘણા મેં, જય શો છતાં યે
  સંસારમાં તે—
    ન હું જાણતો હજી!
  અનેક વર્ષો રતિધામમાં રહ્યો,
  તહીં જરી શલ્ય ભૂલ્યો હતો જૂનું.

સૌન્દર્યનું જે શિવ પામવા તે,
પીવું કયું ઝેર કહો પ્રભુ મને?"

* * *

"રતિનો અતિથિ થયો હતો?
ભૂલતો'તો તુજ શલ્ય ત્યાં વળી?
શિવ પામવું? પામવુંય છે
તુજને સુંદર? ને થવું જયી?
જીવને વરમાળ પ્હેરવી
યશની, શી તુજ ધૃષ્ટતા ખરે!
રતિને સઘળું સમર્પીને,
પ્રણયે જીવન હોમતો બધું!
અવ અંજલિ અર્ચના લઈ,
ગ્રહવાની વિનતિ કરે મને?
નિજનું સઘળું ભૂલ્યો, અને
વીસર્યો જીવન, શ્રેય તું ભૂલ્યો.
નહિ માર્ગ કશો હવે રહ્યો,
ફર પાછો, પતને પડેલ તું!
નહિ કિલ્બિષ એ છૂટે હવે,
અવ જા, તું અહીંથી વિદાય લે,
નવપલ્લવ શુષ્ક દંડ આ
ધરશે, તો તુજને ગ્રહું હું યે."

*



ગયો હતો આત્મસમર્પણે એ,
'થવા ગણ્યું કિલ્બિષ મોચનાર્થે
તેના, અને સાન્ત્વન યાચવા તે,
કઠોર સુણી વચનો, દુભાયલો,
નિરોધતાં અશ્રુપ્રવાહ એનો,
પડ્યો થઈ મૂર્છિત, દંડ યે સર્યો.
મૂર્ચ્છા કૈં વળતાં જાગી, અસ્વસ્થ સ્વસ્થ એ થતાં,
વિદાયનું જે રતિએ દીધેલું,
ઉરે સ્મરી એ સ્મિત પ્રેમલીનું,
જતો પાછો આઘે પરિચિત અને કુંદધવલાં
ભમી શૃંગે શૃંગે, ચિરપ્રણય ગોદે વિરમવા.

*

અરે, પરંતુ થયું એક કૌતુક.
ત્રણેક વીત્યા દિવસો, તહીં તો
ફૂટ્યાં નવાં પલ્લવ શુષ્ક દંડને!

## તાંડવ

जगद्रक्षायै त्वं नटसि ननु वामैव विभुता।

વજ્રીએ વજ્ર ફેંક્યું? ઉદધિ શું ઉસટ્યો? શંખ ફૂંક્યા સમીરે?
ફાટ્યો જ્વાલામુખી શું? રિપુદલ દમવા ચક્રવર્તી પધારે?
નાથેલો નાગ જાગ્યો? નહિ નહિ, ગરજે કેસરી પર્વતે?—ના,
શંભુએ અટ્ટહાસ્યે ત્રિભુવન-વિજયી નૃત્ય-પ્રારંભ કીધો.

વિશ્વનું થડકયું હૈયું બ્રહ્માંડે ઘોષ ઝીલિયા,
શંભુએ નૃત્ય આરંભ્યું, અક્ષરે નાદ ઉદ્‌ભવ્યા.
નક્ષત્રે માર્ગ આપ્યો, ને દેવગાંધર્વ ઊતર્યા,
ગણો સૌ હર્ષથી ઘેલા નાચી શંખ ધમી રહ્યા.
પવનલહર ધીમી દેવદારુ હલાવે,
દિનકર તહીં થંભી તેજ ફેંકે દિગન્તે,
હિમશિખરમહીંથી રક્ત બિંબિત ધારા
રવિકરની લપેટે શંભુની સર્વ કાયા.
અંગે અંગે ગતિ વહી રહી સર્પ સૌ વીંટળાયે,
ચંદ્રજ્યોતિ ચમકતી ધીમું આગિયો જેમ ઊડે,
તાલે વાગી ડમરુ ડમકે, અંગુલિ ઠેક આપે,
મૌંજી ખેંચી રુધિર ગળતું ચર્મ અંગે વીંટાળે.
લક્ષ્મીજનાર્દન કુતૂહલ દૃષ્ટિ ફેંકે,
નૃત્તે રસિક ગિરિજા શરમાઈ જાયે,
ત્યાં શારદા મધુર મંજુલ ગાન ગાયે,
ને વેદવાણી વદતા અમરો સ્તવે છે.
ડાચો દક્ષ, સ્વમાનરક્ષણ કર્યું, લીધો હવિ ભાગ, ને
પાયું અમૃત દેવને, વિષ પીધું, ને જાહ્નવી સ્વર્ગથી
ઝીલી માનવપાપ પૃથ્વી પરનાં ધોયાં, અને નૃત્યથી
સાધે મંગળ વિશ્વનું પ્રલયમાં બ્રહ્માંડને રોળતા.
મૃદંગ વાગે કરતાલ બાજે,
ત્રિલોકમાં ભૈરવનાદ ગાજે,
મૃત્યુંજયી સૂર દિગન્ત માંહે
ફરી વળી શાશ્વત શાંતિ સ્થાપે.
પ્રલયેશ પ્રભુ થંભ્યા, થાકયા એ વિજયી મદે,
હર્ષ ને સ્નેહથી જોઈ, અટ્ટહાસ્ય કરી રહે.



## કોજાગ્રિ?

નિદ્રાની હેતાળ શાંતિ મહીં સૌ,
માતા જેવી વ્હાલસોઈ દીવાલો,
આપ્તો જેવી ગેહની શાંતિમાંયે
ન્હોતો ધીમો ઉંદરોનો અવાજ.

ગીતોર્મિના મંદ પ્રસ્પંદ જેવી
ધીમે ધીમે શી ગૃહિણી શ્વસે છે!
શ્રદ્ધાળુ, અશ્રાન્ત ઓષ્ઠોથી ધીમે
પ્રાર્થે છે આ એક ઘડિયાળ માત્ર.

હુંફાળો શો નાનડો કો બિડાલ
સૂતો હોયે એમ આંહીં અચેષ્ટ,
જાણે ના કૈં સાંભળે ના કંઈએ,
એવો સૂતો પારણે હૃષ્ટ બાળ.

આકાશે છે તારકો, બારી બ્હાર
શાંત સ્વપ્નોમાં ડૂબ્યાં છે તુષાર;
મૂંગાં ને નિર્જીવ શાં ગેહ ઊભાં
સૂનાં એકાન્તોની આ શાન્તિ માંહી.

ત્રાસેલો શો યાન્ત્ર જાગે સફાળો,
ઘોષે ગર્જે ક્રુદ્ધ ઘંટા-ધ્વનિઓ!
આંખો બીડે, કાન ઢાંકી દીએ છે,
–ગર્જે ઘોષે જોરશોરે ધ્વનિઓ.

આકાશેયે નાદ તોફાન ગર્જે,
આમંત્રે શું ઘોર કો મ્હેફીલે એ,
ઝંઝાનાદોના હજારો અવાજ
ગીતો ગાઇ યાચતા માગણા શા!

નિર્ઘોષોના ચાબુકોના ઝપાટે
ત્રાસેલો શો લોહિયાળો, વિષણ્ણ-
ઘેને જાણે ડોલતો ચાન્ન ગેહે;
જેને હૈયે સંભળાયો અવાજ!

[૨]

શાને બોલાવો મને, રે ધ્વનિઓ!
શાને હૈયું આ હથોડે ધબેડો?
અન્યોને છે પુત્ર-પત્નીની શાંતિ,
શાને બોલાવો મને, રે ધ્વનિઓ?

વજ્રે જેવા નાદ સંતાપતા શેં?
અન્યે ગેહે વિશ્વ આવી સમાયું
ચારે ભીંતે, નીડમાં શાન્ત વિશ્વ!
સન્તાપાગ્નિ! ચાબુકો નિત્ય મ્હારે!
ભગવન્તા ઓ નાદના ક્રૂર દેવા,
શાને બોલાવો મને, રે ધ્વનિઓ?

અન્યોનું જે વિશ્વનું ભવ્ય તાંડવ
શામ્યું નિદ્રા શાન્તિમાં, ઓરડામાં—
થીજ્યો જાણે ક્લેશ સંસારનો સૌ,
વિશ્વોદ્વેગો સૌ શમ્યા, શાન્તિ ગેહે.
શાને બોલાવો મને, રે ધ્વનિઓ?



મિથ્યા સંતાડું મને તુંથી દેવ,
ગેહે, કાર્યે, પુત્ર ને પત્ની વચ્ચે
શોધી કાઢ્યો તેં મને ગેહ માંહી;
પીછો લે તું, શેં ધ્વનિનાં તુફાને?
શાને બોલાવો મને, રે ધ્વનિઓ?

મારી શાંતિ દેવહૈયે કઠે છે,
શાને ઝંખે નાશ મારો નહિ તો?
માયાજી ગોપાળ જે અન્યનો છે
તે શું મારી હાર કાજે પ્રવૃત્ત?
શાને બોલાવો મને, રે ધ્વનિઓ!

જાઓ, થંભો ઓ ધ્વનિઓય, તારા
નિર્ઘોષોથી ચિત્ત આ શાંતિ પામો,
થોભો, બોલાવો મને ના, ધ્વનિઓ—

સંગીતોના જેમ સૂરો ક્ષણાર્ધ
આવે, જાએ ને વિલાયે અનંતે—
તેવા શામો ઘોષ તારા ધ્વનિઓ!

[૩]

મેં મુગ્ધ શૈશવ મહીંય સુણ્યો હતો એ
દૈન્યે અવાજ તુજ, વિશ્વ બધું ભરે જે
ને ગોચરે ધરતી-ગંધ મહીંય લીધી
એ મંદ-શબ્દ તણી સૌરભ મ્હેકતી જે;
કુંજો મહીં તવ પ્રભુ કર-છાંય જોઇ.

ને મારું અન્ન ઉર કૈં ન કળી શક્યું કે
શેં ચંદ્ર કે રજત સ્વર્ગીય દેવ જેવો
ઊગે; પરંતુ ઉર મારુત-મર્મરે યે
તારો સુણે રવ અને થઇ બ્હાવરું એ
નિઃશ્વાસઅશ્રુ ગળતું રડતું હતું ત્યાં.

તારું જ સ્તોત્ર રચતી ઊતરે ઉષા આ
નીલાંબરા, પથ બધા તુજ માર્ગ રૂપ!
તું ક્યાં નહિ? પગ મૂકું ગૃહ-આંગણેથી,
છૂટે નહિ, વપુની છાંય સમો તું આવે;
સ્હેજે ઊંચે ગગન-ઘુમ્મટ જો નિહાળું,
ત્યાં મેઘમંડળ છબિ તુજ ધારતું શી?

નિદ્રાથી જાગૃત થતાં નયનો ખૂલે ત્યાં
તારાં જ નેન મળતાં રવિ-રશ્મિ થૈને.
ખાવા પીવા મહીં બધે કટુ સ્વાદ ભેળી
તારો જ એ અદય હાથ મને રિબાવે;

ને પ્રેમમાંહી તુજ રોષ હું જોઉં શાને?
આત્માનુતાપ થકી, કલેશથી, વેરી થૈને
ઓગાળ્યું તેં મીણ સમું સુખ, મૂક કેવો
એક્કેક વિશ્વ-ઘટના મહીં તું હતો, રે!

આકાશ વાદળ મહીં રચી શ્યામ કૂસો
ઝીંકે કપાળ પર એ તું કરાલ હાથે!

મેં મુગ્ધ શૈશવ મહીંય સુણ્યો હતો એ
દૈન્યે અવાજ તુજ, વિશ્વ બધું ભરે જે.



[૪]

ઓ તું બચાવ પ્રિય, કેમ સહી શકું હું,
કેડી ચૂક્યું હૃદય એકલ હામ હારે.
રે તું બચાવ પ્રિય, હું સહી ના શકું, આ
કેડી-ચૂક્યું હૃદય શેં નહિ હામ હારે!

ઇર્ષ્યાથી, ક્રોધથી ઝુંટાવી જવા ચહે છે
આ નાનકું બટકું એ સુખ-ભાખરીનું.
નાદો સુણે? ગગન-ઘુમ્મટ ઘોષમાં એ
ઘંટા-રવે, ધ્વનિ મહીં, ઈસુ-સાદ પેલો!

મારી પ્રિયા, પ્રિય સુકેશી, તું સાંભળે એ!
પત્ની, સખી! અવ બચાવ મને તું હાવાં.
નાદો સુણે ભવનિમંત્રણ ગીતના એ?
એ નાદ–સાદ–રવ તું નહિ સાંભળે કે?

આ દેહ આવરી તું લે, તુજ શબ્દ માંહી
આ ત્રાસ-સંગીત-નિનાદ ડુબાડ હાવાં!
મારી સખી, અદય તુંય શું જોઇ રહેશે,
ઉન્માદગ્રસ્ત નયનો અડધાં ખૂલ્યાં આ?

ઓ શ્રેય! આશ મુજ ઓ! નહિ સાંભળે શું
શો નાદ ક્રુદ્ધ ધ્વનિનો બજતો શિરે આ?

[૫]

માર્યો વિચારેઃ પતિને ઉગારવો
આ દેહથી દેવ જુએ ન એ વિધે—
હું ચુંબને હોઠ બીડી દઉં, અને
કાનોય હાથોથી હું ઢાંકી એ દઉં.

ચોકી કરું શ્વાન થઇ હું બારણે
અનિદ્ર હું રક્ષક દુઃખી પત્ની હું.
મુઠ્ઠી ભરું ક્રોધથી ઈશ સામે
ઘંટા-રવે જે પ્રિયને નિમંત્રતો.

એને નહિ હું પગ મૂકવા દઉં,
ને હાથના બંધ થકી હું બાંધું;
દાબી દઉં ભોંય શું યે જડી દઉં
અદૃશ્ય ને ઉત્કટ પ્રેમના બળે.

એને ગમે જો લડવું, લડી લઉં,
ભાંગે ભલે દેહ, ન હું રહું જરી;
દ્વારો ન ખોલું ઘરનાં હું મારાં
નિષ્ઠુર ને ક્રૂર એ દેવ માટે.

અહીં જ મારું સુખ, હક્ક મારા,
મારું જ છે આ ઘર હું જ રક્ષક.
માર્યા વિચારે: પતિને ઉગારવો
આ દેહથી દેવ જુએ ન એ વિધે.

[૬]

કોણ દ્વાર-આંગણે, ઊભેલ ચૂપકીથી આ?
માર્યા.

બારી બારણાંય કોણ, ઢાંકી દેતું જોરથી?
માર્યા.

જંતરે છ કોણ ઉંબરોય, એ ન આવતો?
માર્યા.



દીવાલને કહે છ કોણ, દેવનાદ ખાળવા?
માર્યા.

દેવનાદદીપ કોણ હાથથી બુઝાવતું?
માર્યા.

સ્વામી-નીંદમાંથી દૂર દેવ કોણ કાઢતું?
માર્યા.

રાત્રિ-દિન દેવને ય યુદ્ધ કોણ આપતું?
માર્યા.

અતંદ્ર કૂતરો બની ઉભેલ કોણ બારણે?
માર્યા.

[૭]

ઉદ્યાન-સૌરભ ઉરે ગૃહ આ પ્રફુલ્લ
એ શ્વેત હાથ થકી, લોચન નીલિમાથી.
ઓ એ વસંત, ગૃહની મુજ એ વસંત!
પ્રેમાળ એ હૃદયની હતી શાન્તિ કેવી!

શાં ખીલતાં કુસુમ પાનખરેય ત્યારે
નિર્જીવ તે સજીવ સૌ ગૃહમાં થતું ત્યાં;
તે ભૂમિ યે હરિત તૃણ સમી બની રહે,
ભીંતો અને છત થતી ક્ષિતિજો શી ભૂરી.

એ ગાલીચો નદીતટે તૃણ શો સુંવાળો!
ને પારણે તનયના હતી ગૂઢ શાંતિ;
પૂર્યાં તહીં ફૂલ સમા ધવલા તુષારે
એ બારી-કાચ પર સુંદર સાથિયાઓ.

શ્વેત-સ્તના હૃદયરાજ્ઞી તણો હતો એ
ભગવન્તની વિભૂતિ શું ગજગ્રાહ એવો!

[૮]

એ રાત્રિઓ, શિશિરની અતિ-દીર્ઘ રાતો!
ત્વદ્દેહ શો પ્રિય! વસંત નદી સમો એ!
ઊર્મિભર્યો, છલકતો, તટ સ્પર્શતો એ!
ઓષ્ઠોતણાં મધુર ઇપ્સિત ચુંબનો એ!

ગાત્રોય ચારુ નદીશાં અભિરામ કેવાં!
એ રૂપઊર્મિ તુજ કોણ શકે જ ખાળી!

ખુશ્બો નવાંકુર તૃણોની ય દેહમાં એ,
લીલો સમીર મૃદુ, કોમલ ચંદિરા ચે.
પ્રેમોર્મિગીત-રવ મંજુલ દેહમાં એ,
શા કાવ્યવાણી ધ્વનિઓ ઊઠતા હતા ત્યાં!

એ દેહબંધ, ઉરસંપુટ દીર્ઘ રાત્રિ-
ના, પર્વ એ રજનીનાં ઊભરાય પ્રેમે.
શાં આતુરાં મિલન એ કરયુગ્મનાં, ને
સૂઝેલ આંખ રજની વીતતાં અમારી.

એ ગાત્ર કેમ તવ ખાળી શકું કદીયે—
ત્વદ્દેહ રૂપજલ ઉચ્છલતા તરંગો?
સ્વર્ધુનીનીર પ્રિય એ, પ્રિય દેહઊર્મિ-
નાં સીંચનો, શરીર કામણ કોણ રોકે?



[૯]

ભોળી માર્યા માનતી: હું જીતી છું,
ગેહે શાન્તિ આજ વ્યાપી રહી છે,
શત્રુ મારા સૌખ્યના એ ધ્વનિઓ
ના આવે, ના લાવતા ત્રાસ-ભીતિ.

ઉદ્યાનોની ગંધ લીધી દિનોએ,
રાત્રિ ધારે મેષશાવોની શાન્તિ,
વર્ષાનું ના ઝાપટું, ત્રાટકો વા
અંધારાની ગૂઢ શાન્તિય ભેદે.

શાન્તિ વ્યાપી, ઊગર્યો નાથ મારો;
પાછો ના’વે, ક્રૂર એ ત્રાસ, એની
ઘંટાનાદે, ક્રોધથી પૂંઠ લેતો.

ભોળી માર્યા માનતી: હું જીતી છું,
ગેહે શાન્તિ આજ વ્યાપી રહી છે,
શત્રુ મારા સૌખ્યના જે ધ્વનિઓ
ક્યારે પાછા ના જ આવે હવેથી.

[૧૦]

બે માસ શાંતિ મહીં એમ વીત્યા,
આકાશથી ના સ્રવતું તુષાર;
નેવે થીજ્યાં, તેમ જ બારીએ વળી
રચાયલાં અદ્‌ભુત પુષ્પ ઓગળે.

રસ્તા બધા કાદવથી ભરેલા,
ગ્લાનિ ભરી આરજૂ જેમ હૈયે.
ઝાંખા દિનો, ને ગગનાભ્રમાંયે
ધુમ્રો તણી મિલની શ્યામધૂલી.

ધુમાડિયું શ્હેર અને બધી દિશે
ક્હોવાટ શી વર્ષતી શાંતિ ત્યાં હતી—
રસ્તે સુને એકલ વાયુ આવે
બોખા બુઢ્ઢા હોઠની ખાંસી જેવો.

ત્યાં બારીએ યાત્ર દુઃખે વિચારે:
આવી બની મારી ય જિંદગાની.
ડહોળાં પડે આભથી રોજ પાણી,
શાન્તિય આ કાદવની જ વર્ષા.

તુષારપુષ્પો સમ ઓગળ્યાં સુખો
જે બારીના કાચ પરે રચાયલાં—
હૈયા, મને કામ હવે ન તારું,
હૈયા, ડૂબ્યું તું અવ કર્દમે શું!

[૧૧]

પત્ની વૃથા શિર પરે કર ફેરવે છે,
શબ્દો વદે મૃદુ; અનુત્તર એ રહે છે—
એવો અશાંત દુઃખક્ષુબ્ધ થયો હતો, કે
ગેહેય વ્યગ્ર જડમૂઢ સમો ફરે એ;
ને શૂન્યચિત્ત બની પુસ્તકને રમાડે,
ખાલી અવાજ મૂંઝવે અતિ જ્ઞાનનો એ.



પત્ની, પડોશીય બધાં કરતાં વિચાર,
સંધ્યા સમેય ઘરમાં નહિ જંપતો એ.
ના બોલતો, નહિ વળી હસતો જરીયે,
એ સાંભળે કશુંજ ના, નહિ ધ્યાન આપે—
ચિદ્‌ભ્રાન્ત, શ્હેર મહીં એ રખડે બધે, ને
અંધારઘેરી ગલીએ ભમતો નકામો.

એ યાચતો વિટપને, કંઈકે કહેશે
એ જાગીને જરૂર ઉત્તર આપશે કે
ક્યાં છે ધ્વનિ, કહીં અનંત ધ્વનિ વસ્યો છે!
વૃક્ષો અશાંત, શશિ યે મુખ ફેરવે છે
એ યાચના—દુઃખભરી વિનતિથી એની,
ઉન્માદી જંતર શી વિનવણીથી એની.

[૧૨]

જોઈશ તું, પ્રિય! રૂંધાઈ રહ્યો છ આત્મા,
ફાંસો ગળે જીવનનો, સુખનો રૂંધે છે.
માર્યા પ્રિયે! કર ક્ષમા તુજનો નથી હું,
બોલાવતો ધ્વનિ મને ભગવન્તનો આ!

અગ્નિ સમું ઘર બધું દહતું મને આ,
હૈયું રૂંધાય, નહિ શ્વાસ લઇ શકું હું.
સ્વપ્ને અમંગળ લહી ઉર શું ડઘાયું,
દારુણ શાન્તિ મહીં એ શબશું પડયું છે.
રૂંધે મને કફન શી અવ સૌખ્ય-શાંતિ;
કિન્તુ પ્રમાદ ગળતો, ઊઠતો હવે હું.

રે, સૌખ્યનું કફન આ કરતું અવાજ
જ્યારે પ્રહાર કરના કરું જોરથી હું.
ઉન્માદગ્રસ્ત પતિ જાય હવે ગૃહેથી,
ભગવન્તનો ધ્વનિ ગણે અવ એ स पन्था

[૧૩]

માર્યા બિચારી, ભયગ્રસ્ત માર્યા,
તું શું કરે? આત્મ-ધ્વનિ નિમંત્રે!
રક્ષે શી રીતે ગૃહ-સૌખ્ય તારું?
નાદે નહીં હાર સુણે તું તારી?

ને ગાત્રથી પ્રેમળ શી વિધે તું
રોકે જીતે વા ભગવન્ત નાદ?
ઝૂઝે શી રીતે, જીતશે શી રીતે
કરો ધ્રુજે ત્યાં તું? અજય્ય દેવ!
ને પ્રેમ તારો થડ જેમ વચ્ચે
પ્રવેશતા માર્ગ નહીં જ રોધે.

ડુબાડશે દેવ-ધ્વનિ શી રીતે
તારા મૃદુ–મંદ-સમીર-શબ્દે?
માર્યા બિચારી, ભયત્રસ્ત માર્યા,
નહીં જીતે તું ધ્વનિ જ્યાં નિમંત્રે!

[૧૪]

સહ્રુય એને વીનવી મનાવતા:
જવું નહીં, એમ નહીં જ વર્તવું.
પિતાય ત્રાસી સમજાવતા ઘણું,
માતા બિચારી રડતી ઘણું ઘણું.



ઉદ્યાન–શાન્તિ-સુખથી ભર્યું ભર્યું
રાત્રેય તે ગેહ બિહામણું નથી,
પરંતુ એ પ્રેમળ ધાત્રી જેવું છે.

ગૃહે તહીં સૂર્ય વસ્યો ઉપસ્કરે,
ગૃહે તહીં વત્સલ ભીંત છે બધી,
ગૃહે તહીં એમ વસંત શાશ્વત,
ગૃહે તહીં પત્ની, ગૃહે ચ પુત્ર.

સહ્રુય એને વીનવી મનાવતા:
સંતાપ, ઉદ્વેગ બધું ય છોડ તું.
વિષાદ ભારે વદતો ફરી ફરી:
નહીં નહીં હું, નહિ હું નહીં રહું.

[૧૫]

નિદ્રાની હેતાળ શાન્તિ મહીં સૌ
માતા જેવી વ્હાલસોઇ દીવાલો,
આપ્તો જેવી ગેહની શાન્તિમાંયે
ન્હોતો ધીમો ઉંદરોનો અવાજ.

ગીતોર્મિના મંદ પ્રસ્પંદ જેવી
ધીમે ધીમે શી ગૃહિણી શ્વસે છે!
શ્રદ્ધાળુ, અશ્રાન્ત ઓષ્ઠોથી ધીમે
પ્રાર્થે છે આ એક ઘડિઆળ માત્ર.

હૂંફાળો શો નાનડો કો બિડાલ
સૂતો હોયે એમ આંહી અચેષ્ટ,
જાણે ના કૈં, સાંભળે ના કઈએ
એવો સૂતો પારણે હૃષ્ટ બાળ.

રાત્રે એવી શાન્તિમાં યાન્ન જાગે:
ઓ દેવા ! તું દુઃખ મારું જુએ છે,
બાળી મારાં પાપ વ્હારે તું ધાજે,
શાન્તિમાંથી, ક્રુદ્ધ થૈ કાઢ બ્હાર.

ઓ દેવા, તું નાદમાં ક્રુદ્ધ ગર્જે,
ઓ મારા તું યાતનાના ઉપાસ્ય–
ઘંટાનાદો ગર્જતા છો ફરીથી,
ત્વત્ પુણ્યાળુ નિર્દયી નાદ ગર્જો.

આજે પાછું ચંડ મારુતમાં એ
તારું વ્હેજો મુક્ત ને ક્રુદ્ધ ગાન,
ગેહે આવી મૃત્યુની શાન્તિમાં આ
ભોંકાયે છો શૂળ ત્વન્નાદનું એ.

રહેવું અહીં ત્રાસરૂપ, કરુણાનિધિ આવ, ઓ!
લગાવ તુજ ચાબખા, તુજ નિનાદની દે વ્યથા,
પધાર, પરિત્રાણ મારું કર, ક્રુદ્ધ તું આવ, ઓ
અને મુજ કરે તું આપ તુજ હાથ લંબાવીને—
પુણ્યાળુ રે નિઠુર!
સતત રણકતા છો ધ્વનિ ત્વન્નિનાદો!

[૧૬]

અને ઝંકારતા ધ્વનિ.

[૧૭]

યાન્ન એમ નીકળ્યો તુફાનમાં,
લૈ ગયો ધ્વનિ નિનાદ મારુત.



પત્ની સાદ કરતી પૂંઠે ગઈ
દોડતાં વિનવણી કરી રહી,
સાંભળ્યું નહિ અને જતો રહ્યો
સૌખ્ય ગેહનું સદાનું ત્યાગીને.

બાલ આંસુ રુદનો ગયાં પૂઠે
એ ગયો દવ મહીં બળી જવા,
આર્જવે વીનવી માગતો હતો
વાટ જોઇ ધ્વનિમાં દિનોથી કૈં
રાત્રિના ધ્વનિ મહીં અપેક્ષિત.

અગ્નિ-તાપ ભયથી ડરી જઈ
ગેહ-કાર્યે પૂંઠળે ધ્રૂજી રહ્યો.
નાદના રવ થકી હવે અહીં
ગેહ શાન્તિ વળી કાર્યં પૂંઠળે
"આવ, આવ," કહીને નિમંત્રતો
ત્યાગનું નૂતન કષ્ટ છો સહે.

એ ગયો, ધ્વનિ-નિમંત્રણે ગયો,
નાદ–સાદ–રવ સાંભળી ગયો;
ઘાસ શું સુખ, પગે છૂંદી ગયો,
અગ્નિમાં હૃદય બાળતો ગયો.

ત્યાં કરાળ રવ સાદ નાદના
એ જયધ્વનિ નિમંત્રણે ગયો,
નિષ્ઠુરે તમસલીન ભાવિમાં.

[૧૮]

માર્યા ઘરે પાછી ફરી, અને એ
સહસા ઊભી દ્વાર મહીં જ થંભી.
ઉન્માદ આંખે, હતું ક્રુદ્ધ મ્હોં, એ
ક્રોધે મુઠ્ઠી વાળતી ઈશ શાપે.

ખોલે નહીં કોમલતાથી અંગુલિ
ભીડાયલી જોરથી મુઠ્ઠી જેની,
દળાયલું શોકશિલાથી હૈયું.
થયો હતો એ ભગવન્તનો જય.

## માનવને

વાતો કરી જગતનાં સુખદુઃખની, તે
ભૂલ્યો હવે? પથ જુદા, ભૂલવું જ શ્રેય.
ના, ના, નહીં અવ રહી સહકાર્ય ઇચ્છા,
થાક્યો હવે અલસ દંભ થકી હું તારા.
તોયે કહું સહૃદયી થઈને, જરા તું,
જો, જો, સખા! જગતનું દુઃખ જો, વ્યથા જો.

જે આશથી જગ જુએ નવમેઘને, ને
શ્રદ્ધા ધરે—ઉર ભરેલ સદાય એનું—
તેવો હતો; પણ કહે વરસ્યા વિનાના,
આષાડશ્રાવણ મહીંય નિદાઘશોષ
પૃથ્વી તણા નહિ શમે, શમશે પછી શેં?

વિદ્યુતભાલે વીંધાઈ જલધર વરસે તેમ તારે વીંધાવું
હોયે, તો તો પછી આ જગદુઃખ તણું છે વજ્ર તારે જ માટે.



## મિત્રને લગ્નપ્રસંગે

પીધું હલાહલ શિવે, પૃથિવી પરે આ
તો યે રહ્યું જગતનું ઉર બાળતું એ...
તાપે તપેલ ધરતી પરિતૃપ્તિ પામે
વૈશાખની પૂનમના અમીસીકરોમાં,
એવી પ્રસન્ન અમીવર્ષણ કૌમુદીને
ઝીલી જગે વિષભર્યા ઉરદાહ શામો.

## સૈનિકની અંતિમ ઇચ્છા*

અમે સૈનિકોએ જનનીચરણે આ શરીરને
બલિદાને અર્પ્યું જીવનભર ઝૂઝી સમરમાં.
અમીરો, ખેડૂતો જીવનધન અર્પી અહીં સૂતા
તમારી મ્હોલાતે, અમર ઇતિહાસે કીરત તે
દટાઈ પોકારે: પરવશ વહ્યાં ના નીર કદી....
વહી વિસ્લા× ઘેલી જનમભૂમિમાં પ્રાણ પૂરતી.

વિદેશીઓ આવી ગરવી તુજ ગાથા ભુલવવા
મથ્યા. અગ્નિઝાળે સતીસમ દીપે તું શુભ ધરા,
અનન્યા તું મારે જનમભૂમિ પૃથ્વી પર સદા.

---

*સોથી યે વધારે વર્ષોના પરચક્રમાંથી પૉલેન્ડને સ્વાધીનતા અપાવનાર માર્શલ પિલસુદ્સ્કીનું ૧૯૩૫માં અવસાન થયું. એના દેશવાસીઓનો એ પૂજનીય ત્રાતા હોવાને લીધે સ્વાભાવિક રીતે જ પૉલાન્ડની સંસ્કારિતાના કેન્દ્ર સમા ક્રૅક્રૉવમાંના વાવેલના કિલ્લામાં ‘વીરપૂર્વજો’ની સાથે દાટવાનું રાષ્ટ્રીય માન પ્રજા એને આપે. પોતાના મરણ સમયે એણે પણ એવી ઇચ્છા બતાવેલી કે રાષ્ટ્રીય અસ્મિતાને માટે એના શરીરને વાવેલમાં દાટવું હોય તો યે એનું હૃદય તો વિલ્નામાં એની માતાની કબર આગળ એના પગ આગળ દાટવું.

×વિસ્લા (Vistula) હિંદની ગંગા જેવી પૉલાન્ડની ઇતિહાસવિખ્યાત નદી.

અને છેલ્લી મારી ઉરધબકને એક મનીષા:
હૂંફાળા હૈયાને શિશુ સમયની હોંસ પૂરવા
તહીં દાટો મારા વતન મહીં એકાંત કબરે,
સૂતેલી માતાના પદકમળની આરતિ કરી
રમું કાલાન્તે યે ચરણરજ થૈ એ જ પદમાં.

## રતિનું સાન્ત્વન

નહિ, નહિ, નહિ, જુઠું; બાળ્યો અનંગ શિવે નહિ.
'પણે નવવસંતમાં તરુણ કેસૂડે ફૂટતી
કળી અધૂકડી ખીલે; અરુણરંગી એ ડાંખળી
પરે કબૂતરાં રમે કુહૂરવે; તળાવે અહીં
નહીં જલ, સૂકું બધું નીરખતાં ઊડી સારસાં
જતાં યુગલમાં ભમે; ઊતરતી નિશા ગ્રીષ્મની.

અષાઢ વરસે, અને ગરજતાં ઘને નાચતો
મયૂર મદમત્ત આ, અરર – એકલો ? ના, નહીં,
સમીપ નિજ પ્રેમની મૂરત મુગ્ધ છે ઢેલડી.
અને પ્રકૃતિમૉડશી નૃયુગલી બની જોડલી
રમે, શરદ ઉત્સવે, ગગનમાં ઢળે ચંદિરા.

નવાંકુરિત, તપ્ત, વા
શરન્નભ સુધાભર્યાં.
બધે પુરુષ-પ્રકૃતિ શિવ અને સતી શાં રમે,
મનોજ-રતિ જીવતાં અહીં અભિન્ન આ વિશ્વમાં.'



## મળસ્કે ચોપાટી ઉપરનું લોકમાન્યનું બાવલું જોઇને

તેં પૃથ્વીએ પગલી આર્યકુલોની શોધી,
તારે પદે ઉદધિ આ ઘૂઘવે સમર્થ.
તોડી અનેક યુગની જડ શૃંખલાઓ
નિર્બંધ થૈ પ્રલયનું ઘમસાણ માગે.

ઉદ્બોધતો પ્રણમી સાગરરાજ તુંને:
પ્રાચી વિષે અમ નવોદિત ભાનુ જેવો
તું વ્યાસ, તેં શીખવીઓ નવધ્યાનમંત્ર–
નિષ્કામ કર્મ કરજો, તપ એ જ સાચું.

તું હો ભલે સમયમૂર્તિ: વિષાદ મારે
એનો નથી. જગતપ્રાંગણ કો વિભૂતિ
આવે યુગાન્તર વીત્યે પલટાવવાને
સંરક્ષવા યુગજૂની નવ કેડીઓને.

વર્ષો થયાં પુનિત ગંગ વહી ભૂલે સૌ,
ભુલાઈ એ જીવનધારક સંસ્કૃતિ યે;
ને વ્યર્થ એ શ્રમ ભગીરથનો થયો શું?

તારાં પખાળું પદ; એક જ વાંછના કે
તું અર્ઘ્ય લે, હું પ્રલયંકર થૈ પછીથી
રોળું બધું. વળી કહીશ: તું આવ ઝંઝા
ને પાંચજન્ય થઈ ભારતને નિમંત્રી
આ એક મંત્ર નવસર્જક આપજે તું:

"માનવીઉરની આંધી, ધર્મમંગલથી શમે.
રાષ્ટ્રોનાં ઉરની આંધી અહિંસામંત્રથી શમે."

## ઉરદ્દોલ

જાણ્યા ન મુગ્ધ ઉરભાવ, ન પંથ પૂછ્યો,
યાત્રી અમે રખડતા વનમાં, જનોમાં;
પ્રસ્થાનને વરસ કૈંક વીત્યાં, હવે તો
ભૂલ્યા અમે પૂજનઅર્ચનના વિધિઓ.

યાત્રા કરી જીવનતીર્થની એક માર્ગે,
ભાથું લઈ તપનું, મંદિરમાંહી આવી
બાળ્યો બધો ધૂપ અમે સુખદુઃખનો ત્યાં;
યાત્રી હવે જગતમાં ધુમરેખ જેવાં.

## સમાધિ

### ૧ અપાવરણ

એકદા નૈમિષારણ્યે, મુમુક્ષુ, જ્ઞાનવાંછુને
ભગવન્ વ્યાસ આદેશે સમાધિરૂપ આત્મનું.

આ સૂર્યની કિરણઅંગુલિએ
સરોવરે પંકજ જેમ ખીલતું,
જન્માન્તરે કોઈ સવાર ઊઘડે
ને આત્મ આ સ્વપ્ન મહીંથી જાગતો.

વીંધી ધસે એ સ્થૂલ, સૂક્ષ્મ બન્ને
વિશાળ જે, સાંકડું આભ આ થતું,
આનંદ આનંદ ધ્વનિ ભરે બધે
ને તેજ પૂરે વળી અંધકારે.



ચૈતન્ય સૌ આ જડ જેવું એને.
ને સૂર્યમાળા-ગતિ છેક ધીમી,
બટુ સમો એ ત્રણ પાદ માંડી
પામી રહે પાર અસીમનો જો.

નથી નથી ભૂત-ભવિષ્ય એને,
એ વર્તમાને જ સદા રમી રહે;
સ્વયં ત્રિમૂર્તિ ત્રણ કાળની થતાં
બધું જ એને મન વર્તમાન.

ને શૂન્યમાં મારગ તેજનો લઈ,
જડે ગ્રહી ચેતનજ્યોત ધીમી
ને પાપમાં પુણ્યની પાંખ જોઈ
પ્રસન્ન પૂર્ણત્વ મહીં વિરામતો.

### ૨ પરબ્રહ્મ

આંધળી આંખોની આભાનો સૂરજ તું,
બ્હેરા કાનોનું તું ગુંજતું ગીતડું,
વેદના વિછોડ્યાનું એક તું દુઃખડું,
સુખમાં આશાને છોડ્યાનો આનંદ તું;

તૃષ્ણા-ઉલ્લાસનો કાંઠડો મારો તું,
અનંત અંતરની પ્રશાંત ઉષા તું,
એકલ શાંતિમાં રાચે સદૈવ તું,
તુંહી સમાધિ, નિજાનંદ રૂપ તું.*

* પહેલો ખંડ આઠ-દસ વર્ષ પહેલાંનો છે. બીજો ખંડ સ્વામી ભારતાનંદ(પૂર્વાશ્રમના મૉરીસ ફ્રીડમન)ના અંગ્રેજી કાવ્યનો અનુવાદ છે.

## વિલીન ગત થાવ

વિલીન ગત થાવ, ભાવિ! મુજ માર્ગ ખુલ્લો કરો,
હતું યદપિ શાપરૂપ ગત જેહ, ડૂબી ગયું.
અરે! નિયતિ અંધ, નેત્ર તુજ ખોલ ને સ્હાય દે,
સુસ્પષ્ટ કર માર્ગ ભાવિ પથ જોઉં તે કાપવા.

રહસ્યમય ગૂઢ આછી સહુ રેખ વિતરો, અને
અદષ્ટ અવ દૃષ્ટ થાય શિખરોની ઝાંખી થવા.

પ્રભો-નિયતિ! સાથ દે, કર મહીં તું સંકલ્પ લે,
હવે નિયતિ! ભાવિ મારું, વિધિ મારું મારા મહીં.

૨૧/૨૩-૯-૪૮

## વર્તુળે

તારા નાના વિશ્વના વર્તુળે જે
'તું' છે તેને તેં જ સર્જ્યો નહિ શું?

૨૭-૧૦-૪૧

## ઉમંગ અંગે

ઉમંગ અંગે નવલો વધે, છતાં
ના યૌવને યૌવન-રંગ માણવા
કે ઊછળી સાગર આ તરંગને
ઊંડા ઉરે શમાવી પવન લહરશું ખેલતો એમ ખેલી
ભૂલું સંતાપ-અગ્નિ, નિજ ઉર મહીં એ જેમ શામે દવાગ્નિ.

૧૯૩૮



## પવન આવ

પવન આવ, ઉઠાવ, ઉપાડ તું
કર અભાન રૂંધી અવ પ્રાણ આ,
ગગનમાં ચગવી ઘુમરાવીને
પૃથિવી ઉપર તું જ પછાડજે—
"તોફાને હું હતો"–એ જીવતર તણી શેં,
હોય ના, એક લ્હાણ?

૧૯૪૧

## આંસુએ એક વેળા

આંસુએ એકવેળા જીવન મહીં ભલે કાવ્યનાં મૂલ્ય દેજે.
મૌને શાને મુઝાયે? ટુહૂરવ ઉરની કોકિલાનોય કાને
તારે ના આવતો તો ગિરિવરઝરણાં કુંજકુંજો વનશ્રી
ને આ ગર્જે સમુદ્ર અધીર ઊછળતો તેની તું પ્રેરણા લે.

રેડે જે સોમધેન, નભ-પૃથિવી પરે પૂર્ણિમાએ તું પીજે.
સ્વર્ગંગાને તટે વા મણિસમ ઝળકે તારકો તે દ્યુતિ તું
પીને અંધારરાત્રિ મહીં તું હૃદયનો તાગ લેવા મથી જો.
હર્ષોત્કંપોય એવા જડ-હૃદય તણા આગળા જો ન ખોલે
કંપી ત્રાસી ન ઊઠે જીવન મહીં તું શેં દુઃખના પુંજ જોઈ?

તોયે ના મૌન છૂટે જડ-હૃદય તણા બંધનો જો ન તૂટે
આત્માને વેચજે તું ક્ષણભર જીવને, એની સંતાપ-જ્વાળા
સ્ફુલિંગોશી ચિતાના રગરગ તુજ એ બાળશે સ્નેહીઓ શા,
આત્માને અશ્રુસ્રોતે જગવી જગવીને કાવ્ય એકાદ દેશે.

આત્મા વેચી છતાં યે જીવન મહીં તું શેં માગતો કાવ્યબાની?

૨૦/૨૪-૫-૪૧

## આત્મા વેચી

આત્મા વેચી કાવ્ય શેં માગતો તું?
જીવ્યા-લ્હાવો કાવ્યબાની મહીં શું?
જો, ના જાગે તારું માનવ્ય ક્યારે?

કાવ્યે છોને વેદના તું નિચોવે
સૌન્દર્યો વા પ્રેમની બાની રેડે,
કાવ્યો શાને આત્મ વેચી લખે તું?

આત્મા વેચી કોઈ આત્માય તારો
જો થાયે ના મિત્ર કે આપ્ત, તો તો
શાને એને હોડમાં તું મૂકે છે?

પામી ખોવું, રોઈને રાચવાનું,
એવા ખેલે જીવને ખેલવાનું—
જીવ્યાની શેં બીજી હોયે કમાણી?

૨૦-૫-૪૧

## મળસ્કે કોકિલને

ટુહૂ, ટુહૂ ફરી ફરી કરતો અવાજ!
કોનો જવાબ પ્રિય કોકિલ માગતો તું
ટૌકી સવાર મહીં શાંત બધા સૂતા ત્યાં?
મારો? નહીં ઉર હવે કદી જાગવાનું
જાગી 'થવા ટહૂકીને પ્રતિ-ઉત્તરે એ
ના આંબલો જીવનનો ગજવી રહેશે.



એ ઊર્મિઓ ગઈ, હવે જીવન ત્રિવેણી
તારે તટે ઘડીક શ્રાન્ત હું પાન્થ બેસું
ને આ પ્રયાગ-તટ શ્રાદ્ધ કરું; પૂછું કે
આત્મા! લઈશ કદી અંજલિ સવ્ય હાથે
વા પ્રેતની સતત એ અવળી જ ર્‌હેશે?

આ જાહ્નવી-પટ વિશાળ થતો અહીંથી
વ્હેશે હવે ઉભયતીર કરી રસાળ
સમૃદ્ધિઓ વિપુલ દૈ પ્રતિવર્ષ, ત્યારે
વેળુ ખસે; જીવનના નદનો પ્રવાહ
મારો ફરે કહીં જશે ન હું જાણતો ને
માંડ્યા ડગો જીવન યૌવનના પ્રભાતે
મેં અશ્રુથી; સતત એ જ વહ્યો પ્રવાહ
છો એ રહે જીવન, એ મુજ કાવ્ય છો ર્‌હે,
શેં શોધવું અવરમાં, નિજનું જ લેવું.

મેં જ્યારથી જીવન-ભાન અનુભવ્યું છે,
હૈયા મહીં સતત એક તૃષા દઝાડે.
જોવું અને જીવનમાં બસ એક પીવું
માનવ્ય, ને જગવવું નિજ વર્તુલે એ;
ને જો મળે જીવનમાં ક્ષણની ય ઝાંખી
સૌન્દર્યની, જીવન તે ક્ષણ ધન્ય માનું.

મૂકું ડગો કઈ શિલા પર? આશરો ક્યાં?
આજે પૂછું, ધૃતિ કહીં? જીવને જ લેવી
છોને વહ્યો સતત અશ્રુપ્રવાહ એનો.

સૌનું ચહ્યું જીવનમાં શુભ તે છતાં શેં
આજે જતું શિવ? રહ્યું વિષ એક માત્ર?

ટુહૂ ટુહૂ–રવ શમ્યો, પણ ટ્હૌકજે તું!
ક્યારેક આ હૃદયને જગવી જવાને,
હૈયું જગાવી મુજ જીવનને જગાવી
આવા જવાબ પ્રિય કોકિલ લૈ જવાને.

૨/૩/૪-૫-૪૧

## શ્રાદ્ધ

અશ્રદ્ધાનું શ્રાદ્ધ હું માગું આજે
જેવું પામ્યો એક વેળા કિરીટી.
પામ્યું બીજું કોણ એ હું ન જાણું.
કૃષ્ણે એનો સંશયચ્છેદ કીધો
ગીતા-વારિ-અંજલિ આપી એને
નિષ્કામી થૈ કર્મચારી થવાને.
મારો આત્મા સંશયે જે બળે છે
એના શ્રાદ્ધે તર્પણે લાવવું શું?
કોને મારો યાદવ-શ્રેષ્ઠ માનું?
જીવ્યે પામે અંજલિ ના, કદી તે
પામે પ્રેતે અંજલિ તે, ન માગું.
હું ના માગું પિંડ, ના દર્ભ માગું,
ભૂખો મારી શારીરી ન્હોય આજે.



બોલાવું હું વિશ્વદેવા થવાને
આવે કોઈ દેવ હું થાઉં સાથે.
ગંગાજીનાં વારિ જેવાં જલો છે
જેના તત્ત્વે અંજલિ તેની માગું.

કોને મારો યાદવ-શ્રેષ્ઠ સ્થાપુ?
કોને મારો વિશ્વદેવા બનાવું?
માગું જેની અંજલિ વારિ ક્યાં છે?

૧૩-૫-૪૧

## મૌનની વાણી

મૌનની વાણી, આજ રૂંધાણી, આનંદની એ વાત,
હૈયાના આનંદની એ વાત.

દલેદલ મોગરો ખીલ્યો આજ,
હૈયે મારે મોરલો નાચે આજ;
હૈયાના આનંદની એ વાત.

મૌનની વાણી, આજ રૂંધાણી, વેદનાની એ વાત,
હૈયાની વેદનાની એ વાત.

જુગે જુગ મીટ માંડીને જોયું,
રોજે રોજ હાથ માંહીથી ખોયું;
હૈયાની વેદનાની એ વાત.

## જેવું ન અન્ય ઉરમાં

જેવું ન અન્ય ઉરમાં કદીયે ઊઠેલું
હૈયે ઊઠે અતિવ દારુણ વાસનાનું
જે ઘોર યુદ્ધ, કરતું મુજને અભાન;
સંમોહના વમળમાં ઘસડી જતું, ને
ડૂબું સહાય-વિણ, ના જડતો કિનારો.

મા, તું બચાવ તુજ પ્રેમળ દીપ-જ્યોતે,
આરો અસીમ ભવસાગરનો બતાવ,
હૈયે ઉગાડ પ્રિય મા, શુચિ એક પદ્મ
જેની સુવાસ મુજ ચિત્ત પ્રસન્ન રાખી
સૌન્દર્ય–સોમરસ–પાન સદા કરાવે.

આજે એ ના બને તો
તારે હૈયે ઊગેલાં શતદલકુમુદોથી મને એક આપી
પ્રિય જનની, તું મારું આજ આ દૈન્ય ટાળ !

૨–૮–૧૯૪૧

## સ્મરણો

મારે હૈયે રોજ જાગે સવારે
આશાઓ ને રોજ સંધ્યા વીતે ત્યાં
દાટે એને રાત્રિની ગાઢ શાન્તિ,
જેવું કોઈ હિમ-પ્રલયમાં બાલપંખી દટાતું.



આંબો મ્હોર્યે પાંગરે આશ સૌની,
મારે આંબે મૉર આવે, ન આવે;
આવે તો યે જેમ વીતી વસંતે
દાઝી તાપે એ ખરે, તેમ મારે
જીવ્યે આવે ફરી નવ વસંતોય તે કામ ના'વે.

મેં જોયો છે કેસૂડાને ઉમંગે
રાચ્યો જોઈ ફૂટતી પાંદડીઓ,
ડાળે ફૂલો આવતાં એ કસુંબી
ધારી શોભે નવલ કલગી યૌવનોલ્લાસ-રંગે.

જોઉં મારા બાળને પ્રેમથી જે,
સોનેરુને મેં દીઠો હેતથી એ;
એનાં પીળાં ફૂલ વૈશાખ માંહે
ખીલે છે ને એ વધાવે ખરીને
નાચે, રાચે મુજ ઉર લઈ અંજલિ એની ભાવે.

વર્ષોથી મેં વીચિમાલા નિહાળી
આવી હેલે ભીંજવે જે કિનારો,
વેળુ કોરી નીર પાછાં જતાં એ.
આવી કૈં કૈં ઊર્મિ હૈયાકિનારે
તોયે રેતી સમું એ કદીય નહિ થયું આર્દ્ર એ નીર ઝીલી.

આજે મારાં અશ્રુની દોર ગૂંથી
લેવો મારે તાગ ઊંડી ગુહાનો
વર્ષો કેરી, એથી યે કૈં યુગોનાં
ઊંડાં આછાં કંઇ સ્મરણનો ને તૂટે દોર મારી....

# વૈશાખની એક સવારે

૧

વાંચી કાવ્યો શ્રમરહિત થાવા પડ્યો'તો લગીર
માતાના એ ચરણ નજીકે પદ્મ શા સ્હેજ રાતા,
બારીમાંથી નભ નીરખતો નીલ ને ઝાંખું જેવું;
ટૌકી આજે ફરી ફરી ભલે ઉત્તરો માગતો તું.

૨

જીવ્યા-લ્હાવો પ્રથમ પ્રણયે આવતો, તે ન લીધો,
એને હૈયે શત શત દલો પ્રેમનાં જે ખીલ્યાં તે
વેર્યાં એણે જનની-ભૂમિની વેદનાના સ્મશાને
ધાર્યાં એણે વસન ધવલાં યોગી-સન્યાસિનીનાં.

૩

ટાટ્રાના એ શિખરશિખરોનાં ખુંદ્યાં છે હિમાની
શૈલે શૈલે ગિરિવર તણે, જ્યાં તુષારો સ્રવે છે.
જ્યાં આવ્યું છે ઉદધિ-નયના નામ કાસાર જેની
આંખો ઊંચા ગિરિવર તણાં શૈલબિંબો સમાવે.

૪

એવી આંખો મહીં નીરખતો સાગરોનાં ઊંડાણ.
દૂર્વા જેવી હરિત દ્યુતિ શી નેનની, શી વનશ્રી–
–ની શોભા એ વપુની શમવે તાપ અંતસ્તલોના
ક્‌હેતી જાણે પ્રકૃતિરૂપ તું નારીમાં જોઈ ર્‌હેજે.

૫

એને વ્હાલી ઈસુ-જનની-મૂર્તિ જ જેની છબી એ
રાખે સામે, હૃદયદલમાં જે શિશુને રમાડે,
હૈયાના એ પ્રણયકવચે મર્મ આચ્છાદતો હું
માતાનું તો પ્રણયઝરણું છે સદાયે કુંવારું.



૬

ક્યારે ક્યારે જીવન મહીં ટૌકાર ગેબી સુણાયે
ક્યાંથી ટૌકો ઉર-જગવતી કોકિલાનો, અને એ
આંબો ક્યાંનો? ક્ષણભર નહીં જીવને એ કળાયે,
આંતર્‌ભાનો જગવી જગવી આત્મચક્ષુ ઊઘાડે.

૭

એવો ટૌકો જીવન મહીં એણે સુણ્યો'તો અને એ
આવી આંહી ભરતભૂમિમાં ભાગ્યશાળી થવાને,
મારા જેવા તનયની તૃષા વા છિપાવા પધારી
સિન્ધુ જેવા જીવનમહીં આ હોય મેળાપ ક્યાંથી?

૮

કુંજે કુંજે, વનવન વિષે, ભારતે દેશ દેશે
પંખી ટૌકો ઉર-જગવતો, શો ધ્વનિઓ જગાવી
પ્રેરે જાણે નભ મહીં ઊંચે વાદળીઓ પ્રવાસી,
સૌવર્ણે જ્યાં રવિકિરણ આલેખતાં પ્રેમબાની.

૯

સૌવર્ણે એ નભ પર લખે: "વિશ્વમાં સૂર્ય એક
સોમ પૃથ્વી, ગ્રહગણ બધા એક એની દ્યુતિમાં
રંગાયે છે, ગગન સરતી વાદળીઓય એના
રંગો ઝીલે પ્રણય-રવિ છે તેમ વિશ્વેય એક"

૧૦

"માતાનો વા પ્રણયિની તણો તેમ વા કોઇનોયે
છોને તોડે પ્રણય; જીવને બંધનો એક વાર
હૈયું છોને સભર ભરતીમાં હીલોળે ચઢે, ને
કર્મણ્યે એ જીવન મહીં વા કાવ્યમાં જાય પ્રેરી.

૧૧

આનંદોનો ઉદધિ ઊછળે શો ભરે ઊર્મિ છોળે
પાતાળોના કુહર કુહરો, આવરે એ કિનારા.
આ ધ્રુવે આ ધરતી પર છે એક ઊર્મિનું ભાન
હૈયે હૈયે પ્રણયની વહે એક ઊર્મિ અભાન.”

૧૨

આનન્દોનો ઉરછલકતો ઊર્મિ-ટૌકાર ક્યારે
પ્રેરાયે ના ઉરમથનની વેદના ભાન વ્હોણો.
ટૌકે તારે તુજ હૃદયનો એમ આનંદ માણુ
કાવ્યે વા આ જીવતર મહીં એ જ છે એક લ્હાણુ.

૧૩

આકાશે યે હળવી સરતી દોલતી વાદળીઓ
રૂના જેવી ધવલ મુદિતા તેજ-સ્નાતા રૂપાળી
જાણે તારા મધુર રવ-આન્દોલનોએ ધકેલે
આવે બીજી દૂર થકી જગા એની એ પૂરવાને.

૧૪

વૈશાખે આ હળવી ઊડતી વાદળીઓ, જશે ને
આષાઢે ત્યાં સભર ગરવા શ્યામ મેઘો પધારે.
હૈયું એવું કદી નહિ રહે ખાલી, એ મૂર્તિ માગે,
રૂપેરી આ હળવી અથવા શ્યામ મેઘો સમી કો.

૧૫

આશાભીનાં નયન ઠરતાં મેઘમાલા નિહાળી,
વર્ષા વર્ષે, પૃથિવી પર એ કાર્યભાનો જગાડે.
કાવ્યો રહેજો જીવતર તણી કોઈની ના કમાણી;
જીવ્યા-સિદ્ધિ સહુની ફળજો કાર્યમાં, કાવ્ય શામો.

૧૮/૧૯-૫-૪૧



## માનવ્ય લાજે

લઈ જ શકશે નહીં વસન, ફૂલ કે પુસ્તકો?
નિમંત્રણ તણો સ્વીકાર નહિ શું ફરીથી કરે?
થઈશ નહિ આપ્ત-મિત્ર? અધિકાર તારો છતાં?
અરે મધુર આત્મ! શેં ઉભયની થતી વંચના?
અશ્રદ્ધ હજી હું નથી, હૃદય શેં કબૂલી શકે?

મને સ્મિતથી, મસ્તીથી, નયનભાવથી, લાડથી
ગ્રહી પ્રણયભ્રાંતિ તેદી ઉપજાવી શાને કહે?
હતી પ્રણયભ્રાંતિ કે પ્રણય-ચંચલાની દ્યુતિ
ગઈ જ ચમકાવી બે અતિઉદાર ગભરુ ઉરો?

ક્યાં વચન ઉચ્ચરું? ઉભયને ફરી મેળવે
ફરી ઉભય ઓળખે, નયન બાપડાં રાંકડાં
ઘણું જ કહીને હવે, ઉભયનાં ન ઊંચું જુએ.

પધાર, નયને તું જો, અતીવ નિર્મળાં કાચશાં
અરાગ ઝિલતાં સ્મિતો, તરલ નેત્રનાં નર્તનો.

ભલે કંઈ જ ના ગ્રહે; નહિ જ કોઈ ઠેલી શકે
ઉરોર્મિ, ઉર-આશિષો, સ્મરણમાધુરી, તે છતાં
તારો વિશ્વાસપાસું નહિ ફરી જીવને, મારું માનવ્ય લાજે.

૧-૫-૪૧

## સ્થલાંતર કરતાં

જેનાં પર્ણો માત્ર દેખાય એવું
આ બારીની બાજુમાં તાલવૃક્ષ
ઊભું જાણે એક મોટું ગરુડ
વિસ્તારીને પાંખ મોટી, તરે જે

આકાશે; ને પૃથ્વીએ સ્હેજ જોવા
થંભે એકાદી ક્ષણે સ્વસ્થ તેવું.

ક્યારે મોટા પર્ણ–પંખા ઝુકાવે
વાયુ કેરી વ્યગ્રતા શામવા, એ
યજ્ઞે અન્તે ઋત્વિજો સ્વસ્તિમંત્રે
યજમાનોને આશિષોથી વધાવે
તેવા આશીર્મંત્ર શો વાયુ ઢોળ્યો
એ વૃક્ષે, એ પર્ણના મર્મરોમાં.

જોઈ બારીમાંથી આ, વાદળીઓ
વૈશાખી, ને શ્યામ મેઘો ય તેવા
જોયા આષાઢે, દીઠો સોમ તેવો
ત્યાંથી તેં, ને કોકિલાના સુણીને
ટૌકે પ્રશ્નો, કૈં જવાબોય આપ્યા–
માંહીં તારું બાલ્ય પામ્યો ફરીથી
ને પામ્યો તું જ્ઞાનની બુટ્ટી તેવીઃ
"સર્જે છે તું વિશ્વ તારું, અને તું
તારા નાના વિશ્વના વર્તુલે આ
સર્જી લે છે તું તને એવી રીતે,
સર્જે તારો પ્રેમ, તારાં સુખો વા
દુઃખો તારાં તું જ સર્જી લિયે છે."
(આવા જ્ઞાને સત્ય હોયે ન હોયે
આવા જ્ઞાને શાન્તિ ક્યાંયે ન હોયે)

મર્મો પૂંઠે મર્મની હાર લાંબી
જેવાં બિંબો સામસામાં અરીસે
પહેલું જુએ બિંબ છેલ્લું ન આવે



ક્યારે દૃષ્ટિએ, તૃષા શોધવાની
શાને? તારો મૂંઝવે આત્મ શાને
પ્રશ્ને એવા?–જે જવાબો ન આપે.

ઊંડાણોમાં સાગરે ડૂબનારો
તારો લાવે મોતી મુઠ્ઠી ભરીને,
આત્માના ઊંડાણમાં તું ડૂબીને
મૌને મુઠ્ઠી વાળીને જે મળે તે
કાંઠે આવી મુઠ્ઠીઓ ખોલી દેજે
મોતીઓ વા છીપલાં ફેંકી દેજે
પાછો ઊંડા સાગરો માપવાને.—

સામે પેલું વૃક્ષ વિસ્તારી પાંખો
મૌને ઊભું મર્મરે શાંતિમાં, ને
આપે છે એ સ્વસ્તિમંત્રે વિદાય.

૧૬-૮-૪૧

## ના કૈં નવું

ના કૈં નવું નૂતન વર્ષ તણા પ્રભાતે,
વર્ષો તણું નિયતિચક્ર ફર્યે જતું આ
છાંયો શીળો, સુખદુખોની પુરાણ ગાથા,
વીત્યા અનેક દિવસો અવ, સાંભરે શૈં?
વેરાઈ જે સમયની ઘટિકાની વેણુ
રહેશે કહીંથી કરછિદ્ર મહીં કણો એ?
તોયે તું આ પ્રતિપદા શુકને જુએ છે?
આમંત્રણો નીરખવા બીજની કળાનાં?

સ્વપ્નાર્થી ઓ નૂતન સૃષ્ટિની કલ્પનામાં
ઝંખે ઉષા, અણઊગ્યાં જ સવાર એનાં ?
તો ક્યાંથી એવી ઉડુમંડળમાં છુપાતી
પૂર્ણેન્દુની અધૂરી એક કલાની ઝાંખી ?
આશાનો અગ્નિ રાખી હૃદય મહીં ભલે ધૂણી એની ધખાવે,
કલ્પો વીતે છતાંયે નહિ જ કદી ઊગે પૂર્ણતા સિદ્ધિ સોમ.

## નવા વર્ષ માટે

વીત્યા અનેક દિવસો, અવ સાંભરે શેં ?—
વેરાઈ જે સમયની ઘટિકાની વેળુ
રહેશે કહીંથી કરછિદ્ર મહીં કણો એ ?
તડકો શીળો સુખદુખોની પુરાણ ગાથા
વર્ષો તણી નિયતિચક્રની સાથ ચાલે
અંભોધિ આ સમયનો ડૂબવી દિયે જે.
વર્ષાન્તરે પ્રતિપદા નવવર્ષની આ
આવે પુનઃ ઉર મહીં નવ ભાવનાના
પૂર્ણેન્દુ દર્શનની આશ જગાવી જાયે.
ને એમ એ પ્રતિપદા શુકનોની પૂંઠે
જોવી ઊગી ઉડુગણે બીજ-ચંદ્ર-રેખા
પૂર્ણેન્દુ દર્શનની આશ વધારતી ત્યાં ?
સ્વપ્નાર્થી ઓ ! નવલ સૃષ્ટિની કામનામાં
પૂર્ણેન્દુની અધૂરી એક કલાની ઝાંખી
થાતાં સુધન્ય નિજને ગણતો અભાગી ?



જાણું નવું કંઈ નથી નવ વર્ષ માંહે,
કિન્તુ જૂનાં ઉભય આપણ, પૃથ્વી જૂની
માગે નવાં નયન નૂતન સૃષ્ટિ માટે.

૧૨-૧૨-૪૩

## કો બાલ્યના

કો બાલ્યના જીવનસાથી થતા 'થવા કો
કૌમાર ખેલન મહીં વળી સાથ આપે
કિન્તુ મળે હૃદયરાગ યુવા મહીં ત્યાં
સાચે મળે જીવનદૃષ્ટિનું એક લક્ષ્ય.

૧૨-૮-૪૧

## જિન્દગી પિછાણનાર

જિન્દગી પિછાણનાર, જાતને હું વિસ્મર્યો,
શોધવા જતાં મને હું શોધતાં નહીં જડયો.
ચાહવા જનાર, આજ આશકો ઢૂંઢી રહ્યો,
જીતનાર તે જ આજ હાર ખાઈને રડયો.
માર્ગનો હું જાણનાર, આંગણે ભૂલો પડયો,
પ્રશ્ન પૂછતાં, મને હું પ્રશ્ન રૂપ થૈ પડયો.
તારવા મને જતાં, હું સાગરે ડૂબી ગયો,
કોયડા સમો, મને હું, ઊકલ્યા વિના રહ્યો.

૨૪-૩-૪૨

## માનવને

વંટોળ રેતી રણના ઘૂમરી લઈને
સીમા બધીય સ્થલકાલની જંતરીને

ફેંકી દિયે સહુય ત્વત્ પગદંડી રોષે.
ઝંઝાય દિગ્ગજની ઉગ્ર કરાલ ચીસે
યત્ને અનેક તુજ, દંતૂશળો ખૂંપાવે.
અંભોધિ અશ્વજૂથના પદઘાત ક્રુદ્ધ
ખોદે સનાતન બધાં તુજ સ્મારકોને.
ઉલ્કા, ધરિત્રી-રસ, ને હિમના પ્રપાત
આશા-તૃષા શમવવા પથ-સાથ આપે.
ઓ માનવી! અખૂટ આશ અદમ્ય શ્રદ્ધા
હૈયે વસ્યાં નહિ હતે, કરતે શી રીતે
આ લક્ષ યોજન અનેકની કાલયાત્રા?
આજેય સંમુખ પડ્યો પથ ભાવિનો જે
આવું ઉદાર નિજ સ્મારક માગતો જે!

૨૦-૧૨-૪૧

## વિષાદ

નયનના રસથી જગ જોયું'તું
હૃદયના રસથી ભર્યું'તું જગ;
ખપવવા અવ જીવનને અહીં
શવ સમું જડ જીવન જીવવું?
સુખનું સ્વપ્ન ગયું, વીખરી ગયું,
દુખ ગયું, દુખની ગઈ વેદના,
રસથી જીવનને ભરતી હતી
નયન તેજશી, તે ગઈ કલ્પના.
સ્મરણની, સુખ-ક્રંદનની અને
ગઠરી બાંધી ઉરોર્મિની મસ્તકે



વહવી તે ફગવી દઇને હવે
અ-ગત નિર્મમતાથી વિલોકવું.
ઉરની ઊર્મિ ગઈ, કવિતા ગઈ,
ફરજની રસહીન કથા રહી.

૧૯-૨-૪૩

## મોક્ષ

છોડાવ્યો ગજગ્રાહથી કુહરમાં અંધાર આવર્તનો—
—ના પડઘા સમ અંધકાર નિબિડે રીબાઉં દુઃખેભર્યો;
એવો આ ઉર, ચિત્ત ને શરીરને દ્વંદ્વોપરે લૈ જઈ
તન્હાતીરનું શૂળ આજ ઊંચકીને મોક્ષ મારો કરો.

## દ્વંદ્વાતીત થવું....

દ્વંદ્વાતીત થવું અને રહિત તે ત્રૈગુણ્યના ભાવથી,
સંસારે નનુ કે ખલુ અગર તો માનો મનાવો બધું—
થાવું, થાવું, નહીં થવું, થઉં થઉં, થાવાનું થૈ થૈ થવું,
ના થાવાનું થઈ જતું, થઈ ગયું, જે થૈ જવું તે થયું!

## જીવિત હેતુ અહેતુ

જીવિત હેતુ અહેતુ થશો નહીં,
ભ્રમ ભવાટવીમાં ભમશો નહીં.

## ક્રન્દન

કનકપુલિને સ્વર્ગંગામાં રમે કઈ બાલિકા?
સુરસરિતમાં ન્હાતી એવી હશે કઈ કન્યકા?

નહિ ઊતરતી પૃથ્વીએ શેં મરાલવિમુગ્ધ એ?
હૃદય-મનની ફેલાવીને જટા શિખરે ઊભી
અવતરણ એ માગે મારું, અલૌકિક કલ્પના!

સ્થલ સ્થલ મહીં વિશ્વે વ્યાપી રહી કવિતાકળા,
પ્રતિ ઉર સદા ઇચ્છે એના પ્રતિધ્વનિ ઝીલવા;
પ્રતિ ઉર દહે જ્વાલા પીવા બધું અણદીઠ જે.
ઉર, મન અને આત્મા ચક્ષુ નહીં ઊઘડે યદિ
કહીં થકી પીએ સૌંદર્યો એ વસ્યાં સચરાચરે?

કવિ-હૃદયની રાજ્ઞી, રાજ્ઞી કળાધર કૈંકની
હૃદયધરણી નારી, નારી રિઝાવણહાર તું.
શિવસ્વરૂપની માયા, એની ચિરંતન પ્રેરણા
અગર રૂંધતી પ્રાણો દુર્ગા વિનાશિની તું થઈ,
જિવતર બધું રોળી નાખે, અધન્ય કરી દઈ.

પ્રથમ પ્રણયોર્મિએ ગેટે તણાઈ ડૂબ્યો છતાં
પુનરપિ નિજાત્મા વેચે તે થવા ફરી દર્શન
અકલુષિત છે સૌંદર્યો જે અપાર્થિવ તેહનાં
પુનિત સરલા નારી ગ્રેખન્ તણી શુભ મૂર્તિમાં;
નજર સમીપે રાખી એની બિયેટ્રીસ મૂર્તિને
સ્વરગનરકો આંહીં દાન્તે સમા કવિએ દીઠાં.

સ્વરસ્વરૂપની મૂર્તિ ઊઠી અગોચર દૃષ્ટિથી
જલલહરનાં વર્તુલોશી ભરે અવકાશને,
સહજ સ્પરશે હૃત્તંત્રીને ભરી રુધિરે સ્વરો
નિજમય કરે દૂરે તોયે, અદૂર જ જે સદા.



અભયની લઈ એકે હાથે ધજા, જયની બીજે,
અતટ રણના વિસ્તારો વા અમાપ હિમાનીને,
અતલ દરિયે ખારાં નીરે ’થવા નભમાં ઊંડે
ગિરિપટ તણાં શૈલે, ગાઢાં વને અતલાન્તિકે
અલભ્ય એવી પુરુષાર્થે લક્ષ્મીને
જયે વરે પૌરુષ સિદ્ધિ સર્વદા.

સ્ખલનશીલ છે સૌએ, સૌએ સહિષ્ણુ થવું ઘટે,
પતન નથી રે કો’નું જેને ઉરે કરુણા વસી.

હૃદયતલમાં બિંદુ મધ્યે સુગુપ્ત અનાદિ જે
પરમ ઋતનું રાજે પેલું સનાતન તત્ત્વ, તે
અભય અરપે, યુદ્ધો આપે, કદીક રડાવતું,
કદીક સહુની હાંસીમાં યે તને હસવી જતું.

મનુજ જનમે પૃથ્વીએ, ને કરાંગુલિએ ગ્રહી
અહરહ લઈ સાથે, कालोऽस्म्यहं કહી તેમને
અશન કરતો દંષ્ટ્રા દાબી, કરી સ્મિત કારમું–
નિયતિ તું જ એ પેલો બાકી દશાંગુલ જે રહ્યો
પુરુષ, મહિમા જેનો ગાતા ઋષિમુનિ વેદમાં?

અતલ કુહરે પાતાલોથી ધ્વનિ ઊઠતા અને
ગગન મહીંયે ઊંડે એના પ્રતિધ્વનિ જાગતા,
અરવ રવના સૂરે વિશ્વે અનાહત નાદની
કરુણ મધુરી વાયે કોઇ અગોચર બાંસુરી.

અરવ રવને સુણું એવી કહીંકથી મોહિની,
અરૂપ રૂપને પીવાની જે અદમ્ય તૃષા ઊઠી,

અરસ રસમાં નાવાની જે દહી રહી જ્વાલ તે,
શરીર-મન ને આત્માનાં એ અકારણ ક્રન્દનો
જાગ્યાં ક્યાંથી, શમે ક્યાં, સતત મૂઝવતો પ્રશ્ન માગે જવાબ?
૨૧/૨૫/૨૮-૧૨-૪૧

## સપનું

સપને મોતીડું પામે, તે હાથે હોય નહીં,
સપને આંબાની છાયા, તે શીળી હોય નહીં,
સપને કોયલડી ટ્હૌકી, તે જાગે જોય નહીં,
સપને સુખલડી ખાધી, તે ભાંગે ભૂખ નહીં,
સપને અમરત જે પીધાં, તે હૈયે હોય નહીં.

ચોથી પંક્તિ ક્યાંક સાંભળી હોવાનું સ્મરણમાં છે.

## કવિ, તારે કેટલાં હૈયાં

કવિ, તારે કેટલાં હૈયાં?
કવિ, તારે કેટલાં હૈયાં?
કાલે આપ્યું પેલા પંખીના ગાનને,
આજે આપ્યું પેલાં ફૂલોના રંગને,
આપ્યું ઉષાને, તેં તારાને આપ્યું,
સંધ્યાની આશા સંતોષજે રે-

કવિ, તારે કેટલાં હયાં?
કવિ, તારે કેટલાં હૈયાં?
કાલે આપ્યું એક પેલાં સ્મિતોને,
આજે આપ્યું એક નીચાં નયનોને,



આશાભર્યા પેલા હાથોને આપ્યું,
જીવનસાથી સંતોષજે રે-

કવિ, તારે કેટલાં હૈયાં?
કવિ, તારે કેટલાં હૈયાં?
તરણાંને આપ્યું, ને સાગરને આપ્યું,
ધરતીને આપ્યું, આકાશને આપ્યું,
ધૂળ જેવી તારી કાયાનું હૈયું તું
મૃત્યુને માટે ચે રાખજે રે-

## જીવન-મૃત્યુ

### [૧]

### મૃત્યુનો જય

ઉદધિ ઓ!
પૃથિવીના નવખંડ વીંટી વળી,
ક્ષિતિજ વીંધી ધસી ધસી આવતા,
ફીણભર્યા મુખથી વીચિ-જૂથના
તુરગના પગના પડઘા મહીં
વિજિગીષા ધસતી મહા કાલની.
ઉદધિ ઓ!
અહીં ઊભી સહકારની રાજિની
ખરતી મંજરી પાનખરે, અને
પુનરપિ ફૂટતી નવ કૂંપળો
જગતને જનને સહુને કહે:
વિજય જીવનનો જ અહીં થતો.

ઉદધિ ઓ!
જીવનના નિધિને તટ સંમુખ
ઘૂઘવતો ગજવે જય; તું જય!
જીવનનો જય?
ના!,
જય મૃત્યુનો!

[૨]

જીવનનો જય?

જીવનનો જય! ને જય મૃત્યુનો!
ઉભય એક: જુદાં ગણતો હતો?
સત-સનાતન-મૂર્તિ પહેરતી
દ્વિપટ કંચુકી હેમકથીરની.

ઉભય ઉન્નત વક્ષ સમાવતાં
ઉભય થાન મહીં ભર્યું અમૃત,
કથીરને પડખે હતું મૃત્યુ, ને
કનકને પડખે હતું જીવન.

નયનમાં કરુણા થકી જો ગ્રહે,
જીવન મૃત્યુ બધું સરખું જ છે.

જીવનનો જય! ને જય મૃત્યુનો!
પ્રણયનો જય! સુંદરનો જય!
ઉભય ચક્ર સમાં, જય એકનો
સૂચવતો જ પરાજય અન્યનો.



[૩]

હૃદય! જીવન સુંદર, સુંદર
તૃણમહીં ધરતી પર સુંદર,
ઘનઘટા સહકાર નિકુંજમાં,
ઉદધિમાં, ઝરણે, ગિરિમાં, રણે,
સજીવ-નિર્જીવ સૃષ્ટિમહીં બધે,
અસીમ આ નભ વિસ્તરતું પડ્યું,
સભર-'સુંદર'નો પડઘો પડે.

સભર સુંદર હૈયું મનુષ્યનું
પૃથિવીએ પડઘો ઝીલતું, અને
ગભરુ શૈશવનાં નયનો કહે:
'હૃદય! જીવન, સુંદર, સુંદર!'
પ્રણયમાં, પ્રણયી નયનો મહીં,
પ્રતિપળે ક્ષિતિજો નવી ફૂટતી.
ઉભયને પ્રતિ-ઉત્તર આપતાં:
'હૃદય! જીવન સુંદર, સુંદર.'

[૪]

મૃત્યુ

અવ બતાવું હું, મૃત્યુ, તને ભલા,
જીવનની રગમાં રુધિરે વસ્યું;
પ્રતિપળે સઘળે થતી વંચના.
નયન માનવને નહિ પ્રીછતાં,
જગતમાં વળી દ્રોહ જહીં થતો,
ફરતી પારધી-મૃત્યુની જાળ ત્યાં.

કણસલાં ઢ્ધલાં ધરતી ઢ્ઢે,
ધવલ ખીલી રહેલ કપાસ આ,
શ્રમ મહિમ્નનું સ્તોત્ર સનાતન,
શ્રમીણનું રટતાં, ઉપહાસ જ્યાં
જીવનનો, શ્રમનો જ થઈ રહ્યો,
ફરતી પારધી–મૃત્યુની જાળ ત્યાં.
હૃદય શિદ્ધિ અને શ્રમનું તપ
વીસરતાં, તહીં મૃત્યુ ભર્યું જગે.

[૫]

**સતત એક પરાજય વાંછજે**

જીવનની અવ સર્જન-કામના
સફળ થાય; ઉમા શિવને જીતે!
પ્રણય પાર્વતીનો, રૂપમાંય તે,
અધિક સુંદર કોણ ઉમા થકી?
મનસિજે સહકાર દીધો વળી,
જગતને હજી જોવી વસંત એ.
શશીની સોળ કળા લઈને ખીલી
પ્રકૃતિ, કોકિલ મત્ત ટહુકતો.

જગત અદ્દ્ભુત દશ્ય નિહાળતું:
પ્રણય–સુંદરનો જય એ જુએ.
પ્રણય વંધ્ય રહ્યો, રૂપ હારતું,
તપ કરી શિવ પામી ફરી ઉમા.

પ્રણય–સુંદરનો જય વાંછજે,
સતત એમ જ એક પરાજયે.



[૬]

**વસંત**

આ આમ્રની મંજરી મ્હોરતી હજી
અધૂકડી, ને સ્વજનો ગુમાવવાં;
વસંત ઓ! જીવનની વસંતમાં,
સ્નેહી અને આપ્તનું મૃત્યુ જોવું?
વસંત! તું કોકિલ-કૂજને અને
નવાંકુરે પ્રાણ પૂરી રહે બધે,
ને કેસૂડો કૈંક વસંતમાંય તે
ભરી ભરી નેન રસે પિવાડે.
વસંત ઓ! પ્રેમમયંક પૂર્ણિમા
જોવી, અને સ્નાનપુનિત થાવું,
વાત્સલ્ય-સિન્ધુ મહીં જીવને આ.
આ દંથી, જીવન–મૃત્યુ, દુઃખથી,
વસંત સમૃદ્ધ ભર્યો ભર્યો સદા,
વસંત! તું દોષિત હોય ના કદા.

[૭]

**યમ**

કૂદવતો લઈ શ્વાન પધારતો,
જનની-થાન-ભર્યાં-સુખ છોડવી,
શિશુ અનેક તું ભોળવી લૈ જતો.
યમ, તું સુંદર કામ્ય છુપાવતો
સ્વરૂપ, જીવનના પટ-અંતરે?

અમરતાનું શું અમૃત ચાખવા
કંઈ યુવાન અને યુવતી ય તે
જીવનની ચિર-જીવન ઝંખના
વળગતાં લઈને તુજને, યમ?
જીવનને વળગી નહિ છોડતા,
દશન તોડી, વિરૂપ સહુ કરી,
યમ, તું ક્રૂર થઈ ઘસડી જતો.
મુકુટ જીવનનો ધરતો, અને
જીવનનો શિરમોર થતો યમ.

## સંસિદ્ધિ સૌ

સંસિદ્ધિ સૌ માનવને કરે વશી,
પ્રીતિ અને આરજૂ અંતરે વસ્યાં,
ને ચિત્તના ચેતન માહીં છે વસ્યું,
અનેક અશ્વોતણું કલ્પનાબળ.

૩-૧૦-૪૧

## આશા

મળવા તને હું આવતાં સ્મિત અર્પતી, આશા!
મિષ્ટ સ્વની મોહિની જગવે હયું, આશા!
આંખો મહીં જોવા દિયે શાં ઘેન એ, આશા!
ક્યારેક ચોડું ચુંબનો ઓ ધૂર્ત તું, આશા!
ને આવતી પૂંઠે કદી કર ખેંચતાં, આશા!
વાસો સદાનો આપતાં, નાસી જતી આશા!
"હૈયે મને રાખી રહે", કહેતી જતી આશા!

૩૧-૩-૪૨



## તું સારથિ, તું જ પરંતપ

સંમોહથી જીવનયુદ્ધ મહીંય જ્યારે
હેઠાં પડે કરથી શસ્ત્ર અજાણ, તારી
શક્તિ હણાય, તુજ ભેરુ કરીશ કોને?
તું પાર્થ છે: જીવનમાં લડનાર સૌયે
છે પાર્થ, તોય નહિ સારથિ પાર્થનો સૌ
પામે સદા; કરમહીં ફરી શસ્ત્ર આપી
જે પ્રેરતો, વિજિગીષા બઢવે, રહીને
યુદ્ધે અદીઠ, પણ જે જયપ્રેરણા છે.
ના, પ્રેરણા નહિ જ; એ સ્વયમેવ જેતા,
ને પાર્થ માત્ર જયનું હથિયાર એનું.

જીવ્યું ભલે તુજ સદા કુરુક્ષેત્ર થાયે,
એમાં જ પૌરુષની સિદ્ધિ ગણી બધાની.
તારો જ તું જય થજે, તું જ પ્રેરણાયે,
તું સારથિ, તું જ પરંતપ, વિશ્વજિત્ તું.

૮-૭-૪૧

## કોકિલાને-૧

(વૈશાખના મધ્યાહ્ને)

ટૌકી આંબે કોકિલા ક્યાં ઊડી તું?
હૈયાનીડે પ્રશ્ન મૂકી ગઈ તું:
"કોઽજાગ્રિ? કોઽજાગ્રિ? કોઽજાગ્રિ?"
નિદ્રામાં યે સુપ્ત અંતસ્તલોનો

ટૌકે ટૌકે માગતી એ જવાબ.
હૈયાની એ કોકિલાને ઉડાડું
દ્હાડે ત્યારે ચિત્ત ટૌકાર માગે.
કેવું જાણે નાદના ભાન વ્હોણું
અર્ધોન્માદે ચિત્ત આ શૂન્ય જેવું.

## કોકિલાને-૨

(બપોર પછી)

કોજાગ્રિ? કોજાગ્રિ? કોજાગ્રિ?
હૈયાની ઓ કોકિલા! એ અવાજે
પ્રશ્નો છોને જીવતાં સુધી પૂછે.
જાગું ક્યાંથી આ સુંવાળાં સુખોથી?

ત્હારે ટ્હૌકે કેટલાઓ ઊઠ્યા, કહે?
જાગ્યા તેની યે વ્યથાઓ છૂટી, કે
ના છૂટી તે અન્ય કોઈ ન જાણે.
જેને જાગી ઊઠવું હોય તેણે
ક્યારે આવા સંશયે પ્રશ્ન પૂછ્યા?
હૈયાનીડે જાગજે તું સદાયે
જાગીને તું ટ્હૌકજે વારવાર:
“કોજાગ્રિ? કોજાગ્રિ? કોજાગ્રિ?”

ટૌકીને તું ક્યાં ગઇ કોકિલા ઓ?
શેણે માગે તું જવાબો ફરીથી
તારો ટૌકો શો ઊંડાણો જગાવે
હૈયાનાં જ્યાં એક નિર્ઘોષ જાગે.
એ નિર્ઘોષે વેદનાના ધ્વનિઓ



હૈયામાં ને દેહમાં ચિત્તમાં યે
પડઘો પાડે જેમ ઘંટાધ્વનિઓ
મંદિરોના ઘુમ્મટોને ભરે છે.
દૂરેથી એ આવતો શું અવાજ:
કોજાગ્રિ?

૨૪-૫-૪૧

# પૂર્તિ

## આ મંગલસ્નાન વિશુદ્ધગાત્રી

‘આ મંગલસ્નાન વિશુદ્ધગાત્રી’
કન્યા પધારે ગિરિજા સમોવડી
શું જાહ્નવી મારગ મોકળો કરી
સંસારના ઉંબરમાં પ્રવેશી?

કેશ છૂટા, સિંદૂર સેંથીએ;
અંતરપટ ખૂલશે આજે, ને
રત્નદીપકનાં તેજ જીવનનાં
અંધારાં હરશે.

અલખભાવ અંતરમાં રમતાં,
હૈયે ગીત મધુરાં ભરતાં,
લજ્જા આંખોમાં નીતરતાં
સપ્તપદી ભરતી.

સહિયારી જીવનની, રાણી
હૈયાની તું, હાથ મિલાવી
દૂર ઊંચે નભ માંડી આંખો
ધ્રુવતારો જોતી.

લીધાં વ્રતો અગ્નિ સમક્ષ, કન્યકા,
ને આજ આંહીં કજળી જતો ભલે,
શમે ન, પ્રજ્વાલિત વહ્નિ રાખજે;
વસંતનાં ચેતન પ્રાણ ઝીલતી
વસુંધરા શી જગને હુલાવજે.

## લગ્નતિથિએ

જીવને પ્રણયનાં સ્વરૂપમાં
સખ્ય એ જ પરમોચ્ચ સાધના.

૧

સ્નેહી મારો એકલો જીવને આ,
રાચી રહેતો અર્ધનારી સ્વરૂપે;
વૈશાખી કે પૂર્ણિમાએ જુએ છે
પોતાનું એ ભિન્ન નારીસ્વરૂપ–
એવા એ શંભુનાં છો જીવનસખી તમે પાર્વતી સ્નેહભીનાં.

૨

સિન્ધુથી ના લ્હેર એની જુદી છે,
સંસારે આ માનવીનો સમૂહ
તેવો, જેમાં લ્હેર બે એકમેકે
ક્યારે ગૂંથાએ, ડૂબે સાગરે એ–
એવા સંસારમાં આ ઉભય ઉર તમારાં ગૂંથાયાંય તેવાં.

૩

દ્વંદ્વે સૃષ્ટિની મહત્તા સ્વીકારી
દ્વંદ્વાતીતે સિદ્ધિ જીવ્યાની માની;
પ્રેમેયે તે ભિન્ન યુગ્મો રચાય
એ ભિન્નત્વે એક અદ્વૈત જેમ
સખ્યે સર્વોચ્ચ સિદ્ધિ પ્રણય-જીવનની; સાધના એ કઠિન.

૨૪-૪-૪૨



## સ્થલ સ્થલ મહીં વિશ્વે

સ્થલ સ્થલ મહીં વિશ્વે વ્યાપી રહી કવિતા-કળા,
પ્રતિઉર સદા ઇચ્છે એના પ્રતિધ્વનિ ઝીલવા—
કુસુમ-ફૂલના રંગો, રંગો વનસ્પતિ-સૃષ્ટિના,
ઋતુ-વસનથી શોભે નારી સદા શુભ પ્રકૃતિ,
ઉદધિ છલતો, ઊંચા શૈલે ગિરિ નભ વીંધતો,
સુરસરિતની હૃત્તંત્રીને વગાડતી અંગુલિ,
મનુજ વપુનાં સૌન્દર્યો, ને કથા ગતકાલની,
સરવર ભરે ચંદ્રા તેવી કથા ઉરરાગની.

પ્રતિઉર દહે જ્વાલા, પીવા બધું અણદીઠ એ
ઉર-મન અને આત્મા ચક્ષુ નહીં ઊઘડે યદિ
કહીં થકી પીએ સૌન્દર્યો એ, વસ્યાં સચરાચરે?
'પુલિન' તુજ આ થાઓ, થાઓ પ્રયત્ન યશસ્વી, ને
શિશુ ઉર મહીં રોપ્યા ભાવો ફરી પ્રકટી રહી
નિજ અનુભવે સૌન્દર્યો એ ઝીલી સ્મરશે તને.

૧૦/૧૩-૧-૪૨

## અત્ર લુપ્તા સરસ્વતી–?

(અવશેષતણી કીર્તિ ગાવાની ના સ્પૃહા જરા)

[૧]

વસંત આવ્યો નવ-પ્રાણ પૂરતો,
ને કેસૂડો રંગભર્યો વધાવતો!
શિશિરનું મૃત્યુનું શીત ટાળવા
હોલિકા પર્વણી આવે સુખસંપત્તિ સ્થાપવા!

ફાલ્ગુની ફાલ્ગુની આવે પૂર્ણિમા કુંભમાં ભરી
કૌમુદી અમૃતા, સૃષ્ટિ રસરાગે નવાડતી.
પૂર્ણિમા અજવાળે છો સૃષ્ટિને અમીવર્ષણે,
ઉષાથી અદકું તો યે તેજ એનું નથી કદી.

[૨]

પ્રાતઃસવન ઉદ્‌ઘોષે બ્રહ્મબાલ વધાવતા
સ્વર્ગની દિવ્ય પુત્રી જે સનાતન કુમારિકા.

“अजरा अमरा देवा”—
“समीधाग्नीन्दू वस्यत”

ભાષા, ને વેદની દીક્ષા લઈ બ્રાહ્મણબાળકો
શેરીને કોઈ ખૂણેથી પ્રતીતિ એક આપતા.
અરણ્યે વેદના મંત્રો શામ્યા તે ગ્રામમાં અહીં,
આઘેની યજ્ઞવેદીની ઝાંખી આછી ઊંચે જતી
ધૂમ્રરેખા સમા આવે ધ્વનિઓ એમ આજ આ.
યાજ્ઞિકો અગ્નિહોત્રી થૈ ગોષ્ઠથી ગામમાં વસ્યા?
ગામમાં યે શમ્યા શબ્દો સંસ્કૃતિનીર ઓસર્યાં.
દૂરથી પવને આણી મિષ્ટ ગંધ સમી રહી
સંસ્કૃતિ શબ્દમાં એવી સુગંધી પારિજાતની.
ધાન્યભારે ભરેલી વા વસૂકેલી ધરિત્રીને
છોડતાં ગામડે શામ્યા સંસ્કૃતિમંત્ર ભારતે;
જ્ઞાનના બોધનારા ને જ્ઞાનેપ્સુ ત્યાં રહ્યા નહિ,
પર્ણહીન થએલા કો વડની વડવાઈમાં
નીડ બાંધી રહેવાને પંખી કો જેમ ના’વતું.



‘ब्रह्मतेजोवृद्धिरस्तु”–
આંગણે બોલતા આવી વિદ્યાર્થી શોભતા જતા,
ગૃહિણી ગૃહકન્યા વા સંતોષે અન્ન આપતાં.
જ્ઞાનના ભિક્ષુઓ આજે આંગણેથી ટળ્યા સદા.
તાપી ને નર્મદા વચ્ચે ‘સેના’ને તટ ગામમાં
જ્યોતિષી, વૈદ્ય, વેદાંતી કર્મકાંડી અહીં હતા.
શમ્યા ઘોષ, શમ્યાં વારિ, ખારી આ ધરતી મહીં;
સમિધ કે ઇન્ધન લાવવાને
હવે નથી કૈં વનમાં જવાનું.
વચ્છને ઝંખતી કોઈ ભાંભરે ગાય તેમ આ
આરણ્યકી બ્રાહ્મણની સુવિદ્યા
નચિકેતા સમા કોઇ ઝંખતી બ્રહ્મબાલને.

આશ એમ ફલિતાર્થ એ થવા,
મોકલે બટુક એકને વિધિ.
રે, પરંતુ સ્મૃતિશેષ સૌ થવા,
કાલ! તેં જ ઉપહાસ એ કર્યો.

[૩]

(પશુપતિ ન. ભટ્ટને)

કોદંડી, ઓ પરશુરામ સમા યુવાન
દીઠો તને નયનનાં અમીથી બધાએ.

કાંટાનાં ઝાંખરાં માંહી લીલી દૂર્વા સમો તને
જોતાં થતું અમ સુભાગ્ય ઊગ્યું હવે શું?
સ-લૂણી આ ધરતી મહીં આંબલો,
તપ કઠોર કરી કરી, જ્ઞાનનો
જરૂર તું ઊગવી મહૅારાવશે,
આંબાનાં પાનનાં બાંધી તોરણો જ્ઞાનપર્વણી
ઊજવશે પ્રકટાવી હુતાશને.

* * *

અગ્નિહોત્રી થઈને તેં ઇન્ધનો કાશીધામથી
આણ્યાં, ને સ્થાપવા અગ્નિ હજુ તો તું મથી રહ્યો.
પ્રયત્ને પ્રેયસી કીધી લાડલી બ્રહ્મપુત્રી તેં,
ભગીરથ થઈને તેં અમારું ઋણ ફેડિયું.
વેદાંતી, વૈયાકરણી, શ્રદ્ધા ને ભાવનાભર્યો
જાહ્નવી-જલમાં ન્હાઇ અંજલિ એની તેં લઇ
તર્પ્યા પિતૃ, થયો બ્રહ્મ અમારા જ્ઞાનયજ્ઞનો.

[૪]

શરદ વીતી, શિશિર વીતે અને
નવવસંતનું ચેતન સ્પર્શતું :
ઊભરતી સીમ ધાન્યધને અને
હોલિકા પર્વણી આવે સુખ સંપત્તિ સ્થાપવા.

હોલિકા પર્વણી પ્હેલાં અમારાં ઋત ઓસર્યાં,
બ્રહ્મપુત્ર અમારો એ યાત્રી ઉત્તરનો થયો.



'સેના'તટે અમ સહુયનું તીર્થધામ,
સૂતો તહીં ચિર વિદાય લઈ અમારી.
ત્યાં પૂર્વજો મહીં તું પૂર્વજ એક છેલ્લો,
રે! પૂર્વજો મહીં તું પૂર્વજ સૌ પહેલો!
ભાવે ભીના ચખે સૌ તુજ સ્મૃતિ તરપે આજ વૃદ્ધો યુવાનો.

[૫]

સેના! તારાં જલ અહીં ઢળે અબ્ધિનાં નીર માંહી,
સેના, પૂછું કદીય ઊભર્યાં મીઠડાં વારિ આંહીં?
સેના, પૂછું અહીં તું રવડે કૈંક વર્ષોથી પૂછું :
સ-લૂણી ધરતી માંહી, સેના, તું ઓસરે અહીં,
એવી આ ધરતીમાંહી અમારી ભાવનાતણી
अत्र लुप्ता सरस्वती*

## કુર્યાત્ સદા મંગલમ્

મ્હેકી ખૂબ વસંત જીવન ભરે, ને ગ્રીષ્મ બાળે બહુ,
વર્ષામાં જલ, શીત છે શરદમાં, હેમન્તની માધુરી,
ને આવે ઋતુચક્રમાં શિશિર તો એયે ભલે આવતી—
એવો આ ક્રમ દંપતી નિયતિનો કુર્યાત્ સદા મંગલમ્!
'એકાકી રમતો નથી' વચન એ સાચાં સ્મૃતિનાં થવા
સર્જી નારી સ્વયંભૂએ નિજ થકી માંગલ્યભાવી થઇ
ભૂલી દ્વૈત ચહે પુનઃ વિચરવા અદ્વૈત-આનંદમાં;
અદ્વૈતે તમને ય તે લઇ જઈ સાધો સદા મંગલ.

*જૂની રીત મુજબ સંસ્કૃત સાહિત્ય અને વેદનું અધ્યયન કરનાર વિદ્યાર્થી અમરકોષ ગોખવાની તથા સંહિતાના દશમા અધ્યાયનો પાઠ કરવાની શરૂઆત કરતો: 'અજરા અમરા દેવા' અમરકોષ દેવવર્ગના પ્રથમ શ્લોકની પંક્તિ છે. समीधाग्नीन्दू वस्यम દશમા અધ્યાયનો પ્રથમ પાદ.

## મહિમા

તું હું બન્ને એક સાથે જ જન્મ્યાં
ક્યારે જન્મ્યાં પ્રશ્ન શો પૂછવાનો?
જન્મ્યા પ્હેલાં યે હતાં એક સાથે
તું ના હોયે, હોઉં હું શી વિધે ત્યાં?

સીમાન્તોની તું સીમા, તું તમિસ્ર
સૃષ્ટિ પ્હેલાં જે હતું, ને પછી છે.
તું છે પેલું જ્યોતિષાં જ્યોતિ જેણે
સ્ફુલિંગોના વર્તુલોમાં પરાર્ધો,
વિશ્વો ફેંક્યાં ઘૂમરાતાં, અને એ
બ્રહ્માંડોના ચક્રમાં રત્નગર્ભા
પૃથ્વીએ તેં માનવીબિંદુમાં આ
સંગોપ્યું છે તારું જે છે અહં તે.

વેદે જેને અક્ષિતિઃ નામ આપ્યું
તે હું તારો પુત્ર, મેં અંગુલિને
તારી મારા હાથમાં રાખી દૂરે
ઊંડાં-આઘાં વિશ્વ એકેક જોયાં.
મ્હારાં મોટાં પડેલાં ડગો ત્યાં
પાયો મારા નાનડા ઠેરવીને
ચાલ્યો પૂંઠે, સ્હેજ થોભી જરીકે,
ઊંચે જોઈ મેં તને શેં ન જોયો?

પૃથ્વીને કો એક ખૂણે પડ્યો છું
આજે, જેવો ભેદીને અંતરીક્ષે
તારો, એનાં તેજ ખોઈ ખરે છે,
તેજસ્રાવે શ્યામ પાષાણ માત્ર.



આ સૃષ્ટિના અંતકાલેય, ત્યારે,
અશ્વત્થે જે એક પર્ણે સૂવાનું,
તારું પેલું શૈશવી રૂપ, તેમાં,
અંગૂઠો હું ધાવતો તારી સાથે.

## રુદ્રને

તું જ શેં પ્રલયસ્વામી એકલો,
તું જ એક અવધૂત યોગી શેં!
હું ય ધ્વંસ કરતો ઘૂમી વળું,
કોઇ શક્તિ નહિ રોકશે મને,
કોણ રોકી શક્યું’તું તને કહે?

નીલકંઠ! વિષ તેં પીધું, હવે
કાલકૂટ સહુએ ચૂસું તવ,
રોમ રોમ મહીં એ હલાહલ,
ધ્વંસનું સતત ડંખતું ભલે.

ડાકલું બજતું ક્રુદ્ધ હાથમાં,
શો મૃદંગ થડકાટ આપતું
તાંડવે તુમુલ પ્રેરતું જતું,
એમ આજ પ્રલય-પ્રવૃત્તિમાં,
રે મૃદંગ, મુજ ચિત્ત, તું જ થા,
ધ્વંસઘોષ કરી પ્રેરજે મને.

લોહદંડસમ બાહુની છટા,
વિસ્તરેલ ઘૂમતી ખગોળમાં.
લોહની જ અવ કારમી ધૃતિ,
ધારી શેં ન અવ રોળવું બધું?

સ્પર્શ માત્ર નખનો થતો, ’થવા,
કેશનું ઊડતું જે જટાજૂટ,
લેતું વિશ્વ સઘળું વિનાશમાં.
એવી ઉગ્ર પ્રલયંકરી લીલા-
-ની ધૂણી ધખતી આ ઉરે અહીં.

આપ રુદ્ર, તુજ તાંડવી લીલા,
જીર્ણ જેહ થયું વિશ્વમાં બધું,
વહ્નિમાંહી પ્રકટ્યો વિનાશ ત્યાં,
ઘૂમી ઘૂમી સઘળું જ હોમવું.
અટ્ટહાસ્ય, તુજ આસ્યની છટા,
માગું એ જ મુખની કરાલતા.
અગ્નિ-કંકણનું તેજ આપજે
આંખમાંહી, દહતો ફરી વળું.

રૂહે વિનાશ મહીં શેષ ના કશું,
ચિત્ત, આવ, તુજને જ બાળવું.
આવજે મરુત તું ઉડાડજે,
રાખ એની દશ દિગ્ વિષે બધે.
રુદ્ર! આજ પ્રતિસ્પર્ધી આપણે,
આવ, કોણ જયી થાય જોઈએ!



## ઇન્દ્રને

આપ આપ, તુજ મોહપાશ જે,
  આશ પૃથ્વીની જગવી જાણે.
નરનારી ને માનવ સૌને,
  વેરઝેર જ્યાં, બાળે આજે,
નવે ખંડમાં, ધરતીમાં ત્યાં,
  એક પ્રયાસે, વજ્રપાશમાં,
બાંધે એવો, પ્રેમ-પાશ હું,
  માગું તારો, ઇન્દ્ર, આપ તું.

આપ, આપ, તુજ આશાવજ્ર,
  ઉત્તર-દક્ષિણ, ધ્રુવ ઘૂમતો,
પૂર્વ-પશ્ચિમે, પાય ટેકવી,
  ખંડ ખંડ, ધરતીને ચાંપી,
ભેદી વજ્રે હૈયે હૈયાં,
  આશા-શૂળો જગવું સૌમાં.
દુર્ગ અડગ, ને શૈલો ઊંચા,
  આશાનાં વજ્રે જ ભેદતાં,
આશાએ જય ધજા રોપતાં,
  આશાનું એ વજ્ર માગું હું.
    ઇન્દ્ર, આપ તું.

૧૭-૫-૪૧

## મેઘને

આકાશે આ નભ મહીં તને વર્ષતાં જોઈ જોઈ
પૃથ્વીજૂનાં જનઉર ઊઠે આશ વિશ્લેષભાન
આ હયેયે સ્મરણ ઊઠતાં જન્મજન્માંતરોની
આશાનાં કે વિરહ દુઃખનાં તે પ્રમાણી શકું ના.

ફિક્કો દ્રુમે દૂર નભ મહીં ચંદ્ર કો પૂર્ણિમાએ
તેવો અંતર્પટ ધરી ડૂબે તાહરું સૂર્ય તેને
જોતાં, સ્વપ્નો સમ બધું સરે દૂર ને દૂર તેવી
સ્વપ્નસૃષ્ટિ સમ પ્રણય છે જીવિતે માનવીના.

કાસારોના જલપ્રવહ વેગે કિનારા ન તૂટે
તેને માટે કુશળ રચનાથી જલૌઘો વહાવે
જુદા માર્ગે; પ્રણયઘન આ જીવિતે તેમ મેઘ!
બંધો તોડે તદપિ જલ વ્હેતાં સદાયે દુરન્ત.

યક્ષે પૂર્વે સુહૃદ ગણીને જેમ સંદેશ ક્હાવ્યા
તેવા સૌને પ્રણયી જનના ક્ષેમના વર્તમાન
ક્હેવા લેવા નહિ તદપિ એ, દર્શને મેઘ તારાં
જાગે સૌને વિરહદુખ આશાતણાં ભાન ક્યારે.

૨૧/૩૦-૭-૪૨

## કલ્પનામૂર્તિ?

જેણે આંસુ વહાવી શરીર-મન-હયે દૂર માલિન્ય કીધું
ભેદી મૌનો યુગોનાં મુખરિત કરીને કાવ્યબાની સમર્પી;

જેને પામી, ન પામી, નિયતિ તણું દીઠું શક્તિ-શિવસ્વરૂપ
વિશ્વે જેના થકી હું પરમઋતનું માંગલ્ય જોતાં શીખ્યો છું;



જેના સાન્નિધ્યથી વા સ્મરણ થકી ઊઠે આર્તિ હયે સદાયે,
જોવા સૌન્દર્ય રેખા રહિત, અરૂપ એ શિલ્પ અદૃષ્ટ જોવા;

જેના ચારુ સ્મિતે મેં પ્રણયજલ પીધાં, ને તૃષા તે છતાંયે
મધ્યાહ્નને ઊભરાતાં રણજલ સમ, ના શોષ ક્યારે શમાવે;

જેની નિર્વ્યાજ લીલા ઉર મહીં મદિરા મસ્તીની પાઈ દેતી,
મૂર્તિ એ દેહધારી સજીવ, મહીં ભળી કલ્પનામૂર્તિ મારી.

૨૫-૪-૪૨

## નૃત્યમગ્ન મીરાં

રેખાએ રેખાના ઉત્પ્રાણિત ડોલનમાં
સંગીતના સૂરની એ આર્જવ વાણીમાં
દેહભાન ભૂલીને એક જ બસ એક ધૂન
પગલી તુજ તાલમય, રાગ અનુરાગમય
प्रान भये कृहानमय, कहान भये प्रानमय
हीयमें न जान पडी, कृहान है की प्रान है.

એમ જ તું એમ કવિ, અર્પણમાં મગ્ન થઈ
સુખના સંચયને વા દુઃખના ડુંગરને
જ્ઞાનની વેળુના સોનેરી કણને, વા
સ્થલને, વા કાલને, વા કોઈ માનવને
દૃગની કીકીઓમાં છુપાઇ મૂર્તિને,
ફૂલ અને પરિન્દાને ઉર તારું દેજે,
તારું દૈને ઉર તું એનું લઈ લેજે.

અર્પણનું પરખું આ જગના જન માગે તો
રોકેલાં આંસુને વહેવા તું દેજે.

૧૭/૧૮-૯-૪૧

## સ્વપ્નસ્થને

તેં પ્રેમના કંટકથી ઘવાઈ
સૌન્દર્ય-લીપ્સા 'નુભવી હતી ઘણી
જાગી અજંપે દિનરાત્રિઓ કંઈ
કાવ્યે વહાવ્યાં સહુ આર્ત્તિભાનો.

એ આર્ત્તિની રાખ થકી ઊગ્યું જે
હુમા સમું માનવતાનું પંખી
લઈ તને પાંખ પરે ઊડે છે
બતાવવાને જનતા તણાં દુઃખો.

એ 'શોધ', એ વ્યાકુળ દુઃખભાને,
'વિનાશના અંશ'ની એ કથામાં
એ દેહ-લીપ્સા મહીં યે દીઠો મેં
સદ્-અંશ જે માનવતા તણો જય.

ક્ષણો થંભાવીને અણુકણુ ભરી દે સમયના
રસે-રૂપે-ગંધે, તુજ ચિરજીવી સ્મારક થવા.

૨૮-૪-૪૨

## બચુભાઈને

નેપથ્યમાં નાટક જે કર્યાં મેં
જોનાર તું, સાન્ત્વન તું જ એક.

૨૮-૩-૪૧



## બલવંત કવને

બલવંત કવને જ છે લભ્ય આત્મા કવિ-જનતાને જાણો,
આ સૈકે પ્રથમ પદે 'બલવંત' જ શ્રેષ્ઠ ગુર્જરી કવિ માનો.

વૈશાખ સુદ ૧૫, ૧૯૯૮

## સિંદૂર સેંથે

સિંદૂર સેંથે,
કાજળ આંખે,
કંકણ હાથે,
રાધા જાએ અભિસારે.

જુગજૂનો
કોલ એણે
આત્માર્પણનો
કૃષ્ણને આપેલો તેની યાદે.

સ્નેહપૂર
ઊભરે ઉર
આતુર આતુર
નિજનાં દાન લીજે દીજે.

જીવન વાટે
યૌવન ઘાટે
એવી કો રાતે
તારા ને મારા દેહની ભૂખ ભાગે.

ઉરનાં અમ્રુત
હર રત રત
પીજે ને પાજે
ઊના ને શીળા દિન રાતે.

## ઉર-સાગર-તરંગ

(ગાનવિમાન)

સાગર-તરંગ
ઉર-સાગર-તરંગ
રોમ રોમ ઊર્મિચ્છંદ,
ગાન એ અનાદિ ને અભંગ.

સમુદ્ર-તરંગ
ઉર-સમુદ્ર-તરંગ
પવન મર્મરે તું જાગ;
જાગીને જગાડ પારાવાર !

રત્નનિધિ-તરંગ
ઉર-નિધિના તરંગ
ક્ષુબ્ધ પ્રાણીની વ્યથા;
સ્વાતિ-પુષ્પ આપવાની કલ્પના.

અર્ણવ-તરંગ
ઉર-અર્ણવ-તરંગ
વિયોગ-ભાન આર્ત્તિને,
ધુવાંધાર ક્રંદને ડુબાડ.



સરિત-તરંગ,
ઉર-સરિત-તરંગ,
પૂર્ણિમા-પ્રકાશ-જલ,
ઉચ્છલે, ને ઊભરે આનંદ.

સિન્ધુ-તરંગ
ઉર-સિન્ધુના તરંગ,
અબ્ધિ લોઢ ઘૂઘવે,
ઝંઝાનિનાદ વાગે શંખ.

જલધિ-તરંગ
ઉર-જલધિ-તરંગ,
કાલના પ્રવાસી બેય,
બિન્દુ હું, અગાધ તું અનંત.

## પતંગ

(સાગર પરની હોડી જેમ,
આકાશે એને નહીં નેમ.)

૧

કન્ના બાંધીને તૈયાર
આવ્યો વાયુનો અસવાર,

વિધવિધ છે એના અવતાર,
લાડ લડાવે સૌ રમનાર.

બાળક વયમાં કે કૌમાર,
ક્યારે યૌવનના પડકાર
વા ક્યારે ઘડપણના તાર,
ક્યારે હોયે બંકી નાર.

ક્યારે એના છૂટ્ટાદોર
તોફાની ને મસ્તીખોર,
ક્યારે કરતો હળવું જોર
જાણે કો બાલક દિલચોર.
વાયુનો એવો અસવાર.

૨

સૂરજના તડકામાં ન્હાય,
રાતે ફાનસ લૈને જાય,
ઊંઘે જો બગાસું ખાય
દીવો એનો પોઢી જાય!

એને લડવા પડતા પેચ
થાયે જ્યારે ખેંચાખેંચ,
દોરી ઢીલી મૂકતો જાય
સરવાળે તેની જીત થાય.



હાથે આવી કાપી જાય
ખેલાડી શાનો કહેવાય?
કાચે દોરે રમવા જાય
અધવચ્ચે એ તૂટી જાય
ને આંખેથી અળગો થાય.

૩

પવન ઉપર તરતો જાય,
આકાશે જ્યારે સ્થિર થાય
જોનારા સૌ રાજી થાય.

ગાંડો થૈને ગોથું ખાય
ત્યારે નળિયાં ભાંગી જાય
કે એ વૃક્ષ પરે વીંટાય
કે પાણીમાં ડૂબકું ખાય!

ક્યારે ક્યારે એ રિસાય,
જ્યારે એવો એ વંકાય
પૂછડિયો ત્યારે એ થાય!

લ્હેરી લટકાં કરતો જાય,
ટૉરે જ્યારે ફાટી જાય
જોનારાને હસવું થાય!

૪

એનું છે ઊડવાનું કામ.
બાળક હાથે ફાટી જાય,
ઘરમાં રહે ઉંદરડા ખાય,
નક્કામો કચરો બહુ થાય,
પૈસા ખર્ચ્યા ફોગટ જાય.

સાગર પરની હોડી જેમ
એને નહિ ઊડવામાં નેમ.
માછી હોડી લાવે જેમ
સંભાળીને કાંઠે તેમ
ધરતી પર ઊતરતો એમ.

૩-૫-૪૨

---



સ્વ. હરિશ્ચન્દ્ર ભટ્ટ
સ્કેચ · રસિકલાલ પરીખ

સાથ દે

વિલીન ગાન થાય, ભાવિ! તુજ માર્ગ ખુલ્લો કરતી
રહું સદૈવ શાપરૂપ, ગાન જેર, ડૂબી ગયું.
અરે! નિયતિ અંધ, જેમ તુજ ખ્યાલ ન સ્વાદ દે
સુસ્પષ્ટ દૂર માર્ગ, ભાવિ પથ જોઉં ના પાપણ.
રસરમ્યમદ ગૂઢ ખાધિ સરૂ રેખ ચિતરવી અને
અદૃષ્ટ અમ દૃષ્ટ થાય શિખરોની ઝાંખી થવા.
ભાગ્ય-નિયતિ! સાથ દે — કર મહીં તું સંકલ્પ ને
રચ નિયતિ! ભાવિ અરૂં, ચિતિ મારૂં મારા મહીં.

૨૧-૧૨-૨૩
રાજકોટ
૧૯૪૯

સ્વ. હરિશ્ચન્દ્ર ભટ્ટના હસ્તાક્ષરમાં એક કાવ્ય
(પૃ. ૧૨૨)

# ટિપ્પણ

ટિપ્પણોમાં, જે કાંઈ સામગ્રી સદ્‌ગત હરિશ્ચંદ્ર ભટ્ટનાં હાથ-લખાણોમાંથી આપેલી છે તેનો સ્પષ્ટ નિર્દેશ કર્યો છે. મુખ્યત્વે તે [ ] આવા કૌંસમાં મૂકેલી છે. 'સ્વપ્નપ્રયાણ' માટે કવિએ તૈયાર કરેલી નકલો સિવાય પણ અનેક કૃતિઓની કવિના હસ્તાક્ષરની એક યા વધુ નકલ સચવાઈ છે. ટિપ્પણોમાં તેમનો ઉલ્લેખ 'હસ્ત-પ્રત'થી કર્યો છે. 'સફરનું સખ્ય' અને 'ફેસૂડો અને સોનેરુ' એ સંગ્રહોમાં તેમ જ અન્ય સામયિકોમાં પ્રગટ થયેલ કૃતિઓના પાઠ કરતાં 'સ્વપ્નપ્રયાણ'માં જુદા પાઠ મળે છે (જે કવિએ પોતે જ ફેરવેલા છે) તે બધા અહીં ટિપ્પણમાં નોંધ્યા નથી. —ઉ.

**પૃ. ૧: મારા ઉરે૦**—૧ અબૂઝ–અબુધ, ન સમજે એવી; પણ અહીં અભિપ્રેત છે 'ન સમજાય એવી'. (ન બુઝાય–ઓલાય એવી, એવો અર્થ શ્લેષથી જોવો એ કદાચ દૂરાકૃષ્ટ લેખાય.) ૬ દ્વિજ–બીજી વાર જે જન્મ પામ્યો છે તે. જનની પહેલી વારનો જન્મ આપે છે, પછી સંસ્કારદ્વારા ગુરુ દ્વિજ બનાવે છે–બીજો જન્મ આપે છે. (संस्काराद् द्विज उच्यते।) તેં મારું મુગ્ધ હૃદય ખોલ્યું અને એ રીતે હે જનની, તેં જ મને બીજી વારનો જન્મ પણ આપ્યો–મને દ્વિજ બનાવ્યો, અને મારું દૈન્ય ટાળ્યું. અભિવ્યક્તિનો અભાવ એ મારું દૈન્ય હતું. તે તેં મારા હૃદયને ખોલીને, મને ગાતો કરીને, દૂર કર્યું. સારસ્વત તરીકેનો મારો નવાવતાર તે પણ તારે લીધે, એથી તું બંને જન્મ આપનારી. ૭–૮ હવે મારાં ગાન અધૂરાં રહે તો તારે ખોળે જન્મ લઈ લઈને જ એ પૂરાં કરું.

**તારા શ્વાસે૦**—૧ પ્રાણ દીક્ષા–મને તેં પ્રાણનું દાન કર્યું એ એક જાતની દીક્ષા જ મારે માટે તો. ૩–૪ સરખાવો 'મારા ઉરે૦'. ૬–૭ છઠ્ઠી પંક્તિને અંતે વાક્ય પૂરું કર્યું નથી, અને પછીની પંક્તિના આરંભે

'ભૂલ્યો' શબ્દ આવે છે, એમાં હૃદયનો ખંચકાટ સૂચવાયો છે. ૭ હું પ્રણયરાજ્ઞીનો થાઉં એથી તારું હૃદય ડરે છે, જાણે તું ભુલાવા રાજી ન હોય! પણ એ તારી તૃપ્તિભરી આંખો જોઈને તો વળી હું તને ભૂલી જ શી રીતે શકું? ૮ જીવનભર તું મારી પ્રાર્થનામૂર્તિ બની રહે. આરંભની પંક્તિમાં 'પ્રાણદીક્ષા' અને અંતમાં 'પ્રાર્થનામૂર્તિ' એ બંને સમાસો ધ્યાનપાત્ર છે.

**પૃ. ૨ : નિર્દોષ ને નિર્મળ૦**—સદ્દગત બહેનને ઉદ્દેશીને છે. ૪ શૃંગાર –શણગાર. ૧૬ વસંતની ફૂંક૦–વસંતની લહરીના સ્પર્શથી તો કળીએ ખીલવાનું હોય. એને બદલે એ ખરી પડી. યૌવનના આગમનકાળે જ તેં દેહ તજ્યો!

આ કૃતિના સહજ સૌન્દર્યવિધાનમાં લયનો ફાળો નોંધવા જેવો છે. 'સુકોમળી દેહકળી'–ના આંતરપ્રાસયુક્ત લયાન્દોલ પછી બે વાર આવતા અરે-કારથી વેદનાની અકથ્યતા ઘૂંટાય છે. 'સુકોમ**ળી** દેહ**કળી**...' એમ આરંભાયેલો સુભગ લય અંતે કઠોર રીતે '...**પડી**'માં વિરમે છે. 'મહીં ખરી પડી'માં સમાન્તરે ત્રણ વાર આવતા ઈકારથી જાણે હાથ હેઠા પડતા હોય એવી અસહાયતા સૂચવાય છે. પંક્તિ ૭-ને અંતે અને ૮ના આરંભે '૦દડી જરી'–'સરી પડી'માં ધસી આવીને પાછા વળી જતા મોજાની ગતિનું સૂચન, 'સરી પડી'નો છેક કાવ્યાન્તે આવતા 'ખરી પડી'થી દઢાવાતો સંસ્કાર–એ પણ નોંધપાત્ર છે. 'સંસારના સાગરને કિનારે'માં દીર્ઘસ્વર 'આ'ના પુનરાવર્તનથી સાગર-ની વિશાળતા સૂચવાઈ છે. પછીની પંક્તિનો લય પણ આકર્ષક છે.

**પૃ. ૩ : વસંત વીતી**—તાજી જુવાનીનું સૌન્દર્ય એની તો વાત જ શી, પણ તે પછીની સૌન્દર્યઆભા પણ હૃદયંગમ છે. ૧ નવ–નવી.

**સીમાડા**—૫ 'સેના'–કવિના વતન ઓલપાડ (જિ. સુરત) પાસે-ની નદી. ૯–૧૭ કાવેરી-તટે તિરુચિરપલ્લીમાં શ્રીરંગમનું પ્રસિદ્ધ મંદિર છે. કાવેરીનાં જળની અંજલિ પિતૃઓને અર્પતાં વતનનું સુરેખ



સ્મરણ થયું અને અતીતમાં વળેલું મન કાવેરીતટના શ્રીરંગમ્-મંદિર-માંની શેષશાયીની મૂર્તિના દર્શનથી નવી સૃષ્ટિના સર્જનનું ચિંતવન કરવા લાગ્યું. સમુદ્રનાં મોજાં ઘૂઘવે છે, પણ એ અશાંતિમાં વિષ્ણુ તો આનંદમાં મગ્ન છે, જાણે નવી સૃષ્ટિના સર્જનનું ચિંતન કરી રહ્યા ન હોય. અને ખરે જ શેષશાયીના નાભિકમળમાંથી જ સૃષ્ટિના સર્જ-નાર બ્રહ્મા પ્રગટ થયા નથી?

'કેસૂડો અને સોનેરુ'(પૃ. ૪)માં (તેમજ એક હસ્તપ્રતમાં) કાવ્ય ૮ લીટીએ પૂરું કરેલું છે.

**પૃ. ૪ : અગ્નિને**—૧ પાવકાગ્નિ–હે પાવન કરનાર અગ્નિ. ૩. સાત જિહ્વા–અગ્નિને સાત જીભો, સાત જ્વાળાઓ હોવાનું કહેવાય છે. અગ્નિ-ની સાત જિહ્વાઓનાં નામ: કાલી, કરાલી, મનોજવા, સુલોહિતા, સુધૂમ્રવર્ણા, ઉગ્રા (અથવા સ્ફુલિંગિની) અને પ્રદીપ્તા. ૧૯ સંહરે–ભેગી કરે. ૩૦–૩૨ તારા રૌદ્ર રૂપથી રોળે છે. તારા યજ્ઞથી તું સર્જે છે. એક હસ્તપ્રતમાં છેલ્લી પાંચ પંક્તિઓ નથી (જે 'કેસૂડો અને સોનેરુ'માં છે) અને ૨૫મી પંક્તિ પછી નીચેની વધારાની છે:

પૃથ્વીને તું ધાન્યભારે ભરીને
રિદ્ધિ દેજે, સિદ્ધિ તું માનવોને
દેજે, અગ્નિ એ જ માગું હું આજે.

**પૃ. ૬ : પૃથ્વીને**—[૨ 'આશા તું છે માનવી કાર્યક્ષેત્રે'] ૬ આર્ય–ખેડનાર. (ऋ–ખેડવું ઉપરથી.) ૨૭ ['તેં સંરક્ષી માનવી સંસ્કૃતિને']

**પૃ. ૭ : પવનને**—[1–2 VII 1941, Four lines last stanza 6–5–41] ૪ ખાંડવ–કુરુક્ષેત્રમાં આવેલું વન જેને અર્જુન અને કૃષ્ણ-ની મદદથી અગ્નિએ ખાક કર્યું હતું. ૫ શીત કટિબંધની કપરી ઠંડી તે તારી હજારો સર્પફેણોનું વિષ, ઉષ્ણ કટિબંધની અસહ્ય ગરમી એ તારી ખાંડવવનદહન જેવી સંહારલીલા,–બંને રીતે તું તો યમની પેઠે પૃથ્વીને જાણે મૃત્યુ-ફાંસલામાં બાંધી રહ્યો ન હોય. અમૂર્ત પવનને

આ કડીમાં કેવી સફળતાથી શબ્દોદ્વારા મૂર્ત કર્યો છે! ‘અગ્નિને’, ‘પૃથ્વીને’, ‘પ્રથમા નારી’–એ ઉદ્બોધનો (Odes) નિયત પંક્તિ-સંખ્યાના શ્લોકોમાં નથી, જ્યારે આ ‘પવનને’ પાંચપાંચ પંક્તિના શ્લોકમાં અને તે પણ ચાર દ્રુતવિલંબિતની પછી આવતી પાંચમી સ્રગ્ધરાની વિલંબિત પંક્તિથી યોજેલા મિશ્રણદ્વારા–શબ્દબદ્ધ કરેલ છે એ અકસ્માત્ નથી. ૨૧–૨૫ શેલીના “Ode to the West Wind”માંના ઉદ્ગારો સાથે સરખામણી કરવા જેવી છે: ‘ઉઠાવ, ઉપાડ તું’-O lift me...‘ગગનમાં ચગવી ઘુમરાવીને’-could be The comrade of thy wanderings over Heaven. ‘ડંખીને મૃત્યુશીત સજીવન કરજે’-Drive my dead thoughts over the universe...to quicken a new birth! ‘પ્રાર્થના એ જ મારી’–in prayer in my sore need. બીજાં સામ્યો પણ સૂઝશે: ખાસ કરીને બીજી કડીમાં ‘સજીવન કરજે પ્રાણસંચારથી’ તેમ જ છેલ્લી કડીનું ‘ડંખીને મૃત્યુશીતે સજીવન કરજે’ એ બંને ઉપર શેલીના “ઓડ”ની પ્રથમ કડીમાં શીત કટિબંધની મૃત્યુ જેવી વસમી શિશિર પછી પુનર્જીવનની આગાહી આપતા વસંતઋતુના આરંભના પવનને ઉદ્બોધન છે તેની છાયા જોવી શકય છે. આખી કૃતિ, તેમ છતાં, આગવી વૈયક્તિકતાવાળી છે.

**પૃ. ૮ : પ્રથમા નારી**—વિશ્વરૂપિણી નારીનું દર્શન છે. ‘પ્રકૃતિ’ને પ્રથમા નારી તરીકે ઓળખાવવામાં આવી છે. સર૦ ‘આદ્યા નારી, પ્રકૃતિ! આવ અર્ચુ.’ શંભુનું જે૦–હે આદ્ય નારી, હે પ્રકૃતિ, શિવનું જે અર્ધનારીશ્વર સ્વરૂપ છે તેમાંની પૂર્ણ નારી તે તું છે. અર્ધનારીશ્વર રૂપમાં જ ‘પ્રકૃતિ’નું પૂર્ણનારીત્વ સ્ફુટ થયાનું સૂચવવાનો આશય લાગે છે. ૨૭ શિવા–પાર્વતી. બ્રહ્મકન્યા–સરસ્વતી. ૨૮–૨૯ હે પ્રકૃતિ, તું મનસ્વિની મનમોજથી વર્તનારી હતી, તે લગ્નના તંત્રમાં ગોઠવાઈ. મારી સાથે–પ્રથમ પુરુષ સાથે. ૩૨–૩૩ કન્યા...શિખાવું: સરખાવો This



Child I to myself will take વગેરે. (‘Three years she grew’—વર્ડ્ઝવર્થ.)

છેલ્લી બે લીટીઓ રદ કરવી. તે એની આગળની બે લીટીઓના પાઠાન્તર રૂપ છે. ‘કેસૂડો અને સોનેરુ’ના પાઠમાં નથી એવી આ બે પંક્તિઓ હસ્તપ્રતમાંથી ઉમેરી છે. પછી ‘કેસૂડો અને સોનેરુ’-(પૃ. ૬૬)માંની છેલ્લી ચાર પંક્તિ અહીં કાવ્યાન્તે છપાવી રહી ગઈ છે તે ઉમેરવી:

> નયનથી ગ્રહજે અયિ મોહિની!
> પણ તું અન્ય પ્રલોભન પાશ લે,
> પુરુષ હું લજવું નહીં પૌરુષ,
> થઉં કઠોર કદી, સહજે પ્રિયે!

હસ્તપ્રતોમાં બીજી પં. ‘લઈશ અન્ય પ્રલોભન પાશમાં’ (પહેલો શબ્દ ‘ગ્રહીશ’ પણ છે) અને ૪થી ‘જઈશ તું છટકી, રડતી નહિ’ મળે છે.

**પૃ. ૧૧ : સાવિત્રી**—પહેલી છ પંક્તિમાં સાવિત્રી યમદેવને રીઝવીને પ્રિયતમને સજીવન કરી લાવી, પ્રેમદ્યુતિ પામી તેનું વર્ણન છે. પછીની છમાં પોતાના આત્માને ઉદ્બોધન છે કે જો ભગવાન મહાકાલ–યમદેવ પ્રસન્ન થાય તો પરમ તત્ત્વની ઝંખના તૃપ્ત થાય એ અંગેની માગણી જ તું કરજે. योऽयं वरो गूढमनुप्रविष्टो नान्यं तस्मान्नचिकेता वृणीते।–આત્મતત્ત્વ વિષયક ગૂઢ વર જે માગ્યો છે તેથી બીજો નચિકેતા પસંદ કરનાર નથી (કઠ. ૧–૨૯)–એમ નચિકેતાએ યમદેવ પાસે પહોંચવાનું થતાં તેમની પાસે આત્મતત્ત્વવિદ્યાનું વરદાન માગ્યું હતું, તે રીતે હે આત્મા, તું પણ જે તત્ત્વ પૂરેપૂરું અનુભવમાં આવતું નથી, પૂર્ણપણે જેને કોઈ પામ્યું નથી કે પામી શકતું નથી તેને જ તારી શોધને પરિણામે માગજે.

**પૃ. ૧૨ : ભવ્ય શિખરે**—૪ રોમે દુશ્મનોના નગર કાર્થેજને સત્તર દિવસ સુધી બાળ્યું હતું. ૫–૬ વાસુકિનાગના ઝેરમાં કદાચ કિંચિત્

અમૃત હોય, પણ ઐશ્વર્યનું વિષ તો નાગના વિષથીય વધુ ખરાબ છે. ભારતવર્ષના અશોકે ઐશ્વર્યમાંથી નિપજાવેલું મંગલ વિશ્વમાં વિસ્તાર્યું હતું. એ ધર્મ-મંગલને કારણે ભારત સંસ્કારના 'ભવ્ય શિખરે' પહોંચ્યું લેખાય,—એવું કાવ્યનું સૂચન છે.

**પૃ. ૧૩: નેત્રવિસર્જન**—[Rewritten 4-5-41, 10 P. M.] ૨૭–૨–૨૮નો પ્રથમ પાઠ એક હસ્તપ્રતમાં જોવા મળે છે. બિલ્વમંગળે પોતાના હાથે આંખો ફોડી હતી તે કાવ્યનો વિષય છે. અંતરિક્ષપટ તારારૂપી નયનોથી સૃષ્ટિનું દર્શન કરે છે, પણ સૃષ્ટિને સનાતન દ્યુતિમાં જોવા માટે એ તારકનયનોને પોતામાં ખેંચી લે છે–અને ત્યાં શું બને છે? સૂર્યરૂપી સંજીવનીનો ઘટ માથે મૂકીને ઉષા આવી પહોંચે છે. એ જ રીતે, આ બિલ્વમંગળ પોતાનાં નયનોને દૂર કરે છે અને નેત્રોના દ્યુતિકણના લોપ પ્રસંગે આત્માનું તેજ જાગે છે. ૧૦ એ વિશ્વસૌન્દર્ય કાલે–અંતરિક્ષ તારકનેત્રો વાળી લેતાં સૂર્યતેજ પામ્યું હતું, એ ઉષાના સૌન્દર્યનો સમય હતો, તેમ બિલ્વમંગળના આત્માનું તેજ પ્રગટ્યું એ વિશ્વસૌન્દર્યનો કાળ હતો, એ કાળે. અંતરિક્ષ માટે ઉષા સૂર્યસંજીવનીનો ઘટ માથે મૂકીને આવી હતી, તેમ બિલ્વમંગળને આત્મસંજીવનીનો ઘટ લાધવાનો હોઈ અમીથી 'પ્રાણની તરસ છીપવવા'ની વાત ૮મી પંક્તિમાં થઈ છે.

**પૃ. ૧૩: અનામીને**—[24-25 July 1941] અનામી–અનિર્વચનીય તત્ત્વ, પરમાત્મા. જુઓ 'રાઈનર મારિયા રિલ્કેને'–પં. ૨૦ ઉપરનું ટિપ્પણ. માણસ એકાન્તમાં જ એકલો હોય છે એમ નહિ, મેદનીમાં પણ એકલો હોય છે. ૫–૬ અંતસ્તલને ઉખેડીને–તળે ઉપર કરીને ઓરજે.

**પૃ. ૧૪: હલી**—[23-7-41, 12 noon] હલી–હળ ચલાવનાર. ૨ નવ મોલની–નવા મોલ–પાકની, ખનિત્ર–ખંપાળી. ચાસી–ચાસ પાડીને.

**પ્લેટોનો આત્મા**: [19-7-41 midnight. ગ્રીક Epigram



ના અંગ્રેજી અનુવાદનો તરજુમો.] ૩ 'મર–અમર. અજ્ઞાત ગ્રીક કવિના મુક્તકનો શેલીએ કરેલો અંગ્રેજી અનુવાદ:

Eagle! Why soarest thou above the tomb?
To what sublime and starry-paven home
Floatest thou?
I am the image of swift Plato's spirit,
Ascending heaven: Athens doth inherit
His corpse below.

**પૃ. ૧૫: ડબ્લ્યુ બી. યેટ્સને**—[૨૬–૩–૪૧] 'કેસૂડો અને સોનેરુ' પૃ. ૪૭ ઉપર કાવ્યના અંતભાગના અવતરણ અંગે ઉતારો છે: ["All that's beautiful drifts away Like waters." -W. B. Yeats]

૧ મયંક–ચંદ્ર અને પ્રેમના ઉલ્લેખ અંગે જુઓ દા. ત. યેટ્સનું 'A Memory of Youth' (The Collected Poemsમાં પૃ. ૧૩૭). ૫ રાતાં ગુલાબ–સરખાવો Red rose, proud Rose, sad Rose of all my days! ('The Rose', પૃ. ૩૫.) ગત પ્રેમની આરઝૂ–આ અંગે યેટ્સની ઘણી કૃતિઓ સાંભરે એવું છે (જુઓ 'When you are old', પૃ. ૪૬). ૮ સ્વર્ધુની–સ્વર્ગની નદી (=ગંગા; પણ અહીં 'સ્વર્ગીય નદી' માત્ર અભિપ્રેત છે. આ અને પ્રથમ પંક્તિમાં 'આષાઢ' યેટ્સના કવનને ભારતીય આંખે જોવાના નિદર્શન રૂપ છે.) ૧૦–૧૧ યેટ્સના કાવ્ય 'The old men admiring themselves in the water'(પૃ. ૯૧)ની, ઉપર ઉતારેલી, છેલ્લી બે પંક્તિઓનો અનુવાદ.

**પૃ. ૧૫: શેલીને**-[19th July 1941. Last few lines morning 20th July.

કાવ્યને મથાળે Wordsworthના To the Skylark સૉનેટની છેલ્લી બે લીટી મૂકવી.

Type of the wise, who soar, but never roam;
True to the kindred points of Heaven and Home.
W. Wordsworth

28-29th Aug. 1941] પણ પછી શાહીથી ઉપરની અવતરણ-પંક્તિઓ છેકી નાખી છે. કાવ્યને અંતે વધારાની બે પંક્તિઓ શાહીથી છેકેલી મળે છે. ડાબી બાજુ હાંસિયામાં 'Cancelled' લખ્યું છે. એ બે પંક્તિઓ :

[તારી ઝંખેલી સૃષ્ટિ, શતશત હજીયે યોજનો દૂર તોયે
ઝંખે શેણે ન એવી દૂર દૂર દૂરની પૃથ્વીની આશ સૌયે?]

આ કાવ્યમાં શેલીની કવિતામાંથી ઉલ્લેખો છે. કેટલાક અહીં નોંધ્યા છે. ૧ પર્વતીય પ્રકૃતિ–શેલીના 'Mont Blanc'નો ઉલ્લેખ. ૨ વાદળીઓ–'The Cloud'નો ઉલ્લેખ. ૧૦–૧૨ સર૦ 'Hymn to Intellectual Beauty' અને 'Epithalamium'. ૧૪ દેહ-બંધનોથી મુક્ત એવા નિર્બંધ અફલાતૂની પ્રેમને જોવા માટે તેં અમને શિવ–કલ્યાણકારી એવું ત્રીજું–પ્રાતિભ લોચન બક્ષ્યું. ભગવાન શિવના ત્રીજા લોચને કામદેવનું દહન કર્યું હતું તે જ પ્રતીક અને શબ્દાવલિ અદેહદૃષ્ટિ પ્રણયનો પરિચય કરાવવામાં યોજી છે! ૧૫-૧૬ ચંડોળ-ગાન–સર૦ 'To a Skylark'. ૧૬મી પંક્તિ Our sweetest songs are those that tell of saddest thoughtનું અનુરણન. ૧૭-૧૮ સર૦ 'Ode to the West wind.' એ કાવ્યની છેલ્લી પંક્તિ If winter comes, can spring be far behind?–ને આ પંક્તિઓમાં સંભારી છે.

શ્રી હરિશ્ચંદ્રે વર્ડ્ઝવર્થના કાવ્યને 'સૉનેટ' તરીકે ઓળખાવ્યું છે એ ચૂક છે.

પૃ. ૧૬: રાઈનર મારિયા રિલ્કેને–[14/16-7-41] અરે એનો કાંટો–એ પંક્તિ આગળ ફૂદડી કરી નોંધ મૂકી છે: [He died of blood poisoning caused by the wound from the thorns of roses.] જર્મન ભાષાનો આ પ્રસિદ્ધ કવિ (૧૮૭૫–૧૯૨૬) ખાસ કરીને કવિવર્ગનો લાડીલો નીવડ્યો છે. ૨ મૃત્યુજીવન: 'સૉનેટ્સ ટુ ઓરફીઅસ' જેમાં (અને પાછળથી એણે પોતે કાંઈક તાણીતૂશીને બતાવવા પ્રયત્ન કર્યો છે તેમ 'ડુઇનો એલેજીઝ'માં પણ) રિલ્કેનો જીવન પ્રત્યેનો સાર્વભૌમ પ્રેમ પ્રગટ થયો છે, તેમાં એક વધુ મોટા ઘટકના અંશ-રૂપ જીવન અને મૃત્યુ છે એવી ભાવના રિલ્કેએ નિરૂપી છે. ૮ તોડીને એ સ્રોત વહે છે અથવા તો ફરીને લુપ્ત થાય છે. ૯ રિલ્કેએ પોતાની એક મહત્ત્વની કાવ્યરચના Duino Elegies ૧૯૧૨માં શરૂ કરેલી તેના દસ અંશોમાંથી થોડાક જ રચાયા હતા ને એના હૃદયને મૌન વળગ્યું. ૪થો અંશ ૧૯૧૫ના નવેમ્બરમાં મ્યુનિકમાં રચાયો એ જ. બાકીના માટે એને ૧૯૨૨ના ફેબ્રુઆરી સુધી રાહ જોવી પડી. (વચલાં વરસોમાં પ્રથમ મહાયુદ્ધનો સમય પણ આવી જાય છે.) એક સર્જકની મૌનયાતનાનો ઇતિહાસ રિલ્કેની એ કાવ્યકૃતિ સાથે જોડાયેલો છે. ૧૭–૧૮ રિલ્કેના The Book of Hoursમાંની નીચેની પંક્તિઓ ઉપરથી આ બે પંક્તિ લાગે છે:

What will you do, God, when I die?
When I, your pitcher, broken, lie?
When I, your drink, go stale and dry?

(૧૯૪૭માં 'વિઝન'–પ્રકાશિત Babette Deutschનું ભાષાંતર, પૃ. ૨૯. શ્રી હરિશ્ચંદ્ર પાસે બીજો કોઈ અનુવાદ હશે, જેની સમીપતર એમની પંક્તિઓ હોય.) ૨૦ અ-નામીને–પ્રભુને, જેને નામ આપવું મુશ્કેલ હોઈ અ-નામી તરીકે જેનો ઉલ્લેખ કરવો રહે છે. રિલ્કેની કવિતામાં Namelessનો ઉલ્લેખ મળે છે. દા.ત., જે.બી. લેઇશમન-ના અનુવાદગ્રંથ Later Poemsના અંતિમ કાવ્યમાં (પૃ. ૧૮૪):

And then the Nameless, beyond guess or gaze,
how can you call it, conjure it? I praise.

પણ આપણો કવિ પોતે પ્રભુને શરણ જવામાં ઉર-દૌર્બલ્ય જુએ છે. ઉર-દૌર્બલ્ય : સર૦ क्षुद्रं हृदयदौर्बल्यं (ગીતા ૨-૩). ૨૪ એક હસ્તપ્રતમાં આ પંક્તિ અંગે નોંધ છે : [ભવિષ્યના કોઈ પણ વિવેચકે આને અન્યોક્તિ ગણવાની જરૂર નથી.] રિલ્કેને ગુલાબ પ્રિય હતાં અને એનું શારીરિક મૃત્યુ થવામાં ગુલાબનો કાંટો નિમિત્ત બન્યો હતો. ૧૯૨૬ના ડિસેમ્બરની ૨૯મીએ રિલ્કેનું મૃત્યુ થયું. ઑક્ટોબરની ૨૪મી પહેલાં એક અકસ્માત બન્યો. ગુલાબનાં ફૂલ ચૂંટતાં હાથ ઉપર સહેજ ઉઝરડો થઈ ગયો. દેહની અંદર એક રોગ પડ્યો હતો તેને આથી તક મળી ગઈ. લોહીમાં શ્વેતકણોના અતિરેકને લીધે ભારે પીડા આપનાર રોગ(Leuchaemia)માં રિલ્કે સપડાયો અને રોગનું નિદાન થઈ શક્યું તે વેળાએ તો એ લગભગ મૃતવત્ હતો. પેલાં ગુલાબો ચૂંટેલાં તે એક સુંદર ઇજીપ્શ્યન યુવતી એને મળવા આવી રહી હતી તેને માટે. ૨૫–૨૬ રિલ્કેના શબ્દો :

> Raise no commemorating stone. The roses
> shall blossom every summer for his sake.
> For this is Orpheus.
>
> ['સૉનેટ્સ ટુ ઑરફીઅસ'-૫]

રિલ્કેએ મૃત્યુ પૂર્વે છ માસ અગાઉ ક્યારેક પોતાને માટે મૃત્યુલેખ લખી રાખ્યો હતો :

> Rose, oh the pure contradiction, delight,
> of being no one's sleep under so many lids.

**પૃ. ૧૮ : મરણોન્મુખ બોદલેરને**—[20-2-42 Olpad, 25-2-42] છેલ્લી લીટી સુધારી 6-3-42. મથાળું મૂળ 'એરીઅલ Ariel' હતું. તેની નીચે બીજી નકલમાં 'To Baudelaiere (Before his death)' લખ્યું છે અને Ariel છેકીને 'મરણોન્મુખ બોદલેરને' કર્યું છે, તા. '7-3-42'. ત્રીજી નકલમાં 'Ariel' મથાળા નીચે '(To



St. Baudelaire–my favourite poet)' એવું અર્પણ છે. કાવ્ય નીચે નોંધ છે :

[Ariel = Fallen Angel.

આ કાવ્યનું અર્પણ ફ્રેન્ચ કવિ બોદલેરને આ કાવ્ય લખતાં જ મૂક્યું છે. સંતપદ આપવાની વિધિને ક્રિશ્ચિયનોમાં canonise કરવું કહે છે. I have canonised him long ago.

John of Arcને ૧૯૨૪માં સંત જોન ઑફ આર્કથી કૅનોનાઇઝ કરેલી તે તમે જાણો છો ? તા. ૨૦–૨–'૪૨

"Give me the strength to do my duty and to become a hero and a saint."

Charles Baudelaire, from 'Mon Coeur mis a mun'. Quoted by Janko Lavrin, 'Studies in European Literature.' 13–3–43]

૨–૪ સંશુદ્ધ કિલ્બિષ...યોગી–યોગી संशुद्धकिल्बिषः। ગીતા ૬–૪૫. ૩–૪ સર૦ રિલ્કે : 'even what tortured him he has consecrated.' ('Later poems' પૃ. ૧૮૩ ) ૪ યોગી : ૨૦-૨-૪૨-ની હસ્તપ્રતમાં શબ્દ અધોરેખિત છે અને પાસે લખ્યું છે–'Use another word', પણ પછી શબ્દ બદલાયો લાગતો નથી. ૭ ઉભયનાં–આત્માનાં અને દેહનાં. બોદલેર ઉપરનું રિલ્કેનું કાવ્ય અને બોદલેરને 'કૅનોનાઇઝ' કરવાના હરિશ્ચંદ્રના ખ્યાલના અનુસંધાનમાં અંગ્રેજ કવિ Donneનું 'Canonization' કાવ્ય જોવું.

**આશ્લેષ** : [12/13-12-41. Fragment of a part of longer poem.] મૂળ એક મથાળું—[Kiss : A Statue by Rodin]. પણ પછી નીચે નોંધ્યું છે : [Change the title. આશ્લેષ To the Statue of Kiss by Rodin].

રોદેંના પ્રસિદ્ધ શિલ્પ ‘Kiss’ને અનુલક્ષીને આ કૃતિ છે. ૪ સંતૃપ્તિના!...વેદના-સર૦ શેલી: ‘love’s sad satiety’ (To a Skylark).

**પૃ. ૧૯: પેગાસસ**—[21-12-41, 9-45 રાત્રે. જગન્નાથને ત્યાં પૂરું કર્યું: 22-12-41, 6-30 A.M. કવટી-ખોપરી મરાઠી શબ્દ છે.] પછી અંગ્રેજી નોંધ છે તેનું ગુજરાતી: [પેગાસસ-ગ્રીક પુરાણ કથાઓમાં જેની વાત આવે છે તે અમર પંખાળો ઘોડો. (પર્સિયસે મેડુસાને મારી ત્યારે તેના લોહીમાંથી એ ઉત્પન્ન થયેલો. પેગેસસ શિમેરાને મારનાર બેલેરોફોનનો વફાદાર અશ્વ બન્યો.) હેલિકોન પર્વત ઉપર એ અશ્વની ખરીના આઘાતથી હિપ્પોક્રીનનો ઝરો બહાર ફૂટી નીકળ્યો, જે પછીથી મ્યુઝીઝ(કલાદેવીઓ)ને અને તેનું પાન કરનાર સર્વ કોઇને પ્રેરણાદાયી બન્યો. આ રીતે પેગેસસને કાવ્યપ્રેરણાના મૂળ રૂપે લેખવામાં આવ્યો અને કેટલીક કથાઓમાં કલાદેવીઓના અશ્વને સ્થાને એ છે. પેગેસસ આકાશમાં ઉત્તરે એક નક્ષત્ર છે.] ૪ ગ્રીક પુરાણના ઘોડાની વાત હતી તેમાં ભારતીય સંસ્કૃતિના અશ્વમેધના ઘોડાને સંભારી સર્જક કવિના દિગ્વિજયનો ભાવ દઢાવ્યો. પં. ૭-૧૦માં કલ્પનોડ્ડયનનો ઉલ્લેખ છે તો પં. ૧૧-૧૪માં કવઠી-ખોપરી ઉખેડીને મગજનાં અંતસ્તમ દલોમાં સુપ્ત ભાવનાઓ જગાડવાની વાત છે. ૧૧ ‘કવટી’-કવઠી જોઈએ. મરાઠી ‘કવઠી’=ખોપરી. હસ્તપ્રતમાં ૮મી પંક્તિનું પાઠાન્તર ‘આકાશફાળ શત જોજનની ભરીને’.

**પૃ. ૧૯: ઇકેરસ**—[19/20/22 Feb. 1942, Olpad]

ઇકેરસે પોતાને પાંખો લગાડી ઊડવાનો પ્રયાસ કર્યો હતો, પણ મીણથી લગાડેલી એની પાંખો આકાશમાં સૂર્યના તાપથી મીણ ઓગળી જતાં ખરી ગઈ અને એ નીચે સમુદ્રમાં પડ્યો અને નાશ પામ્યો એવી ગ્રીક કથા છે. [૭ ‘યુવાસહજ એષણાની’-] ૧૩ અયુત-‘રોકટોક વિનાનું, જોતરાયા વિનાનું’ (યુ-જોડાવું, જોતરાવું ઉપરથી) એ અર્થ



લેવો રહેશે, અને નહિ કે ‘હસસહસ્ર’. તું જે જોતરાયા વિનાનો તેણે પીધાં-એ રીતે અથવા અયુત ‘ભર્ગ’નું વિશેષણ એ રીતે અર્થ કરી શકાશે.

**પૃ. ૨૦: એકો અને નાર્સીસસ**—૧-૬ એકો એ ગ્રીક દેવતાનું નામ છે. તે નાર્સીસસના પ્રેમમાં હતી અને પ્રેમમાં ને પ્રેમમાં એવી ઓસવાતી ગઈ કે છેવટે એના અવાજ સિવાય કાંઈ શેષ રહ્યું નહિ. ૧૧ નાર્સીસસ જળમાં પોતાનું પ્રતિબિંબ જોઈને પોતાના પ્રેમમાં પડી ગયો હતો.

**પૃ. ૨૧: જગજ્જનની**—અહીંથી પૃ. ૨૯ સુધીનાં ૧૧ કાવ્યો ઈશુ વિશેનાં છે. બાઈબલના નવા કરારનો પરિચય હોય તો એ યથાર્થતયા સમજાશે.

કવિએ ‘અવતારના સાથી’ એવું એક કાવ્યગુચ્છ કલ્પ્યું હતું. એક હસ્તપ્રતમાં એ મથાળું આપી નીચે “My humanity is the road by which man must trance.”—Suso એ વચન ઉતાર્યું છે.

૩ ઈશુનાં માતા મેરી. ૧૬ સમુદ્રમંથનમાંથી અમૃત નીકળ્યું હતું તેમ શાન્તિ અને પ્રેમ રૂપી અમૃત સંસારાર્ણવમાંથી સારવનાર કોઈ પુત્ર માતાને પેટે જન્મે છે. ૧૭ સંસારાર્ણવમાં, સ્વાતિ નક્ષત્ર વખતે પાકતા મૌક્તિક જેવું, પુત્રમૌક્તિક પાકે છે.

**પૃ. ૨૨: જૉન ધ બાપ્ટિસ્ટ**—૧-૨ જ્યુડીઆમાં ઈશુનો પુરોગામી જૉન ધર્મબોધ કરતો અને જૉર્ડન નદીમાં જળ છાંટી, અંઘોળ કરાવી માણસોને પશ્ચાત્તાપ તરફ વાળતો. જૉને ઈશુની આગાહી કરી હતી: ‘મારી પાછળ જે આવી રહ્યો છે તે મારા કરતાં ઘણો વધારે શક્તિશાળી છે.’ જૉને ઈશુને જળ છાંટવાનો વિધિ કર્યો હતો. (મૅથ્યુ: ૩.) ૩ ગૅલિલીના શાસક હૅરોડને જૉને કહેલું, ‘ભાભીને તું પરણ્યો છે એ કાયદેસર નથી.’ એથી એની પત્ની હૅરોડિયાસ જૉન પર રોષે ભરાયેલી હતી. એક વાર એક જ્યાફતમાં દીકરીના નૃત્ય પર પ્રસન્ન થઈને હૅરોડે વરદાન માગવા કહ્યું, ત્યારે તેણે મા(હૅરોડિયાસ)ને પૂછીને જૉનનું મસ્તક માગ્યું, જે એને લાવી આપવામાં આવ્યું (માર્ક: ૬.)

રોદેંના પ્રસિદ્ધ શિલ્પ 'Kiss'ને અનુલક્ષીને આ કૃતિ છે. ૪ સંતૃપ્તિના!...વેદના-સર૦ શેલી: 'love's sad satiety' (To a Skylark).

**પૃ. ૧૯: પેગાસસ**—[21-12-41, 9-45 રાત્રે. જગન્નાથને ત્યાં પૂરું કર્યું: 22-12-41, 6-30 A.M. કવટી-ખોપરી મરાઠી શબ્દ છે.] પછી અંગ્રેજી નોંધ છે તેનું ગુજરાતી: [પેગાસસ-ગ્રીક પુરાણ કથાઓમાં જેની વાત આવે છે તે અમર પંખાળો ઘોડો. (પર્સિયસે મેડુસાને મારી ત્યારે તેના લોહીમાંથી એ ઉત્પન્ન થયેલો. પેગેસસ શિમેરાને મારનાર બેલેરોફોનનો વફાદાર અશ્વ બન્યો.) હેલિકોન પર્વત ઉપર એ અશ્વની ખરીના આઘાતથી હિપ્પોક્રીનનો ઝરો બહાર ફૂટી નીકળ્યો, જે પછીથી મ્યુઝીઝ(કલાદેવીઓ)ને અને તેનું પાન કરનાર સર્વ કોઇને પ્રેરણાદાયી બન્યો. આ રીતે પેગેસસને કાવ્યપ્રેરણાના મૂળ રૂપે લેખવામાં આવ્યો અને કેટલીક કથાઓમાં કલાદેવીઓના અશ્વને સ્થાને એ છે. પેગેસસ આકાશમાં ઉત્તરે એક નક્ષત્ર છે.] ૪ ગ્રીક પુરાણના ઘોડાની વાત હતી તેમાં ભારતીય સંસ્કૃતિના અશ્વમેધના ઘોડાને સંભારી સર્જક કવિના દિગ્વિજયનો ભાવ દર્શાવ્યો. પં. ૭-૧૦માં કલ્પનોડ્ડયનનો ઉલ્લેખ છે તો પં. ૧૧-૧૪માં કવટી-ખોપરી ઉખેડીને મગજનાં અંતસ્તમ દલોમાં સુપ્ત ભાવનાઓ જગાડવાની વાત છે. ૧૧ 'કવટી'-કવઠી જોઈએ. મરાઠી 'કવઠી'=ખોપરી. હસ્તપ્રતમાં ૮મી પંક્તિનું પાઠાન્તર 'આકાશફાળ શત જોજનની ભરીને'.

**પૃ. ૧૯: ઇકેરસ**—[19/20/22 Feb. 1942, Olpad]

ઇકેરસે પોતાને પાંખો લગાડી ઊડવાનો પ્રયાસ કર્યો હતો, પણ મીણથી લગાડેલી એની પાંખો આકાશમાં સૂર્યના તાપથી મીણ ઓગળી જતાં ખરી ગઈ અને એ નીચે સમુદ્રમાં પડ્યો અને નાશ પામ્યો એવી ગ્રીક કથા છે. [૭ 'યુવાસહજ એષણાની'-] ૧૩ અયુત-'રોકટોક વિનાનું, જોતરાયા વિનાનું' (યુ-જોડાવું, જોતરાવું ઉપરથી) એ અર્થ



લેવો રહેશે, અને નહિ કે 'દસસહસ્ર'. તું જે જોતરાયા વિનાનો તેણે પીધાં-એ રીતે અથવા અયુત 'ભર્ગ'નું વિશેષણ એ રીતે અર્થ કરી શકાશે.

**પૃ. ૨૦: એકો અને નાર્સીસસ**—૧-૬ એકો એ ગ્રીક દેવતાનું નામ છે. તે નાર્સીસસના પ્રેમમાં હતી અને પ્રેમમાં ને પ્રેમમાં એવી ઓસવાતી ગઈ કે છેવટે એના અવાજ સિવાય કાંઈ શેષ રહ્યું નહિ. ૧૧ નાર્સીસસ જળમાં પોતાનું પ્રતિબિંબ જોઈને પોતાના પ્રેમમાં પડી ગયો હતો.

**પૃ. ૨૧: જગજ્જનની**—અહીંથી પૃ. ૨૯ સુધીનાં ૧૧ કાવ્યો ઈશુ વિશેનાં છે. બાઈબલના નવા કરારનો પરિચય હોય તો એ યથાર્થતયા સમજાશે.

કવિએ 'અવતારના સાથી' એવું એક કાવ્યગુચ્છ કલ્પ્યું હતું. એક હસ્તપ્રતમાં એ મથાળું આપી નીચે "My humanity is the road by which man must trance."—Suso એ વચન ઉતાર્યું છે.

૩ ઈશુનાં માતા મેરી. ૧૬ સમુદ્રમંથનમાંથી અમૃત નીકળ્યું હતું તેમ શાન્તિ અને પ્રેમ રૂપી અમૃત સંસારાર્ણવમાંથી સારવનાર કોઇ પુત્ર માતાને પેટે જન્મે છે. ૧૭ સંસારાર્ણવમાં, સ્વાતિ નક્ષત્ર વખતે પાકતા મૌક્તિક જેવું, પુત્રમૌક્તિક પાકે છે.

**પૃ. ૨૨: જૉન ધ બાપ્ટિસ્ટ**—૧-૨ જ્યુડીઆમાં ઈશુનો પુરોગામી જૉન ધર્મબોધ કરતો અને જૉર્ડન નદીમાં જળ છાંટી, અંઘોળ કરાવી માણસોને પશ્ચાત્તાપ તરફ વાળતો. જૉને ઈશુની આગાહી કરી હતી: 'મારી પાછળ જે આવી રહ્યો છે તે મારા કરતાં ઘણો વધારે શક્તિશાળી છે.' જૉને ઈશુને જળ છાંટવાનો વિધિ કર્યો હતો. (મૅથ્યુ: ૩.) ૩ ગૅલિલીના શાસક હેરોડને જૉને કહેલું, 'ભાભીને તું પરણ્યો છે એ કાયદેસર નથી.' એથી એની પત્ની હેરોડિયાસ જૉન પર રોષે ભરાયેલી હતી. એક વાર એક જ્યાફતમાં દીકરીના નૃત્ય પર પ્રસન્ન થઈને હેરોડે વરદાન માગવા કહ્યું, ત્યારે તેણે મા(હેરોડિયાસ)ને પૂછીને જૉનનું મસ્તક માગ્યું, જે એને લાવી આપવામાં આવ્યું (માર્ક: ૬.)

**મૅરી મૉડલીન**—૨ બાળતી હતી–હોવું જોઈએ. ૫–૧૨ જૉન: ૮ પ્રમાણે કથા છે કે, ઈશુ સવારે મંદિરમાં લોકટોળા વચ્ચે બેસીને બોધ આપતા હતા ત્યાં પોથીપંડ્યા ને પાખંડીઓ એક વ્યભિચારિણી સ્ત્રીને લઈ આવ્યા ને પૂછ્યું કે 'હવે, મૂસાએ તો અમને આદેશ દીધો છે કે આવી સ્ત્રીઓને પથરે મારવી જોઈએ. પણ તારું શું કહેવું છે?' ઈશુએ જવાબ આપ્યો, 'તમારામાં જે પાપવિહોણું હોય તે પહેલાં એને પથરો મારે.' (જૉન: ૮–૭.) ૧૪–૫ એ મૅરી મૉડલીન ઈશુની પરિચારિકા થઈ. ક્રૂસ ઉપર ઈશુ ચડ્યા ત્યારે પણ એ ત્યાં હાજર હતી. ૧૬ એ ય થૈ–'એ' સ્ત્રી કોણ? માતા મૅરી પણ ક્રૂસ આગળ હાજર હતાં. તે ધન્ય થયાં એમ કહેવાનો શો આશય હોય? સમદુખિયાં બંને એકમેકની ઓથ સમાં હતાં–એ ઉપરથી?

પૃ. ૨૩: **પીટર**—મૂળ નામ સાયમન. ઈશુએ પીટર(=ખડક) નામ આપ્યું. ઈશુના ક્રૂસારોહણ પછી સંસારસમુદ્રમાંથી માનવોને તારવવા પીટર નીકળી પડે છે. પુનર્જીવિત થયેલા ઈશુ પણ એને 'મારાં ઘેટાં ચરાવજે' એવો આદેશ આપે છે. પીટર ખ્રિસ્તી ધર્મના એક સ્તંભરૂપ છે.

ધર્મગુરુ કૈઆફસને ત્યાં રાતે ઈશુને બાંધીને બધા વડાઓની મંડળી સમક્ષ ખડા કર્યા એ વખતે પીટર પણ પાછળ પાછળ મહેલમાં ગયો હતો. ત્યાં એક બાઈ 'તુંય ગૅલિલીના ઈશુ સાથે હતો' એમ બોલતી બોલતી એની કને આવી. પીટરે સૌની સમક્ષ ઇન્કાર કર્યો, 'તું શું કહે છે તે હું સમજતો નથી.' પછી બહાર ઢાળિયા નીચે એ ઊભો હતો ત્યાં બીજી બાઈએ ત્યાં હતા તેમને કહ્યું, 'આ ઇસમ પણ નઝરેથના ઈશુ જોડે હતો.' અને ફરી એણે સોગનપૂર્વક ના ભણી, 'હું એ માણસને ઓળખતો નથી.' અને થોડી વાર પછી ત્યાં પડખે જેઓ ઊભા હતા તે આવ્યા અને પીટરને કહેવા લાગ્યા, 'ખરેખર, તું પણ તે લોકોમાંનો એક છે, કેમકે તારી વાણી તને ઉઘાડો પાડી દે છે.' ત્યારે 'એ માણસને હું ઓળખતો નથી' એમ કહેતો એ શાપ



ને ગાળો બોલવા લાગ્યો. અને તરત જ કૂકડો બોલ્યો. અને પીટરને ઈશુએ પોતાને જે શબ્દો કહ્યા હતા તે સાંભર્યા, 'કૂકડો બોલે તે પહેલાં ત્રણ વાર તું મારો ઇન્કાર કરીશ.' અને એ બહાર ગયો અને દુઃખપૂર્વક આક્રંદ કરવા લાગ્યો. (–મૅથ્યુ:૨૬ પ્રમાણે. માર્ક:૧૪ પ્રમાણે બે વાર કૂકડો બોલવાનો ઉલ્લેખ છે. લુક:૨૨ પ્રમાણે, મહેલમાં તાપવા બેઠેલાઓ વચ્ચે જઈને ગોઠવાઈ ગયેલો પીટર ત્રણ વાર ઈશુ અંગે ના ભણે છે ને કૂકડો બોલે છે ત્યાં 'પ્રભુ એની તરફ વળે છે અને એની તરફ જુએ છે અને પીટરને એમના શબ્દો સાંભરે છે.' ઈશુએ પીટર ત્રણ વાર નકારશે એમ કહેલું તે અંગે જુઓ લુક:૨૨–૩૪, જૉન: ૧૩–૩૮.)

પૃ. ૨૪: **કૈયાફસ–હેરોડ ને બીજા**—કૈયાફસ જેરુસલેમના વડા ધર્મગુરુને પદે હતો, અને ઈશુને પકડાવી તે સમયના કાયદા વિરુદ્ધ રાતોરાત મુકદ્દમો ચલાવી મૃત્યુની સજા થાય તેને માટે બધું કરી છૂટનાર આગેવાન હતો. મૃત્યુની સજા હોય તો રોમના સૂબા પાઇલેટની અનુમતિ કાયદા પ્રમાણે આવશ્યક હતી. પાઇલેટ મોતની સજા ફરમાવતાં ખંચકાતો હતો. આ જવાબદારીમાંથી છૂટવા એણે એક રસ્તો અજમાવ્યો. ઈશુ ગૅલિલીના હતા, અને ગૅલિલીનો શાસક હેરોડ હતો. ભાગ્યવશાત્ આજે હેરોડ જેરુસલેમમાં હતો. એને જ મુકદ્દમો શા માટે ન સોંપવો? પણ તેમાં એ સફળ ન થયો. હેરોડે પાઇલેટનો આભાર માન્યો અને એના હસ્તક આવેલી વાત એ પોતે જ પતાવે એમ વિનંતી કરી. કેદીને એણે પાછો મોકલ્યો.

૧ ધર્મધુરીણ–ધર્મની ધૂંસરી વહન કરનારા, પોતે ધર્મનો ભાર ઉઠાવે છે એવો બહારથી ડોળ કરનારા, ધર્મધ્વજી–ધર્મનો ધજાગરો બાંધનારા, સાચેસાચ ધર્મનું પાલન કરનારા નહિ, Pharisees. સમાજરક્ષક–આંતર જરૂરિયાતથી ધર્મનું પાલન કરનારા નહિ, પણ દુનિયાદારીમાં એનો ખપ સમજી એનું ખોખું જાળવનારા, Sadducees.

૨ પોથીપંડિત-પ્રભુપ્રીતિના આતશવાળા સાચા સંતો નહિ, પણ ધંધાદારી દૃષ્ટિએ શાસ્ત્રને વળગેલા, Scribes.

**પૃ. ૨૫ : પાઈલેટને**—ઈશુના મુકદ્દમા વખતે પોન્ટિયસ પાઇલેટ, છ વરસથી રોમના શહેનશાહ ટાઇબેરિયસે જ્યુડીઆ પ્રદેશમાં મૂકેલો, સૂબો હતો. ૮ ટોળાએ ધર્મગુરુઓની ઉશ્કેરણીથી ઈશુને ક્રૂસ પર ચડાવવાની સજાની માગણી કરી ત્યારે પાઇલેટે "પાણી લીધું અને ટોળાની સમક્ષ 'આ ન્યાયી પુરુષનું લોહી વહેવડાવવા અંગે હું નિર્દોષ છું : તેનું તમે જાણો', એમ કહીને પોતાના હાથ ધોયા." (મેથ્યુ:૨૯–૨૪.) ૧૨–૧૩ સત્યથી હાથ ધોઈ.

**જ્યુડીઆમાં સવાર:** ઈશુને તકસીરવાર ઠરાવી સજા માટે સૂબા આગળ રજૂ કર્યા--તે પ્રભાત. જ્યુડીઆ પ્રદેશમાં—આખા જગત માટે—પ્રગટેલું, કહો કે આધ્યાત્મિકતાનું, પ્રભાત.

**જુડાસને**: જુડાસ ઇસ્કૅરિયટ, સાયમનનો દીકરો, ઈશુના પ્રથમ બાર મુખ્ય શિષ્યોમાંનો એક. છેલ્લી રાતના વાળુ પછી ઈશુ પર્વત-તળેટીએ જંગલને સીમાડે ઉપવનમાં વિસામા માટે ગયા હતા ત્યાં મંદિરના પોલીસો એમને પકડવા ગયા ત્યારે જુડાસ સાથે હતો. ઈશુને એણે ચુંબન કરીને ઓળખાવી દીધા હતા.

૧ ઊંચા કરી, એટલે કે ક્રૂસ ઉપર જડેલા હોઈ આશીર્વાદ માટે ઊંચા કરેલા લાગતા હતા તે. ૫ જુડાસે ત્રીસ રૂપાના સિક્કાઓ માટે ઈશુનો દ્રોહ કર્યો હતો. પણ પછીથી એને પસ્તાવો થયો અને મેં પાપ આચર્યું છે, મેં દ્રોહીએ નિર્દોષ લોહી વહેવડાવ્યું છે એમ કહેતો ધર્મગુરુઓ અને વડેરાઓ પાસે એ ત્રીસ સિક્કાઓ લઈ આવ્યો. તેઓએ કહ્યું: એમાં અમારે શું? તારું તું જાણે. અને તેણે રૂપાના સિક્કા મંદિરમાં ફગાવી દીધા અને ચાલ્યો ગયો અને જઈને ગળાફાંસો ખાધો. મુખ્ય ધર્મગુરુએ સિક્કા લઈ લીધા અને લોહીના પૈસા



પાછા તિજોરીમાં મૂકવા ઠીક નથી એમ કહી મસલત કરી અજાણ્યાઓની દફનક્રિયા કરવા માટે કુંભારોનું ખેતર તેમાંથી ખરીદ્યું. એ કુંભારિયું ખેતર લોહીનું ખેતર કહેવાય છે. જુડાસે દ્રોહથી મળેલું ધન ફેંકી દીધાની આ વાત કવિ કહે છે તેમ 'સહુ ભૂલતા હતા' એમ નથી. (જુઓ મૅથ્યુ:૧૭–૩થી૮.) જુડાસ ધર્મતૃષાથી પ્રેરાઈને બધું છોડીને ઈશુને વળગ્યો હતો; પણ એનું ધન પ્રત્યેનું વલણ કાંઈક જુદી રીતનું જોવા મળે છે. મેરીએ મોંઘા લેપથી ઈશુના પગ અર્ચ્યા ત્યારે જુડાસ બબડ્યો હતો: 'આ લેપ વેચી દઈ ત્રણસો ટકા ઉપજાવી ગરીબોમાં એની ખેરાત કેમ ન કરી?' જૉન:૧૨-૫ના આ પ્રશ્ન પછી તરત ૧૨-૬માં ઉમેર્યું છે, 'આ એણે કહ્યું તે ગરીબોની એને પડી હતી એટલા માટે નહિ, પણ તે ચોર હતો એટલા માટે, મંડળીની કોથળી એની પાસે હતી અને એમાં જે કાંઈ મૂકયું હતું તે એની પાસે હતું એટલા માટે.' ૧૩-૧૪ જુડાસ આપણી અંદર શોધવો સુશક્ય છે.

**પૃ. ૨૭ ગોલગોથા તરફ**: ગોલગોથા, જેરુસલેમના પાધરે એક સ્થળ, જ્યાં ગુનેગારોને વધસ્તંભે ચડાવવામાં આવતા. ગોલગોથાનો હીબ્રુમાં ખોપરીઓનો ટિંબો એવો અર્થ થાય છે. (જુઓ માર્ક : ૧૫–૨૨, જૉન : ૧૯–૧૭.) ૧ ઉન્મત્ત–બહેકેલી, બલકે ધર્મગુરુઓએ બહેકાવેલી. ૩–૪ એ વખતે રોમના શાસકોનો લાકડાના ચોકઠા પર ખીલે મઢીને દેહાંતદંડ (સિસેરોએ જેને "crudelissimum taeterrimumque supplicium"–ક્રૂરતમ બીભત્સતમ શિક્ષા–કહેલ છે) આપવાનો હીણો કાયદો પ્રચારમાં હતો, અને સજા વેઠનારે પોતે જ પોતાનો ક્રૂસ-વધસ્તંભ ઉપાડીને વધસ્થાને જવાનું રહેતું. ઈશુને એ રીતે ગોલગોથા સુધી જવાનું હતું. ૯–૧૦ અર્પીને. સુક્રતુ–સૉક્રેટીસ. ૧૧ हिरण्मयेन पात्रेण सत्यस्यापिहितं मुखम्। (ઈશાવાસ્ય–૧૫). ૧૨ સત્યધર્મ માટેની ખેવના સુક્રતુના ગ્રીસમાં હતી (પંક્તિ ૯-૧૦), ભારતમાં હતી (પં. ૧૧-માંના સૂચન પ્રમાણે), પરંતુ શાસકશક્તિ ધરાવતી રોમની સંસ્કૃતિમાં

એટલી કેમ વરતાતી નથી એ જાતની અકળામણ. સ્પર્શ્યું—પાઠાંતર 'જડયું.'

**સાયમન સીરાનિયન**: ૨ 'ઘૂઘવી' વાંચવું. ગોલગોથા તરફ વધસ્તંભ લઈને જતાં વાટમાં સાયમનને એ ભાર સોંપાયાનું મેથ્યુ, માર્ક અને લુક નોંધે છે: 'અને તેમણે, ગામડેથી આવેલા, પાસેથી પસાર થતા, એક સીરેનિયન, ઍલેક્ઝાન્ડર અને રૂફસના પિતા સાયમનને એમનો વધસ્તંભ ઉપાડવા ફરજ પાડી' (માર્ક:૧૫-૨૧). 'અને તેઓ એને દોરી જતા હતા, ત્યાં એમણે દેશમાંથી આવી ચડેલા એક સીરેનિયન સાયમનને પકડ્યો અને એને વધસ્તંભ આપ્યો, જેથી ઈશુની પાછળ એ ઉપાડીને તે ચાલે' (લુક:૨૩-૨૬). માનવજાતિના ઇતિહાસના એક હૃદયવેધક પ્રસંગે સીરેનીના અજાણ્યા વટેમાર્ગુ સાયમને એક ભારે મહત્ત્વની સેવા બજાવી છે અને પછી કશે એનું નામનિશાન મળતું નથી.

**પૃ. ૨૮ ઈસ્ટર**: પૂનમ પછી (૨૧મી માર્ચ અથવા તે બાદ) આવતા પહેલા રવિવારે ઊજવાતો ઈશુના પુનર્જીવનનો ઉત્સવ. ૧ પાઇલેટે ઈશુને વધસ્તંભની સજા ફરમાવી તે પછી સિપાઈઓએ 'કાંટાનો તાજ ગૂંથ્યો અને એમને માથે ગોઠવ્યો. પછી તે મુજરો ભરવા લાગ્યા: ઘણી ખમ્મા, યહૂદીઓના રાયાને!' (માર્ક: ૧૫-૧૭-૧૮.) ૪-૫ 'પછી સૈનિકોએ, તેમણે ઈશુને વધસ્તંભે ચડાવ્યા તે બાદ, તેનાં વસ્ત્ર લઈ લીધાં (અને ચાર ભાગ કર્યા, દરેક સૈનિકને માટે એક ભાગ) અને એમનો ઝભ્ભો પણ ઉતારી લીધો. હવે, ઝભ્ભો સાંધ વિનાનો હતો, મથાળેથી સળંગ વણેલો હતો. તેથી અંદરઅંદર તેઓ કહેવા લાગ્યા, આપણે એને ફાડીએ નહિ, પણ એ કોને ભાગે જાય તે માટે કિસ્મત અજમાવીએ.' (જૉન:૧૯-૨૩,૨૪). ૯ રખડુ-મેરી મૅાડલીન. ૧૧-૧૨ માતાની ઈશુએ એક શિષ્યને ભાળવણી કર્યાનો ઉલ્લેખ મળે છે. (જૉન:૨૩-૨૬,૨૭.)



**પૃ. ૩૦: બુદ્ધનું ચિત્ર**—૧૧-૧૨ જગતજનોનાં હૃદયમાં પ્રગટ થઈને તમે વિશ્વને પ્રફુલ્લ પ્રાણવાળું બનાવો. ૧૫ જગત ભૂતદયાના ભાવમાં જાગ્રત થાઓ! કવિએ ૨૬ કરેલું પાઠાન્તર [भूतदयां विस्तारय, तारय संसारसागरात्।]

**સખ્ય**—મૈત્રી, પારિજાત અને કપાસની. ૬ વરવું-કદરૂપું. ૮ તવ સત્કારે-ત્યારે તું પૃથ્વીને, એને ખોળે ફૂલો ભરીને, સત્કારે છે. ૯ તહીં-મારા વાડામાં. દેવવૃક્ષનો-પારિજાતનો. પારિજાત વસંતમાં નહિ પણ વરસાદ વરસ્યા પછી ખીલે છે, અને કપાસ પણ કોઈ ઋતુમાં નહિ ને પાનખર ઋતુમાં ખીલે છે. આમ, એ બંને મારા વાડામાં પાસે પાસે ઊભા છે એટલા પૂરતું એમનું આકસ્મિક સખ્ય જ નથી, પુષ્પપ્રફુલ્લ થવાની અનોખી રીત અંગે પણ છે.

**પૃ. ૩૧: લૅબર્નમને**—"સફરનું સખ્ય" (પૃ.૨) કરતાં હસ્તપ્રતમાં મળતો આ પાઠ વધુ સારો છે. તારીખ નથી.

**પૃ. ૩૨: સફેદ ચંપાનાં ફૂલોને**—હસ્તપ્રતમાં નીચેનું બીજદશાનું કાવ્ય મળે છે:

[રજનિમાં નભતારક ખીલતા.
ધવલ ચંપકનાં ફૂલ, શું તમે
દિવસના સ્તવતા અભિનંદનો!
૧૫ ૫/૬૪ ]

**અગ્નિસ્ફુલિંગ જ્યાંથી**—[Completed 1-12-41. 6 to 7 A. M.] ૧ આવળો-આવળનાં ફૂલ. ૭ ચિત્રો-ચીતરો; અગથિયો-અગસ્તિવૃક્ષ. ૯ 'કુંદ-ને'નો અર્થ હસ્તપ્રતમાં ફૂદડી કરીને આપ્યો છે 'કુંદ પુષ્પને'.

**પૃ. ૩૩: કેસૂડો અને સોનેરુ**—'કેસૂડો અને સોનેરુ'માં છેલ્લી પંક્તિ છે: 'મારા અનેક નિરખ્યા; તુંહિ છે પીતાંબર'. 'સ્વપ્નપ્રયાણ'ની હસ્તપ્રતમાં કવિએ સુધારેલો પાઠ વધુ સારો છે.

પૃ. ૩૪: **ગ્રીષ્મ અને વસંત**—સંસ્કૃત ऋतुसंहारम् ઉપરથી. પહેલી ચાર લીટી ગ્રીષ્મ અંગે, બાકીનું વસંત અંગે છે. ૨ સેજળ–સરિત્‌જલ. સર૦ 'જ્યાં સાવજડાં સેજળ પીએ'. ૭ 'ક્રીડોત્સુકો' જોઈએ. ૧૩ કેરીનું ફળ.

પૃ. ૩૫: **સરસ્વતી ચીવર વસ્ત્રધારિણી**—ગંગાનાં જળ શ્વેત હોઈ જાણે ઉપરથી શુક્લવસ્ત્રા વાગ્દેવી સરસ્વતી જ પૃથ્વી ઉપર સહસ્ર સ્રોતે વહી રહી હોય એવી કલ્પના કરી છે. સરસ્વતી=૧ સરસ્‌+વતી, પાણીવાળી, નદી; ૨ વિદ્યાની દેવી. ૧૬ હું એવું માગું છું કે વાગ્દેવી હવે ચીવર (ભિક્ષુઓની કંથા) ધારણ કરે. ૨૬–૮ મનુષ્યોને ઉદ્દેશીને.

પૃ. ૩૭: **ધરિત્રી**—૪ સિંધુતીરે-સિંધુનદીને તટે; નદીઓને કિનારે; સમુદ્રતટે. ૯ ભૂલ્યા–અમે વીસર્યા. ૧૧ કેસરીના ડગભર–'સિંહનાં ડગલાં ભરતો'–એ અર્થમાં વિચિત્ર પ્રયોગ. ૧૩ રાહુ–બ્રિટિશ સત્તાનો. ૧૫ તારી ગંગામાં પૃથ્વી ઉપરનાં માનવીમાત્રની આક્રંદગાથા શમાવીને, કો નૌતમાંગી સૃષ્ટિનું સર્જન કરવા માટે ભગીરથ સમા યુવાનો તેમ જ એમને પ્રેરણારૂપ બને અને સતત પરિશ્રમ કરે એવી યુવતીઓ ભારતમાં હું માગું છું.

પૃ. ૩૮: **શેષકથા**—આ અને એની પહેલાંની એ કૃતિનો વિષય છે ભારતનું પ્રાચીન ગૌરવ અને સાંપ્રતકાલીન અવદશા. અહીં હિમાદ્રિદર્શનથી એ બધું ચિત્તમાં પરિસ્પંદિત થાય છે. ૧૨ **હિમાની**–બરફનો પુંજ.

પૃ. ૩૯ : **મુંબઈને**—૫ ક્ષિપ્રા–અથવા સિપ્રા નદી, જેના તટ ઉપર ઉજ્જયિની નગરી હતી. અલકા–કાલિદાસે મેઘદૂતમાં વર્ણવેલી યક્ષ-નગરી, જેમાં ધનભંડારી કુબેરનો વાસ છે.

પૃ. ૪૧ : **જુલિયેટનું સ્મરણ**— ૬ "કેસૂડો અને સોનેરુ" માંનો 'એ રીતે ન જોયલું,' પાઠ આ સંગ્રહ માટેની હસ્તપ્રત કરતાં કવિએ ફેરવીને આ પ્રમાણે કર્યો છે.

**જુહૂકિનારે પૂર્ણિમાએ**—૩ તવ–ત્યારે. ૧૦ પ્રલયની ઝંખના.



પૃ. ૪૨ : **શિવ નિજ રૂપના**— ૯ હૃદયના ઓથારમાં આપણે શી ચીજ સંઘરી છે? કેટલાય દિવસોની–તે દિવસોનાં સ્મિતોની અને સ્મરણોની અને મેઘ જેવા ગાઢ વિષાદની–માધુરી. એ માધુરી હૃદયમાં સંઘરાઈ છે એનો જ જાણે આ ઓથાર ન હોય!

પૃ. ૪૩: **અલકલટની શોભા**—તારી અલકલટની, તારી અને તારો હૃદયરસ–બધું જ સુવર્ણઉજ્જવલ છે ને મારું હૃદય તો છે કથીરનું પાત્ર.

**હૈયે છુપાઈ**—"કેસૂડો અને સોનેરુ"માં ૫ 'એ ઉત્સવે શરીરના' અને ૮ 'ઉર આરઝૂનાં' છે. ૬ 'અણુય એય બધુંય ભૂલ્યાં'નું શિલ્પ નોંધપાત્ર છે.

**પુનરપિ, સખી!**—[4 A.M. 20th Aug. 1941]

પૃ. ૪૪: **એ નેનમાં**— ૪ દધિમંથન-ઉદધિના-સમુદ્રના મંથનને અંતે પદ્મજા-કમળા-લક્ષ્મી બહાર આવે એમ.

પૃ. ૪૫: **અયિ મન્મથ!**—૨ આવડા–આટલા. ૧૪ અરવા–અવાજ વગરની.

પૃ. ૪૯: **સ્વગત**— [Old poem rewritten – of 19–12–43/ 8–3–48.]પૃ.૫૦ ઉપર આ મથાળાવાળી બીજી કૃતિ છે એ ૧૯–૧૨–'૪૩ ની જૂની કૃતિ છે અને પૃ. ૪૯ ઉપરની આ એનું સંસ્કારેલું છેલ્લું રૂપ છે. ૧૧–૧૨ જીવનમાં,પ્રણયના અનુભવમાં પાછા ફરવાનું વિધિનું નિર્માણ નથી.

પૃ. ૫૦: **સ્વગત**— જુઓ આની પહેલાંની કૃતિ ઉપરની નોંધ.

**છબી**— દિનરજનીઓ વીત્યે ચંદ્રસમા મુખની છબી તો હૃદયમાં ઊંડે જડાય છે, લુપ્ત થતી નથી.

**પ્રગલ્ભ મધુમક્ષિકા**— ['I will give you invisible wings to fly.'] ૩-૪ તારી આપેલી પાંખ લઈને ત્રિભુવનના રસના સાર જેવું વારિ મેં ચાતક બનીને પીધું. ૧૪ તું ભૂલતી નહિ કે મૈત્રીમાં પ્રણયની સિદ્ધિ છે.

પૃ. ૫૧ સ્મરણો— ૬ [or સુમંદ મંદાનિલ સ્પર્શથી ફ્રૂજ.] ૮ પછી * કરીને નોંધ મૂકી છે: [સ્મરણો ૨ માં એનો Reference છે. એ ખંડ અધૂરો છે.] આ તિથિ કવિના જીવનની કોઈ અગત્યની તિથિ છે. ૧૧ બહેનની મૃત્યુતિથિ તો "સફરનું સખ્ય"માં 'નિર્દોષ ને નિર્મળ આંખ તારી' (જુઓ આ સંગ્રહમાં પૃ. ૨) ને 'વસંતપંચમીએ મૃત્યુ પામેલી બહેનને' મથાળું આપ્યું છે એ ઉપરથી પાંચમ છે.

ઉપમા—૨ 'અમૃત'માં અ (જેમ આની પહેલાંની કૃતિની પં. ૧૮માં 'સમૃદ્ધ'માં સ), પછીથી જોડાક્ષર આવતો હોય એમ, થડકાય છે. આ પંક્તિનું પાઠાંતર કવિએ આપ્યું છે: [ઉરનું અમૃત હોઠથી પીવા.] ૬ ભપકો–ઝળક.

પૃ. ૫૩: कें?—હસ્તપ્રતમાં નીચે નોંધ: [कें=નવ-પ્રણવ, નવ-ધ્યાનમંત્ર.] નોટબુકમાં મથાળું 'कें!' છે અને નીચે નોંધ છે: [સંક્રાન્તિ 14th Jan. 1948 evening/ 16th Jan. 1948 early morning. K =कें=નવ-પ્રણવ. New Dhyana Mantra (ધ્યાનમંત્ર).]

સ્લોવાટ્સ્કીને—નોટબુકમાં મથાળા નીચે: [Homage to Slowatcki]. કાવ્ય નીચે: [૭–૧૧–૪૭/૮–૧૧–૪૭].

પૃ. ૫૪: ઉપહાર—હસ્તપ્રતમાં કાવ્ય મથાળે: [W. B. Yeats] લખ્યું છે, પણ એ કવિની પંક્તિ સહીની ઉપર ઉતારવી રહી ગઈ છે. નોટબુકમાં

[Never give all the heart, ...
W. B. Yeats]

અને કાવ્ય નીચે [શરદપૂર્ણિમાની રાત્રે, મળસ્કે ૪ વાગે. 30th Oct. 1947] છે. યેટ્સનું કાવ્ય The Collected Poems પૃ. ૮૭ ઉપર છે. એ ૧૪ પંક્તિનું છે. આ અનુવાદ નથી. ૩–૪ મેં મારું હૃદય આપી દીધું; તેં અર્ધું તો આપ્યું છે, હવે અર્ધું આપીને અવકાશ પૂર અથવા તો મારું મને પાછું આપ.

પૃ. ૫૪: સ્મિતરેખ—[10. P.M./28-4-42]



એક હસ્તપ્રતમાં કાવ્ય નીચે: [27/28 April 42. This poem was meant to substitute an older poem, but now I take it as a new poem, or let this point remain undecided for the present.]

પૃ. ૫૫: તને અયિ સુહાસિની—[16-2-42 night.]

ઉમાશંકરને એમના કાવ્યના ઉત્તરમાં—ઉમાશંકર જોશીની કૃતિ (૩૦–૧૧–૧૯૪૧ની) માટે જુઓ "આતિથ્ય" પૃ. ૬૪–૫. એ બે ભાગમાં છે, બંનેને અંતે અનુક્રમે નીચેની બબ્બે પંક્તિઓ છે:

નવ હું કહું બોલવા તને,
વદવા દે ઘડી કિંતુ મૌનને.

*

શો વહે મુખર મૌનનો ઝરો!
ધન્ય એ તવ અચિંતવ્યું કર્યું.

(૧) ૩–૪ જરીક ફેરફારથી આ પંક્તિઓ પૃ. ૮૦ ઉપર 'પ્રણયે ...શાન્ત જ શ્રેષ્ઠ એક છે' એ કૃતિમાં (પં. ૧૧–૧૨) આવે છે. (એ કૃતિ ઉપરની નોંધ જુઓ.)

૬ અનિકેત: ઉમાશંકર જોશીના 'અપરાધી' (નિશીથ પૃ. ૩૭) માંના 'અનિકેત ભારતી'નો ઉલ્લેખ છે. ૭–૮ મને ખબર નથી કે ભારતીનાં વારિની ભરતી હવે ક્યાં સુધી ટકશે, કાવ્યસર્જન વેગથી ક્યાં સુધી ચાલશે.

૧૫–૧૬ સર૦ 'પ્રણયે...શાન્ત જ શ્રેષ્ઠ એક છે' (પૃ. ૮૦)ની પં. ૩–૪.

(૨) ૨૨–૨૩ હસ્તપ્રતમાં આ બે પંક્તિ અંગે: [૩–૧૨–૪૧ at Dawn 6 A.M. Had been to the station to receive હ૦. કૃત.

જીવન સખ્યથી ધન્ય થતાં સુધી
પ્રણયનું ધન ચોરવું ના કદી.

lines included in to-day's another poem.]
૯૦ એટલે કવિનાં પત્ની શ્રી હરવિલાસબેન.

(3) ૨૬-૩૯ [7 to 8 P.M. ૨-૧૨-૪૧.] હસ્તપ્રતમાં તે પછી આનો બીજો ભાગ [:૨:] ચારચાર લીટીની ત્રણ કડીઓ અને એ લીટીની ચોથી કડીનો છે: [૩-૧૨-૪૧. 4 P.M. કોર્ટમાં રસ્તામાં copied in the office of Kishenprasad & Co. Near Ralli.] પણ તેની સામે અને આ સંગ્રહમાં છપાયેલ પંક્તિ ૨૬-૩૯ની પાછળ નોંધ છે: [૧૨/૧૨/૪૩. બન્ને કાવ્યો ભેગાં કરવાં અને બીજાં કાવ્યની ૧,૨,૪ કડીઓ રદ કરવી.] ત્રીજી કડી સાચવવાનો ખ્યાલ છે, પણ તેય રદ થઈ છે. એ નીચે પ્રમાણે છે:

[રાઘવેન્દ્ર પદસ્પર્શથી શિલા
પામતી રૂપ સ્વયં પુનઃ પુરા
કંકરો ય મુજ ભાવના તણા
એમ પાન્થ પદસ્પર્શથી વહ્યા.]

૩૫ સરસ્વતી વરી નહિ, સરસ્વતીનું વરદાન મળ્યું નહિ. ૩૮-૯ પણ સરસ્વતી તો વરદા છે. ભલે એના તરફથી શાપ મળે કે વરદાન, બંને રીતે એનું તો વરદાસ્વરૂપ જ પ્રગટ થાય.

**પૃ. ૫૭: હૃદયદ્વાર ઉઘાડી**—[15-1-42. 11-50 A.M.] બીજી હસ્તપ્રતમાં મથાળે:

[मोह मोर मुक्ति रूपे उठिबे ज्वलिया,
प्रेम मोर भक्ति रूपे रहिबे फलिया।
रवीन्द्रनाथ]

અને નીચે: [Poetry does not state truth, it states the conditions within which something felt is true—Stephen Spender]

પહેલી હસ્તપ્રતમાં મથાળે રવીન્દ્રનાથની માત્ર બીજી પંક્તિ ઉતારી છે.



**ઉકેલી પોથી મેં**—[9-30 A.M. સવારે ૩૦-૧૨-૪૧.] ૩ ચાર હસ્તલેખોમાં 'દગો જોઈ તારા' છે. 'તારા' નવતર પ્રણયને શીખ્યો છું એમ અર્થ લેવાનો રહે. 'તારાં'ને બદલે 'તારા' લખાયું ગણતાં, તારાં દગો જોઈને નવતર પ્રણય શીખ્યો છું એ અર્થ. ૪ તું પોતે જ એ બધી વાત ભૂલી જઈશ? ૫ પાઠાન્તર [તું યે...જ્ઞાત કદી યે?]

**પૃ. ૫૮: આરાધ્ય**—૧૩-૧૪ હે આરાધ્ય, જે ક્ષણે તારી મૂર્તિ નિહાળીશ, તે ક્ષણે એને અશ્રુજળથી ધોઈશ.

**તું યે રમે**—[30-11-41 Night] ત્રીજી પંક્તિ ઉમેરી—[તુકાની કદી, ધૂર્ત, ચચલ ભલે તું માયાવિની! 8-1-42] અને એનો અંતભાગ બદલ્યો [ઉદાસ ક્યારેક તું. 8-1-42. evening]. એક હસ્તપ્રતમાં કાવ્ય નીચે: [Cunning=ધૂર્ત (આપ્ટે શબ્દકોશ).]

**પૃ. ૫૯: સવારના**—[6-1-42. 12-30 P.M. ઑફિસમાં.] મથાળું: [A Morning Thought (પુષ્પિતાગ્રા)], બીજી હસ્તપ્રતમાં સુધારીને [(અર્ધ-પુષ્પિતાગ્રા)] કર્યું છે. ૩ દધિ-ઉદધિ, સમુદ્ર. ૯ ગુજમહીં-(ગુજ=ગુહ્ય) છૂપી રીતે, મનોમન. ૧૧-૧૪ની બાજુમાં લખ્યું છે: [Change this. 29-4-42], પણ પછી બદલ્યું લાગતું નથી. ૧૩ પંક્તિ આરંભે * મૂકી નીચે પાદટીપ આપી છે:

[*Shall we remain friends so long as we live?
Yes.
Do you promise?
Yes.]

**મિલનસ્મૃતિ**—"સ્વપ્ન" નામની કાવ્યમાળામાં ૧૬મી કૃતિ. ૪ રદ કરેલ પાઠ-[પ્રિય મને પીત ફૂલ ખર્યાં હતાં.] હસ્તપ્રતમાં સામે કરેલા ઉતારા:

[I say she shall not die–
Richard Aldington.

---

NIKAROS
"The streets are narrow for my pain
That is so deep and wide. ..."
Poor Royal Blossom!

POTHULA
Oh, to hear her speak! She is no woman!
"A fairy's beauty clothed
In raiment white and fair!"
'Royal Blossom', a drama by Kostes Palamas.
(Present-day Greek Poet) 27–1–42]

**પૃ. ૬૦: મારાં કાવ્યો**—"કોકિલનીડ" નામની કાવ્યમાળામાં ૩જી કૃતિ. ૩ રદ કરેલ પાઠ–[જેવાં મોતી કોઈ કયારે જ આપે]. ૮ પ્રિયતમા, સરસ્વતી અને ગંગા એ ત્રણેની એક મૂર્તિ હોય એવું કેટલાંક કાવ્યો ઉપરથી સમજાય છે. અહીં પ્રિયતમાને ગંગા રૂપે કલ્પી છે, તો આની પહેલાંની જ 'મિલનસ્મૃતિ'(પં. ૯–૧૦)માં એનું શુકલવસ્ત્રાવૃતા સરસ્વતીનું સ્વરૂપ કલ્પ્યું છે, અને 'સરસ્વતી ચીવર વસ્ત્રધારિણી' (પં. ૧–૪)માં સરસ્વતીનું ગંગા સ્વરૂપ કલ્પ્યું છે.

**પૃ. ૬૧: જોઈશ આ હૃદય ભીતર**—"સ્વપ્ન" ખંડ ૧૨.

૧૨ શાને–શાને ખસેડે અને શાને પૂછે નહિ એમ દેહલીદીપ છે.

**અભ્યર્થના**—મથાળે [ગીતિ] અને નીચે–[Composed on 18–11–21, recast on 21–11–41]. 21 ભૂલથી 41ને બદલે લખાયું લાગે છે.

**પૃ. ૬૨: જાગેલાં આ કાવ્ય**—[9–12–41, at the Oxford University Press office at 3–30 P.M.] નીચે:



[Auspicious friend!
All my poems are prayers through you–
I praise therein phases of existence
that give glory to my life.]

૪ મહિમ્ન—महिमन् ઉપરથી મહિમા થાય, પણ પષ્ઠી એકવચનનું રૂપ महिम्नः બ્રાહ્મણ છોકરાઓને નાનપણથી महिम्नः स्तोत्रને કારણે ખ્યાલમાં તેથી અહીં 'મહિમા' માટે 'મહિમ્ન' યોજાઈ ગયું લાગે છે. 'મ્હિમ્ન' ઉચ્ચાર કરવાથી જ શાલિની છંદમાં એ નિર્વાહ્ય બને.

**સ્મરણ વિણ ના ર્‌હેવાયે તો**–ઉપરનાનાં સ્થળસમયના અનુસંધાનમાં નોંધ છે—[4 P.M. On the way home.] નીચે નોંધ—[Last line 5 O'clock morning, 10–12–41.]

**મૌને**–હરિણી છંદમાં બીજા યતિ પછી બે ગુરુ ઉમેર્યા છે. એક હસ્તપ્રતમાં પાછળની બાજુએ છંદને નિયમ પ્રમાણેનો કરવા પ્રયત્ન કર્યો છે. પહેલી પંક્તિને 'વચન થકી જે ક્‌હેવાયું ના, કિધું હતું મૌનથી' કરી છે પણ બીજીનો અંતભાગ પૂરો કર્યો નથી.

**એક ઊર્મિ**—[23–4–42. 12 noon /early evening.] મથાળું:[A Thought]. ૭ સર૦ 'પ્રણય-સિદ્ધિ છે મૈત્રીમાં' (પૃ. ૫૧).

**પૃ. ૬૩: અનેકરૂપિણી**—[15–4–42. 9–30 A.M. Home.]

**પૃ. ૬૪: કરુણ**—[Corrected. આ સુંદર હરિણીમાં છંદોભંગ હતો.] ૧ કવિકુલગુરુ–કાલિદાસ માટે આ પદ યોજાય છે, પણ અહીં વાલ્મીકિ માટે છે. ક્રૌંચ જોડામાંથી એક હણાતાં વાલ્મીકિનો શોક શ્લોકરૂપે પ્રગટ થયો હતો. (शोकः श्लोकत्वमागतः।) ૨ કવિના–હસ્તપ્રતમાં કલમ ઉપાડ્યા વિના 'વિ' પછી આવતો અક્ષર લખેલો હોઈ 'ના' વંચાય છે, પણ સંદર્ભ જોતાં 'કવિતા' જોઈએ. આ ચાર પંક્તિઓ પૃ. ૮૪ ઉપરના 'નયન મહીં મેં એના'માં વાપરી છે તેની હસ્તપ્રતમાં ચોખ્ખું 'કવિતા' લખેલું મળે પણ છે.

તું કોકિલા—[At Baroda station. 13-2-42. 11-30 P.M. night. Corrected 12-50 noon. 14-2-42. Bombay in office. rewritten.] [To keep only 3rd 4th lines. Rest of no use.—Rather poor sentiments-1-2 lines. 6-3-42].

જીવન મંગલ તારું નિત્યે—હસ્તપ્રતમાં મથાળે:

[जीवन, तव सुंदरता
सुन्दर होण्यांत सरे.]

—જીવન, તારી સુંદરતા સુંદર થવામાં છે. આ પંક્તિઓ મરાઠી કવિ શ્રી કુસુમાગ્રજ કૃત "જીવનલહરી"ની પં. ૭-૮ છે.

પૃ. ૬૫: પ્રતિશ્વાસે ઊગે—[Old poem of 1941. Revised (after visiting the parapet with દેવેન્દ્ર જોષી) 6-3-48 night.] મૂળ જૂનું કાવ્ય: [26-8-41 Corrected 31-8-41 (9-30 P.M.),7-10-41.] પહેલી હસ્તપ્રત ઉપર પાછળથી કરેલ નોંધ: [Incoherent hallucination. 28-1-48. Not to be published] પછીની હસ્તપ્રત પર નોંધ: [31-8-41. Part II only to be published પાછળ.] પછી સુધારેલો એ ભાગ પાછળ ફરી આપ્યો છે ને નીચે નોંધ કરી છે:

[અહીં શ્વાસે શ્વાસે હૃદયગુલ જુઓ પ્રફુલ્લી રહ્યું
નહીં લેશો કાંઈ? નહિ નહિ જરી કલેશ કરશો
વિચારી છેલ્લું એ, થઈશ કદી વા રંક દઈને.
અરે શ્વાસે શ્વાસે નવ-ગુલ ઊગે છે હૃદયનું.

This epigram to be retained. Other lines of the poem to be cancelled. 31-8-41.]

૧૯૪૮માં છેવટનું સુધાર્યું તેમાં 'ગુલ'નું 'પદ્મ' કર્યું છે. ૩૧-૮-૪૧નું મુક્તક ખરે જ જાળવવા જેવું છે.



૬-૭ આ પુષ્પ મારી પાસે છેલ્લું છે એમ માનીને અથવા તો એ આપી દેતાં હું રંક બની જઈશ એવું ધારીને તમે મનમાં ક્લેશ ન અનુભવશો, કેમકે અહીં મારે તો પ્રત્યેક શ્વાસે નવપ્રણયનું નવું પુષ્પ ઊગ્યાં જ કરે છે.

બચુભાઈને પ્રત્યુત્તર—[6-30 A.M. In my early morning sea-shore walk. 23-12-41.]

પૃ. ૬૬: પથસાથી—[6-15 P.M. to 9 P.M., 13-7-1941] ૪ 'સહપાન્થ'માં 'સહ' એ એક ગુરુને સ્થાને બે લઘુ છે. ૮ 'ઊર્મિરત'માં શ્લેષ છે. ઊર્મિ=૧ લાગણી, ૨ મોજું. ૯-૧૨ સર૦ પૃ. ૫૫ ઉપર 'નદવું શેં, નવ મૌન બોલતું?' અને પૃ. ૫૬ ઉપર ખંડ ૩. ૧૪ બધું હૃદયમાં દબાવી દે, અને પં. ૫-૮માં વર્ણવ્યો એવો એકાકી સાગર તે તારો સહપાન્થ હજો.

પ્રેમનાં બંધને—[26/27-4-42.] પુસ્તકમાં ૨૬-૨-૪૨ ખોટું છપાયું છે તે સુધારવું. હસ્તપ્રતની પાછલી બાજુએ ત્રણ વરસ પછીની નોંધ: [14-6-45. On making fair copy, I put the title તને-સૌને and make changes-ન ન્હાવા મુક્ત સૌ આજે, ન્હાવાને જેમ હું સદા.] પં. ૩માં 'તું' નું 'સૌ' જેમાં કર્યાની વાત છે તે બીજી હસ્તપ્રત જોવા મળી નથી. અહીં જે ત્રીજી હસ્તપ્રત ઉપરથી પાંચ પંક્તિ છાપી છે, તેની પં. ૪ને બદલે પહેલી હસ્તપ્રતમાં બે પંક્તિઓ છે:

[દૃષ્ટિ જો હોય તારે આ સૃષ્ટિસૌન્દર્ય પીછવા,
હૈયું જો હોય તારે આ માનવી પ્રેમ પામવા.]

પૃ. ૬૭: તને અધિક શેં ન ચાહું—[કાર્તક સુદ ૧, ૧૯૯૮ ૧૦/૧૨ a. m.] કાવ્ય નીચે નોંધ છે: [First line may be as under: તને દૂરથી જોઈને જીવન જાય ચાલ્યું ભલે.]

૧ 'છોને રહ્યાં': એક હસ્તપ્રતમાં 'છોને સદા' પાઠ છે.

**પૃ. ૬૮ : સુવર્ણ પ્રતિમા રૂમી**—[૨૫-૧-૩૯ 11-25 a. m.]

**પૃ. ૬૯ : સ્વાધ્યાય**—'સંક્રમણ' છાપભૂલ છે, 'ચંક્રમણ' જોઈએ. એક હસ્તપ્રતમાં મથાળા નીચે '[રથોદ્ધતામાં વિચાર ચંક્રમણ]' આપ્યા પછી ઉતારા છે:

[आत्मा विवक्षमाणोऽयं मनः प्रेरयते मनः। બોલવાને ઇચ્છતો આત્મા
મનને પ્રેરણા કરે છે.–संगीतरत्नाकर
मन एव मनुष्याणां कारणं बंधमोक्षयोः।—गीता]

मन एव–એ અવતરણ 'ગીતા'માંથી નથી, પણ મૈત્રાયણી-ઉપનિષદ(૪-૧૧) અથવા તો બ્રહ્મબિંદુઉપનિષદ(૨)માંથી છે.

**૧** : ૪ પાઠાન્તર [કાલિદાસનું અસૂંઘ્યું પુષ્પ તું]. **૨** : ૧૪ પાઠાન્તર [નારી! તારી છવિ શોધતો ફરું.] **૫** : ૧ સાગરા–મરાઠી ભાષા પ્રમાણે સંબોધનનું રૂપ. **૯**: એક હસ્તપ્રતમાં મથાળે–[14-3-43 धात्रीने नमः विधात्रीने नमः]; બીજીમાં [જીવને પ્રણયના સ્વરૂપમાં, સખ્ય એ જ પરમોચ્ચ સાધના] છે, પણ પછી ત્રીજી હસ્તપ્રતમાં તે પંક્તિઓ છેકી નાખેલી જોવા મળે છે. ચોથી પંક્તિનું પાઠાન્તર [મા, હું સખ્ય તુજ પામતો અહીં]. **૧૪** : [26-11-41. Corrected also on 29-11-41. There is a possibility of changing first six lines, at least first 2 or 3 lines.] તારીખ વગરની બીજી હસ્તપ્રતમાં પં. ૨થી ૬ નીચે પ્રમાણે છે:

[વીંધવા શર અનેક શબ્દના
છૂટતા, તદપિ ભાવ એ બધા
લક્ષ્યવેધી શર ચૂકતા, અને
મૃત્તિકા કણ સમા ઊડી જતા;
વેદના ય ઉરની લઈ જતા.]

૨૩-૬-૪૧ના કાગળમાં લખે છે: [રથોદ્ધતાવ્યાયામ વૈશાખની વાદળી જેવા છે. One or two pictures and some musings. I do not want to overstrain them nor me. For want of better occupation this is good.]



**પૃ. ૭૮ : આત્મા જા તું**—પહેલી હસ્તપ્રત ૯-૬-૪૧, જેમાં પહેલી પંક્તિના 'દિવસે' શબ્દ ઉપર '(કર્તા છે)' એમ નોંધ્યું છે. બીજી હસ્તપ્રતમાં પં. ૧૮-૧૯ સુધાર્યાની તા. ૨૪-૨-૪૮ છે. તેનું મથાળું: [A Prologue & An Epilogue]. હાંસિયામાં: [Final version for the present].

**પૃ. ૮૦ : પ્રણયે... શાન્ત જ શ્રેષ્ઠ એક છે**—આ કાવ્યની બે હસ્તપ્રતો છે, પણ એકે નીચે તારીખ નથી, પરંતુ તા. ૩/૪-૧૨-૪૧ના દિને લખાયેલ 'ઉમાશંકરને એમના કાવ્યના ઉત્તરમાં'–એ કૃતિના મૂળ ડોળિયામાં આ કૃતિની ૩થી ૧૬ સુધીની પંક્તિઓ (ખાસ તો આ સંગ્રહમાંની ઉત્તમ પંક્તિઓમાંની એ 'ધરતી પર જન્મી માનવી, । ધરતીની જ કથા નહિ કહે?) મળે છે. 'ઉમાશંકરને......ઉત્તરમાં' (પૃ. ૫૫)ની પં. ૩-૪

ઉર આર્દ્ર થયેલ આજ તે,
હણજો ના કદી કોઈનું ઉર.

આ કૃતિમાં પં. ૧૧-૧૨ રૂપે ફરી મળે છે:

ઉર આર્દ્ર થયેલ એકદા
હણજો ના કદી કોઈનાં ઉર.

અને એ કૃતિની છેલ્લી પંક્તિઓ (૧૫-૧૬)

વિધિને કરવું હશે શું યે!
વદવું શેં, જવ મૌન બોલતું?

આ કૃતિમાં પં. ૩-૪ રૂપે, થોડાક પરિવર્તનથી, યોજાઈ છે:

વિધિને કરવું જ જે બધું
વિધિ તે મૌનથી સાધતું સદા.

એ કૃતિનું ઢોળિયું સાત કડીનું છે, પણ પહેલી ચાર કડીનું જ (પૃ. ૫૫ ઉપરનું) 'ઉમાશંકરને... ઉત્તરમાં-૧' યોજ્યું અને બાકીની ૩ કડીઓનો આ કાવ્ય 'પ્રણયે... શાન્ત જ શ્રેષ્ઠ એક છે'માં ઉપયોગ કર્યો (ઉપર દર્શાવ્યા પ્રમાણે આગલી ચાર કડીમાંથી પણ ચાર પંક્તિઓનો ઉપયોગ કર્યો છે તે ઉપરાંત). એ ત્રણ કડીઓ :

૫

ઉરથી ઉભરેલ આ ગિરા
શમજો ના, ઉરને ય એ કહું,
ધરતી પર જન્મી માનવી,
ધરતીની જ કથા નહીં કહે?

૬

નહિ સોનલ વેળુમાં ઊગે
કમલો કાદવમાં જ ઊગતાં,
મનમાં જ મનોજ ઊગતો,
નવ એને ધરતી તણી તમા.

૭

નહિ કીચડ પદ્મ સૌરભે
સહુને કીચડ ના જ આવરે,
વિધિને કરવું ઘટે કરે
યદિ એ કીચડ પદ્મમાં ભરે.

૬માં પાઠાંતરો: 'ઊગે'ને ઠેકાણે 'કદિ'; બીજી પંક્તિમાં 'કાદવમાં જ'ને બદલે 'શાંત જલે જ' [૫-૧૨-૪૧] અને આખી પંક્તિને બદલે 'કમલો શાંત મીઠાં જલે ઊગે'; પં. ૧-૨ 'કમલો શાંત મીઠાં જલે ઊગે। નહિ ઊગે કદી હૈમ વેળુમાં' [૧૨-૧૨-૪૩, રાત્રે].

પૃ. ૮૧: ને—એક હસ્તપ્રતમાં: [૮-૨-૪૯. ૧૨ સવારે. Title may be શાશ્વતી તટે.] પણ પોતે જ આ સંગ્રહ માટેની નકલમાં મથાળું 'ને' રાખ્યું છે.



**ઊભાં પાસે, સામે—** 'સ્વપ્ન' નામની કાવ્યમાળાનું પહેલું કાવ્ય. ચોપડીરૂપે બંધાવેલી હસ્તપ્રતમાં ટાઈટલ-પેજ ઉપર 'સ્વપ્ન' મથાળું છે અને પછી નીચેનું અવતરણ છે:

[So hard it is to be truly Reasonable,
When you are a little crazy with a Romantic love.
—Richard Aldington]

અને સામેને પાને છે:

['अहमद' गति अवतारकी कहत सबै संसार।
बिछुरे मानुष फिर मिलै, यही हेतु अवतार॥]

હસ્તપ્રતમાં 'ઊભાં પાસે, સામે-' ('સ્વપ્ન'-૧)ના સામેને પાને અવતરણ છે:

[A theme! a theme! great nature give a theme;
Let me begin my dream.
—Keats]

૩ કીધું–કહ્યું.

પૃ. ૮૨: તરલતા દગની—'સ્વપ્ન'–૨ [2nd/3rd March 1941.] હસ્તપ્રતમાં સામેને પાને અવતરણ: [A Pearl, a Girl. —Browning]

**નવાં સ્વપ્નો જોઈ—** 'સ્વપ્ન' -૭. હસ્તપ્રતના સામેના પાના પર નીચેનાં અવતરણો છે:

[I understood that unto such torment
The carnal malefactors were condemned,
Who reason subjugate to appetite.
—Dante

Each man in his Spectre's power
Until the arrival of that hour,
When his Humanity awake
And cast his spectre into the Lake.
—William Blake]

એ હસ્તપ્રતોમાં 'ચિતા–અંગારાના...' એ આખી પંક્તિને બદલે માત્ર 'ચિતાના અંગારા–' છે. એકમાં મથાળું 'બારણે' છે, અને પહેલી અર્ધ–પંક્તિ નથી. 'બધું તારે માટે' પછી એક હસ્તપ્રતમાં 'તુજ શરીરની ભૂખ પૂરવા–' છે. એ હસ્તપ્રતોમાં ઉપાન્ત્ય પંક્તિનો પાઠ: [અને શબ્દો પેલા કવિવર તણા યાદ કરજે:]

**પૃ. ૮૩: ચિર વિષાદભર્યો:** [૧૭–૩–૪૧ 9 p.m.] 'સ્વપ્ન'–૩. હસ્તપ્રતના સામેના પાના પર નીચેનું અવતરણ છે:

[× × ×
And I was so miserable and in such agony of mind
It was like the dark night of the spirit
Which the mystics know when their God abandons them.
—Richard Aldington]

પં. ૧૧નું એક હસ્તપ્રતમાં પાઠાન્તર: [મદનનો જય જીવનમાં થજો]. ઉપાન્ત્ય પંક્તિનું પાઠાન્તર: [સાથી, સ્નેહી, સખી કિંવા પ્રેયસી મૅગ્ડલીન સમી,]. છેલ્લી બે પંક્તિઓનું પાઠાન્તર:

[ઈશુના જીવને સાથી પ્રેયસી મૅગ્ડલીન સમી
કૂટસ્થ કૃષ્ણને હૈયે જીવને રાધિકા સમી
દાન્તેની મુક્તિદા જેવી લાવજે વા બિયાટ્રીસ]

**પૃ. ૮૪: દિગન્ત મહીં**—[ફાગણ વદ ૦)) ૧૯૯૭ સાંજે સૂર્યાસ્ત 27–3–41] 'સ્વપ્ન'–૬.

**પ્રણયપ્રતીકે**—[4–4–41 10–25 a.m.] 'સ્વપ્ન'–૮ હસ્તપ્રતમાં સામેના પાના પર નીચેનું અવતરણ છે:

[Red Rose, proud Rose, sad Rose of all my days!
—W. B. Yeats]

**પ્રણયી થઈને**—'સ્વપ્ન'–૯. એમાં બીજી પંક્તિના પહેલા બે શબ્દો છોડી દીધા છે: [× × × × મર્મો કેરી અજાણ બની



ગુરુ.] નીચે પાઠાન્તર નોંધ્યું છે: [મુજ જીવનના મર્મો જોવા, અજાણ ગુરુ બની.] સામેના પાના પર નીચેનું અવતરણ છે:

[The eye is the first circle; the horizon which it forms is the second.
—Emerson]

**નયન મહીં મેં એના**—'સ્વપ્ન'–૧૦. બીજી પંક્તિનો છેકેલો અંતભાગ: [જેવો હતો × × આંખમાં]. સામેના પાના પર નીચેનું અવતરણ છે:

[The light of love in the eyes may take on a thousand forms: exultant jubilation, a trustful happiness; infinite appeasement, or promises untold; an adoration supreme, or a complex oblation; tenderness ineffable, or heroic resolves; implicit faith; unquestioning confidence; abounding pity; unabashed desire. ...
—Arnold Haultain (pub. Houghton Mifflin)]

'કરુણ' (પૃ. ૬૪) ઉપરનું ટિપ્પણ જોવું.

**પૃ. ૮૫: રતિને**—'સ્વપ્ન'–૧૧. પહેલી પંક્તિનું પાઠાન્તર: [તુજ નયનમાં...].

**આવે વસંત**—'સ્વપ્ન'–૧૫. એમાં સામે નીચેનું અવતરણ છે:

[अनन्यभाजं पतिमाप्नुहि त्वम्।
—कुमारसंभव ३–६३]

એ હસ્તપ્રતોમાં કાવ્ય નીચે: [સહકાર=આંબો], પ્રેસનકલમાં નીચે [સહકાર=૧ સાથ, ૨ આંબો].

**સાચે મને ગમતી**—પ્રગટ 'કેસૂડો અને સોનેરુ'માં (પૃ. ૩), 'જાસૂદ' શીર્ષકથી.

**પૃ. ૮૬: પાથેય જીવનનું**—[20–7–41 5 p.m.] મૂળ ચારમાંની બીજી પંક્તિ [આનંદ વા મિલન આશ? નહીં નહીં જ,] છેકીને નીચે લખ્યું છે [Cancelling this line 28/29th Aug. 1941].

**રાતાં યુવા-રુધિર-રંગી**—૪. [ધોળાં ગુલો પ્રણયની મૃદુ ભાવનાશાં] આ પંક્તિના છેવટના પાઠ પહેલાંના પાઠો:

[ધોળાં ગુલો, રજતશાં ઉર-રાગ જેવાં,
શો જેનો
ધોળાં ગુલો મૃદુમૃદુ ઉર-રાગ જેવાં
ધોળાં ગુલો મૃદુલ છે ઉર-રાગ જેનો]

૧૪ [...સર્જી લીધો મેં.] અને પછી નોંધ છે: [૫-૧-૪૨ Why not change to તેં?]

પૃ. ૮૯: **વિશાલાક્ષી**—એક છૂટા, પેન્સિલથી લખેલા, કાગળ ઉપર નીચે પ્રમાણે છે: [તમને મોકલવા કાવ્યોની નકલો ઉતાર્યા પછી સહેજ વાંચતો પડ્યો'તો ત્યાં આ નીચેનો epigram ઊતર્યો છે...] પછી આ કૃતિ આપી છે. નીચે સમયની નોંધ છે: [25-10-41 રાત્રે] પં. ૪ અદ્યાપિ-આજે પણ; અહીં અભિપ્રેત છે 'આજ સુધી'.

**તિમિર ગગને વ્યાપે**—[14-10-41. After Uma's departure for Madras. 6 p.m.] આ સમયનોંધમાં જેના નામનો ઉલ્લેખ છે તે અનેક દસકાથી હિંદમાં ઘણુંખરું મદ્રાસ (અડયાર) રહેતાં, ભારતીય સાહિત્ય અને સંસ્કૃતિમાં ઊંડો રસ ધરાવતાં પોલિશ સાધિકા Wanda Dynowska. બીજા વિશ્વયુદ્ધ વખતે એ હિંદથી પોલેન્ડ જવા નીકળ્યાં, પણ નાઝીઓએ એમને રુમાનિયાની સરહદેથી પાછાં વાળ્યાં. ત્યારથી હિંદને પોતાનું બીજું વતન લેખી, તેઓ અહીં રહ્યાં છે. ભારતની નાગરિકતાનો હક પણ એમણે મેળવ્યો છે. એમણે ઉમાદેવી નામ ધારણ કરેલું છે. બીજાઓની સહાયથી એમણે શરૂ કરેલી ઇન્ડો-પોલિશ લાયબ્રેરી પ્રકાશનમાળામાં સંસ્કૃત, પાલી, હિંદી, ગુજરાતી, મરાઠી આદિ ભાષાઓમાંથી અંગ્રેજી દ્વારા એમણે પોતે પોલિશમાં કરેલા અનુવાદોના ગ્રંથો, અને અન્ય પોતાના તેમ જ બીજાઓના મળીને



ચાળીસેક ગ્રંથો પ્રગટ થયા છે. મૂળ પોલેન્ડનાં, પણ આજે ભારતીય, એવાં આ સ્ત્રીલેખકને પોલેન્ડની સંસ્કૃતિ અને કલાની મિનિસ્ટ્રી તરફથી હિંદ-પોલેન્ડ વચ્ચેના સાંસ્કૃતિક સંબંધો અંગેના આગળ પડતા અર્પણ માટે પારિતોષિક આપવામાં આવ્યાની 'હિંદુ' દૈનિક (તા. ૨-૮-'૫૯)માં નોંધ છે....મૂળ પાંચમાંની બીજી પંક્તિ પછીથી રદ કરી છે તે: [તવ નભ મહીં માગે કોઈ નહીં વિધુની કલા]. 'માગે' ને 'કોઈ' પછી લઈ જવાની નિશાની કરેલી છે. પાઠાન્તર: [નભ મહીં તદા...પ્રકટી રહે].

પૃ. ૮૮: **પ્રણય ખાતર જ પ્રણય**—[17-12-41 on the way while returning from Jagannath's office. 6-15 p.m. Some lines added at night.]

આ કૃતિની ચાર હસ્તપ્રતો છે. તેમાંની બે રિંગ-ફાઈલમાં છે: ૧ પ્રથમ લખાણ. ૨-જેને મથાળે 'Final version' લખ્યું છે. પંક્તિ ૨૨નાં નં. ૨માં પાઠાન્તરો:

[ઉરસ્યોષ્મા માગે સુમસુરભિની તેય દઉં હું.
or ઉરે ઉષ્મા માગે ,, ,,
or ઉરોની ઉષ્મા વા ,, ,, ]

પહેલું પાઠાન્તર છેકી નાખ્યું છે અને છતાં આગળ ✓ નિશાની પણ કરી છે. છૂટા કાગળ ઉપરની બીજી બે વધુ હસ્તપ્રતો મળે છે. તેમાંની એકમાં—નં. ૩માં પહેલા પાઠાન્તર પ્રમાણે છે, જ્યારે નં. ૪માં આ સંગ્રહમાં છપાયા પ્રમાણેનો પાઠ છે. અહીં છપાયેલો કાવ્યનો પાઠ પં. ૨૨મી પૂરતો નં. ૪ પ્રમાણે છે એટલું જ, બાકીની બધી પંક્તિઓ નં. ૩ પ્રમાણે છે. હસ્તપ્રત નં. ૨ ('Final version')માં પં. ૨૨મીનો પાઠ હજી નક્કી થઈ શક્યો લાગતો નથી. એના નક્કી પાઠવાળી નં. ૪ તો જરૂર એની પછીની જ નકલ છે, અને નં. ૩ પણ નં. ૨ માંથી એક પાઠ કામચલાઉ સ્વીકારીને કરેલી નકલ લાગે છે. નં. ૨ ('Final

version')માં સામે પાને કેટલીક સૂચનાઓ અગત્યની છે. પં. ૬-૧૧ 'ચડેલું તારું જે...તુજ ગણું'ની કડી રદ કર્યાની નોંધ છે: [Stanza cancelled]. પં. ૧૭-૧૮ 'વહ્યાં કાવ્યોનાં...એ જ વિનતિ'નું ત્યાં પાઠાન્તર છે:

[ફૂટયાં પાતાળો આ મરુભૂમિ તણાં ને કવનમાં
વહ્યાં વારિ તુંથી—અધિકતર ઇચ્છું અવ વહે.]

એ કડીને અંગે નોંધ કરી છે: ['...last 2 lines cancelled']. ઉપરાંત પં. ૫ના અંતનું પાઠાન્તર-[...રતિ આજ ઢળાતી] અને પં. ૧૨-૧૩ને બદલે માત્ર એક જ પંક્તિ-[બધા અદ્યાપિના પ્રણય મહીં રહેતું અણપ્રીછ્યું] મળે છે.

પૃ. ૮૯: **દૃષ્ટિસાદૃશ્ય**—[20-4-42 Morning 10 a.m.]

**ડૂબે તર્કવિતર્ક**—[26-7-42 late night].

**થજો ન અનુદાર**—[4-5-42 9-15 a.m. First two lines were written in last year.]

પૃ. ૯૦: **પિવાડયો છે તેં આ**—[12-11-41 12-15 p.m.]

**પુન:નિમંત્રણ**—[29-4-'42 4 to 7 p.m. From Capitol Cinema to Office Home & Pedhi.]

પૃ. ૯૧: **પ્રણયઘનની ગાઢી**—૧૦ એ સજા–'એની સજા' એવો અર્થ અભિપ્રેત લાગે છે. મને પત્રમાં મોકલેલ નકલમાં મથાળે નીચેનું અવતરણ છે:

[નિરવધિ કાલ હૉય ત કખન ભૂલિબ શે ભાલોબાશા,
વિપુલ જોગોત હૉય ત કોથાઓ મિટિબ આમાર આશા?
—દ્વિજેન્દ્રલાલ]

કાગળની પાછળની બાજુએ લખ્યું છે: [દ્વિજેન્દ્રલાલનું અવતરણ સ્વપ્નસ્થે આપ્યું છે. રાણા પ્રતાપમાં રેવાની ઉક્તિ છે.] ઉપરાંત



નીચેનાં પાઠાન્તરો છે.–૪ [મધુરેવ, નર્તને]. ૭ [તુજ હૃદયને જાણ્યું ના મેં થયો અપરાધ એ?]

પં. ૯ પછી ત્રણ પંક્તિ વધારે છે:

[અવ ઉભયને જાણ્યાં ત્યારે પુન: રમશે નહિ?
નયન નયને, શબ્દે શબ્દે, સ્મિતે, ઉપહાર લૈ?
પુનરપિ નહિ લેવાં દેવાં નિમંત્રણ શું હવાં?]

૧૦ [તે સજા?] ૧૫ [પુન: પ્રકટાંવવા.]

પૃ. ૯૨: **પ્રેયસી તારી**—[6-5-42 7-30 a.m.] ત્રણ શબ્દોના પોતાને અભિપ્રેત ગ્રીકપુરાણકથાના પર્યાયો પેન્સિલથી અંગ્રેજીમાં આપ્યા છે. પ્રેયસી–[Eurydice], પાતાલો–[Hades] સુવર્ણદ્વારિકા–[Atlantis].

**ઉરમથનનાં**—[28-5-41 4-30 p.m. In a Bus from Churchgate station.] પ્રગટ 'કેસૂડો અને સોનેરું'માં (પૃ. ૩૨), અહીં ફેરફાર સાથે.

**વત્સલમિત્રાને**—[29-5-41 9-30 a.m. Returning from my Polish Lessons.] હસ્તપ્રતમાં 'વત્સલમિત્રાને' છેકીને 'સિન્ધુ વસ્યો દગમાં' એવું મથાળું કરેલું છે. ૪-૫ મારા સિન્ધુઓ અમિત છે. મારે મોતી કયા સિન્ધુમાંથી તાગવાં? વદને લસતાં વાત્સલ્યો જેવાં અગાધ સમુદ્રજલમાંથી? કે રંગોનો સિન્ધુ જેમાં વસેલો છે તે દગમાંથી?

**જીવને પ્રણય એમ આ હતો**—પ્રગટ 'કેસૂડો અને સોનેરું'માં (પૃ. ૧૩-૧૪). ત્યાં મથાળું નથી, અને આરંભમાં નીચેનું અવતરણ છે:

["And How Was It That Love First Came To You"
—Rilke]

અને કાવ્ય પૂરું થયા પછી નીચેનું આપ્યું છે:

[Rainer Maria Rilke (1875-1926)

જર્મન ભાષાના સમર્થ કવિઓ વૉગેલ વેઇડ, ગેટે, સ્ટેફાન જ્યૉર્જ અને રિલ્કે. સમકાલીન બ્રિટિશ કવિઓ ઑાડેન-સ્પેન્ડર વગેરે ઉપર રિલ્કેની ઘણી અસર કહેવાય છે. એની શ્રેષ્ઠ કૃતિઓ તે 'ડુઇનો એલેજિઝ' અને 'સૉનેટ્સ ટુ ઑારફિયસ'.]

૨૩ વીસરે–વીસરાય, ભૂલી જવાય.

**પૃ. ૯૪: પરાજય**—પ્રગટ 'કેસૂડો અને સોનેરુ'માં (પૃ. ૩૭–૪૫).

**પૃ. ૯૯: તાંડવ**—પ્રગટ 'પ્રસ્થાન'માં, પછી 'સફરનું સખ્ય'માં (પૃ. ૪–૫).

૧૯૨૫ થી ૧૯૨૮ સુધીની તારીખોવાળી કૃતિઓની હાથપોથી-માં ૧૯૨૫ની કૃતિઓ સાથે 'તાંડવ' શીર્ષકવાળી કૃતિ મળે છે, જે આની પં ૫થી ૨૦ અને ૨૯–૩૦ની બનેલી છે. તેમાં આ કૃતિની પં. ૧૮–૨૦ નીચે પ્રમાણે છે:

[નૃત્તે પૂરાં રસિક ગૌરી નીચું જુએ છે.
દેવી મયૂર સહ સંગીત ગાય ધીમું
વીણા વિશારદ મુનિ સૂરમાં રમી રે'.]

આની પં. ૩૦માંના 'પ્રલયેશ' ને બદલે તેમાં 'પ્રલયનાથ' છે.

**પૃ. ૧૦૨: कोजाग्रि ?**—कोजाग्रिના અર્થ માટે જુઓ 'કોકિલાને-૧' (પૃ. ૧૪૯) ઉપરનું ટિપ્પણ. પ્રગટ 'કેસૂડો અને સોનેરુ'માં (પૃ. ૬૯–૧૦૯). ત્યાં કાવ્ય શરૂ થતાં પહેલાં સામેના પૃષ્ઠ (૬૮) પર નીચેનું અવતરણ આપ્યું છે:

["All art is a means to gain a hold on fate."
—Andre Malraux]

પૃષ્ઠ ૬૯ ઉપર કાવ્યના શીર્ષક પછી નીચેનું છે:

[વિાઈચેહ બાંકના "ધ્વનિજાગૃત પીટર" નામે અઢાર
કાવ્યોના ગુચ્છનો મૂળ પોલીશમાંથી અનુવાદ
તૈયાર કરનાર
**હરિશ્ચંદ્ર ભ. ભટ્ટ**



કયારે કયારે જીવનમહીં ટૌકાર ગેબી સુણાયે,
બોલાવે એ ઉરમથનનો નાદ નિર્ભ્રાંત થાવા.]

પછી પૃ. ૭૦ ઉપર અર્પણ છે:

[શ્રી. ઉમાદેવી [વાન્ડા ડીનોવસ્કા]ને
–સૌ માંગલ્યોની ધાત્રી–]

શ્રી ઉમાદેવી અંગે 'તિમિર ગગને વ્યાપે' (પૃ. ૮૭) ઉપરનું ટિપ્પણ જોવું. પૃ. ૭૧ થી ૮૨ સુધી કાવ્યનો 'પરિચય' (લે. નગીનદાસ પારેખ) છે અને પૃ. ૧૦૯ ઉપર 'અનુવાદકર્તાની નોંધ' (લે. 'હ. ભ.') છે, તે બંને નીચે ઉતાર્યાં છે.

## પરિચય

"સાહિત્યમાં પ્રજાની જીવનભાવના, આશાઓ, આકાંક્ષાઓ અને મંથનો વ્યક્ત થાય છે, એટલે કોઈ પણ પ્રજાના સાહિત્ય મારફતે તેનો પરિચય મેળવીએ છીએ, ત્યારે જાણે આપણે તે સમસ્ત પ્રજાના અથવા કહો કે રાષ્ટ્રપુરુષના અંગત પરિચયમાં આવતા હોઈએ એવો અનુભવ થાય છે. આજે જ્યારે સારે બહાને તેમ જ ખોટે બહાને જગતના દેશો એકબીજાની વધુ નિકટ આવતા જાય છે, ત્યારે એ બધા દેશો વિશે માહિતી મેળવવાની ઇચ્છા તો સૌને થાય છે જ; પણ સામાન્ય રીતે આપણે ઐતિહાસિક, ભૌગોલિક, રાજકીય કે આર્થિક માહિતીથી સંતોષ માની લઈએ છીએ, એ બરાબર નથી. એ બધાંની પાછળ એ પ્રજાનો જે પ્રાણ ધબકી રહ્યો હોય છે તેનો પરિચય સાધ્યા વિના આ બધી માહિતી નકામી જેવી જ રહેવાની. અને એ પ્રાણપરિચય તો તે દેશનું સાહિત્ય જ આપણને આપી શકે. વિશ્વસાહિત્યનો પરિચય પણ વિશ્વપરિચય જેટલો જ રોમાંચક, પ્રેરક, બોધક, આનંદદાયક અને સંસ્કારક હોય છે. સાહિત્યનાં નવાં નવાં સ્વરૂપો બતાવી તે આપણી દૃષ્ટિને વિશાળ અને ગ્રહમુક્ત બનાવે છે, અનેક માનવ-હૃદયોનો અંતરતમ પરિચય આપી આપણી માનવતાને વિકસાવે છે, અને માનવ-આત્માની પ્રધાન ઝંખનાઓ સર્વત્ર અને સર્વદા સમાન જ છે એ બતાવી આખી માનવજાત સાથે આપણું અનુસંધાન કરે છે.

આપણને વિશ્વસાહિત્યનો જે કંઈ થોડો પરિચય છે તે લગભગ બધો જ અંગ્રેજી અનુવાદો મારફતે મળેલો છે. એ અનુવાદો વિશે અનુકૂળ પ્રતિકૂળ કોઈ પણ પ્રકારનો અભિપ્રાય વ્યક્ત કર્યા વિના પણ એટલું તો જરૂર કહી શકાય કે આપણે પોતે સીધા તે તે ભાષા શીખીને તે તે સાહિત્યનો પરિચય મેળવીએ એના જેવું તો એકે નહિ. એ રીતે વિચારતાં ફ્રેંચ, જર્મન, રશિયન કે બીજી કોઈ વિદેશી ભાષામાંથી સીધા થયેલા અનુવાદો આપણે ત્યાં અતિ વિરલ છે. એવી પરસ્થિતિમાં ભાઈશ્રી હરિશ્ચંદ્ર ભટ્ટ પોલિશ ભાષા શીખીને ત્યાંના નવયુવાનોમાં અગ્રણી ગણાતા એક કવિની ઉત્તમ કૃતિનો અનુવાદ આપે છે, એ ઘણી જ આનંદની અને અભિનંદવા જેવી વાત છે. પોલિશ પ્રજાના ઇતિહાસનો એમને અભ્યાસ છે; એ વિશે એમણે એક પુસ્તક પણ લખેલું છે, એ પ્રજાની સંસ્કૃતિ પ્રત્યે એમને મમત્વ જાગેલું છે અને એ રીતે એ પ્રજાના સાહિત્યને આપણી સમક્ષ રજૂ કરવાના એઓ પૂરા અધિકારી છે. મને પોલિશ ભાષાનો બોધ નથી એટલે એ દૃષ્ટિએ તો અનુવાદ વિશે હું કશું કહી શકું એમ નથી; પણ આટલી તૈયારી પછી થયેલો અનુવાદ મૂળનો ખયાલ આપવા સમર્ હશે એવી આશા જરૂર રાખી શકાય.

ભાઈશ્રી હરિશ્ચંદ્ર સાથે વાતો કરીને અને એમણે આપેલું સાહિત્ય વાંચીને પોલાંડ વિશે અને આ કાવ્યના કવિ વિશે મેં જે જાણ્યું છે તેમાંથી બેત્રણ વસ્તુ અહીં નોંધવા માંગું છું. એક તો એ કે પોલાંડને એનાં પડોશી રાજ્યો અનેક વાર વહેંચી ખાઈ ગયાં છે અને એ વારેવારે કાળિકા માતાના ફૂકડાની જેમ તેમનાં પેટ ચીરી બહાર આવી એક થઈને ઊભું છે. આજે પણ એ દેશ પરચક્રની યાતના ભોગવી રહ્યો છે. જે દેશને પોતાની આગવી સંસ્કૃતિ છે, પોતાનું સાહિત્ય છે, સંગીત છે, કળાની સ્વતંત્ર ભાવના છે, જેની પ્રાણશક્તિ ખૂટી ગઈ નથી, જે હજી શોપેન (૧૮૧૦–૧૮૪૯) જેવા દૈવી સંગીતકાર, માટેયકો (૧૮૩૮–૯૩) જેવા દેશપ્રેમી ચિત્રકાર, મિત્સ્કયેવિચ (૧૭૯૮–૧૮૫૫) જેવા મહાન કવિ, સ્લોવાટસ્કી (૧૮૦૦–૧૮૯૯) જેવા રૂપક કલાકાર, સાહિત્યનાં નોબેલ ઇનામ મેળવનાર હેનરી સિંકિયેવિચ (૧૮૪૬–૧૯૧૬) અને ડબલ્યુ. રેમોન્ટ (૧૮૬૮–૧૯૨૫) જેવા સાહિત્યકારો અને બબ્બે વાર વિજ્ઞાનનું નોબેલ ઇનામ મેળવનાર મૅડમ ક્યુરી (૧૮૬૭–૧૯૩૪) જેવાં વૈજ્ઞાનિક પેદા કરી શકે છે, એ દેશમાં સ્વાતંત્ર્યની ઝંખના આખી પ્રજાને સદા બાળ્યા કરતી હોય એ સમજી શકાય એવી વસ્તુ છે અને તે એના સાહિત્યમાં પણ વ્યક્ત થયા વિના રહે નહિ. આથી જ



એમના અનેક ઉત્તમ કવિનાં કાવ્યોમાં સ્વતંત્ર પોલાંડનાં સ્વપ્નાં અને સ્વરાજ્યનાં ગૌરવાન્વિત ચિત્રો જોવા મળે છે.

બીજી વસ્તુ તે આ કવિનો જન્મકાળ. આ કવિનો જન્મ ૧૯૦૭માં થયો હતો, એટલે આજે એની ઉમર ૩૪–૩૫ વર્ષની હશે. આ હું એટલા માટે નોંધું છું કે એ કઈ પેઢીનો છે તે આપણને જાણવા મળે અને કંઈક તુલનાથી વિચાર કરવો હોય તો કરતાં ફાવે. ત્રીજી વસ્તુ એ કે એને પોતાના કુટુંબના વાતાવરણમાંથી દૃઢ ઈશ્વરાસ્થા મળેલી છે અને આજના જીવનના વિવિધ પ્રશ્નોનો સામનો થતાં એમાંથી એક પ્રકારની કર્તવ્યપરાયણ ધર્મશીલતા પ્રકટે છે, જેને આપણે સંત ફ્રાંસિસની ભાવના સાંથે સરખાવી શકીએ અને જેમાં ત્યાગ, સાદાઈ, અને ભૂતદયા પ્રધાન છે. ધર્મનાં રૂઢિગત સ્વરૂપ અને આચારોને ઉતારી નાખી, માનવ માનવના રોજના વ્યવહારમાં નિયોજી શકાય એવું ધર્મસ્વરૂપ આપણે પણ ઇચ્છીએ છીએ, અને ગાંધીજીએ ધર્મની વ્યાખ્યા 'આત્માની દૃષ્ટિએ પાળેલી નીતિ' એવી આપીને આપણા જમાનાની ઝંખનાને બરાબર વ્યક્ત કરી છે. આ રીતે ઘડાયલા માનસવાળી વ્યક્તિને જીવનમાં ક્યારેક એવી એક હાકલ આવે છે જેને એ અવગણી કે પાછી ઠેલી શકતો નથી. આવી હાકલ એ જ પ્રસ્તુત કાવ્યનો વિષય છે.

કાવ્યનો નાયક યાન્ન છે. નાયિકા એની પત્ની માર્યા છે. આખા ઘરમાં રાત્રિની અને કુટુંબસુખની શાંતિ વ્યાપેલી છે. એના વર્ણનથી કાવ્ય શરૂ થાય છે. એમાં જ આપણને કવિની મિતાક્ષરી છતાં કહેવાનું બધું કહી દેનારી શૈલીનો પરિચય થાય છે. એની ઉપમાઓ જોવા જેવી છે:

નિદ્રાની હેતાળ શાંતિ મહીં સૌ,
માતા જેવી વ્હાલસોઈ દીવાલો,
આપ્તો જેવી ગેહની શાંતિમાંયે
ન્હોતો ધીમો ઉંદરોનો અવાજ.

પારણે સૂતેલા બાળકનું વર્ણન પણ આકર્ષક છે:

હૂંફાળો શો નાનડો કો બિડાલ
સૂતો હોયે, એમ આહીં અચેષ્ટ,
જાણે ના કૈં, સાંભળે ના કંઈએ
એવો સૂતો પારણે હૃષ્ટ બાળ.

ત્યાં એકાએક દેવળની ઘંટા જોરથી વાગી ઊઠે છે અને તે સાંભળીને યાન્ન સફાળો જાગી જાય છે. આ ઘંટાનાદ જાણે કંઈ માગતા હોય એવું એને લાગે છે અને એ અવસ્થ બને છે.

બીજા કાવ્યમાં એનું મંથન છે. બીજાં બધાં જ્યારે કૌટુંબિક સુખની શાંતિમાં મગ્ન છે ત્યારે એક મને જ તમે કેમ બોલાવો છો? બીજાઓને તો તું માયાળુ ગોપાળ બનીને સંરક્ષે છે, તો પછી તને મારી જ શાંતિ કેમ કઠે છે? સંગીતના સૂરોની પેઠે આ ઘંટનાદો પણ અનંતમાં વિલીન થઈ જાઓ.

ત્રીજા કાવ્યમાં નાયક પોતે કહે છે કે આ હાકલ તો હું ઠેઠ બાળપણથી સાંભળતો આવ્યો છું. સચરાચર વિશ્વમાં તારો સાદ સંભળાઈ રહ્યો છે. તેં મારા સુખને મીણની પેઠે ઓગાળી નાખ્યું. એ વર્ણન ખૂબ સરસ છે.

ચોથા કાવ્યમાં એનું હૃદયમંથન વધુ તીવ્ર બને છે. એ પોતાનો સુખી સંસાર છોડી જતાં ડરે છે અને આ ધ્વનિના આકર્ષણથી પોતાનું રક્ષણ કરવા એ પોતાની પત્નીને પ્રાર્થે છે. આ ધ્વનિઓ તો 'આ નાનકડું બટકું એ સુખ-ભાખરીનું' ઝૂંટવી જવા ચહે છે.

પાંચમા કાવ્યમાં માર્યા પોતાના પતિને બચાવવાનો નિર્ધાર કરે છે. એ આખી ઉક્તિ બલિષ્ઠ છે.

ચોકી કરું શ્વાન થઈ હું બારણે,
અતંદ્ર હું રક્ષક દુઃખી પત્ની હું.
ક્રોધે વાળું મુઠ્ઠી હું ઈશ સામે
ઘંટાનાદે નાથને જો નિમંત્રે.

ત્યાર પછીના છઠ્ઠા કાવ્યમાં પતિની ચોકી કરતી માર્યાનું સબળ રેખાઓથી દોરેલું ચિત્ર છે.

સાતમા અને આઠમા કાવ્યમાં યાન્નની વસંતબહારે ખીલતી ગૃહકુંજનું ચિત્ર છે અને એની હૃદયરાજ્ઞીની અને ઈશ્વરની હાકલ વચ્ચે મચેલા ગજગ્રાહનો ઉલ્લેખ છે. આ ચિત્ર આપીને કવિએ યાન્નનું મનોમંથન વધારે ઉઠાવમાં મૂકી આપ્યું છે. નવમા કાવ્યમાં માર્યા ભોળપણમાં એમ માની લે છે કે હવે મારો પતિ નહિ જાય; ઈશ્વરના નાદ ઉપર મારો વિજય થયો છે. અને આ શાંતિમાં બે માસ વીતી જાય છે; પણ યાન્નનું ચિત્ત હજી સ્વસ્થ થયું નથી.



યુરોપનું ચોમાસું ખૂબ ગંદું હોય છે. દસમું કાવ્ય એના વર્ણનથી શરૂ થાય છે:

રસ્તા બધા કાદવથી ભરેલા
ગ્લાનિભરી આરઝૂ જેમ હૈયે.
રસ્તે સૂનો એકલો યાન્ન આવે
બોખા બુઢ્ઢા હોઠની ખાંસી જેવો.

યાન્ન વિચારે છે કે આ ચોમાસાના દિવસો જેવું જ મારું જીવન પણ થઈ ગયું છે.

અગિયારમા કાવ્યમાં યાન્નની અશાંતિ ઘણી વધી જાય છે. એ મૂઢ જેવો બની જાય છે. માર્યા અને પડોશીઓ પણ ચિંતામાં પડી જાય છે.

બારમા કાવ્યમાં તો યાન્નને પોતાને સમજાઈ જાય છે કે:

માર્યા! પ્રિયે કર ક્ષમા તુજનો નથી હું,
બોલાવતો ધ્વનિ મને ભગવન્તનો આ.

અને

રૂંધે મને કફન શી અત્ર સૌખ્યશાંતિ,
કિન્તુ પ્રમાદ ગળતો, ઊઠતો હત્રે હું.

તેરમા કાવ્યમાં કવિ માર્યાની લાચાર દશાનું વર્ણન કરે છે અને આખરે કહે છે:

માર્યા બિચારી ભયગ્રસ્ત માર્યા
નહીં જીતે તું ધ્વનિ જ્યાં નિમંત્રે!

ચૌદમા કાવ્યમાં બધાં એને આ સુખશાંતિથી ભર્યું ઘર ન છોડી જવા વીનવે છે, પણ એ તો–

વિષાદભારે વદતો ફરી ફરી,
નહીં નહીં હું, નહીં હું નહીં રહું.

પંદરમા કાવ્યમાં પહેલા કાવ્યમાં આવેલું યાન્નની સુખશાંતિનું વર્ણન પાછું આવે છે. એવી શાંતિમાં પણ યાન્નને ઊંઘ આવતી નથી. અને તે ઈશ્વરને આ ઘરમાંથી પોતાને છોડાવવા ધ્વનિઓ રૂપી ચાબખા મારવા વીનવે છે, અને ત્રણ જ શબ્દોના સોળમા કાવ્યમાં આપણે ધ્વનિને ઝંકારતા સાંભળીએ છીએ.

સત્તરમા કાવ્યમાં પૂઠે દોડતી પત્નીની વિનવણીઓને અને બાળકના રુદનને અવગણીને યાન્ન સદાને માટે ઘર છોડીને ચાલ્યો જાય છે.

એ ગયો ધ્વનિ-નિમંત્રણે ગયો,
નાદ–સાદ–રવ સાંભળી ગયો,
ઘાસ શું સુખ પગે છૂંદી ગયો,
અગ્નિમાં હૃદય બાળતો ગયો.

છેલ્લા અઢારમા કાવ્યમાં ભગવાનના નાદથી પરાજિત માર્યાનું ચિત્ર છે. એ ગાંડી થઈ ગઈ છે. ક્રોધથી મુઠ્ઠીઓ વાળી એ વારેવારે ઈશ્વરને શાપ આપે છે. આમ આ કાવ્યનો કરુણ અંત આવે છે.

આ કાવ્ય વાંચતાં બુદ્ધનું મહાભિનિષ્ક્રમણ આપણને એકદમ યાદ આવે છે, અને તેની સાથે એની તુલના આપોઆપ જ થઈ જાય છે. મહાભિનિષ્ક્રમણમાં નિષ્ક્રમણનો હેતુ તદ્દન સ્પષ્ટ છે, આમાં નથી; પણ અહીં પણ હાકલ કોઈ ઉન્નત કાર્ય માટે છે એ તો ચોક્કસ. આમ કાવ્યનો વિષય માનવજીવનનું એક સનાતન મંથન છે અને કવિએ એનું નિરૂપણ પણ ઉચિત સંયમથી અને સચોટ બલિષ્ઠ રેખાઓથી કર્યું છે, એ આપણે આ ટૂંકા સારમાંથી પણ જોઈ શકીએ છીએ. આવાં કાવ્યોમાં હાકલ સાંભળનાર વ્યક્તિનું ગૌરવ વર્ણવવા જતાં તેનાં સ્વજનોની ઉપેક્ષા થવાનો ભય રહે છે, પણ આ કાવ્યમાં કવિએ યાન્નની પત્નીને અને બાળકને સતત નજર સમક્ષ રાખી કાવ્યને ખૂબ અસરકારક બનાવ્યું છે. કાવ્યમાં યાન્નના મંથન જેટલો જ ભાગ માર્યાનો દૈવ સાથેનો ગજગ્રાહ પણ ભજવે છે. અને એથી જ મહાભિનિષ્ક્રમણમાં આપણું ધ્યાન બુદ્ધના અસામાન્ય ત્યાગ તરફ જાય છે, તેમ અહીં આપણું ધ્યાન એવા ત્યાગ પાછળ રહેલા કારુણ્ય તરફ વધારે જાય છે.

હવે અંતમાં મારે એક જ વસ્તુ કહેવાની રહે છે, અને તે એ કે આવાં વિદેશી કાવ્યો પહેલે જ વાચને આપણને ન પણ આકર્ષે, એવું બને. એનાં કારણોમાં વિષયનું નાવીન્ય, શૈલીનું નાવીન્ય, ભાવપ્રતીકોનું નાવીન્ય, એમ અનેક વસ્તુઓ હોઈ શકે. પણ જો આપણે સહૃદયતાથી એનું પરિશીલન કરીએ તો આપણે એનો રસાસ્વાદ જરૂર લઈ શકીએ. અને એમ નવાં નવાં સાહિત્યનો આસ્વાદ લેવાની શક્તિ કેળવવી એ પણ એક સંસ્કારની કેળવણી છે, અને જીવનમાં ખૂબ ઇષ્ટ છે.”

મુંબઈ
૨૦-૧૨-૪૧

—નગીનદાસ પારેખ



## અનુવાદકર્તાની નોંધ

“વોઈચેહ બાંક”નો પ્રથમ કાવ્યસંગ્રહ Heavenly Burden ૧૯૩૪માં પ્રકટ થયો. વાંચકોના અભિપ્રાયો લઈને એ વરસનું સાહિત્યનું પારિતોષિક એ સંગ્રહને આપવામાં આવ્યું હતું. એ પછી Melodies of Solitude ૧૯૩૬માં અને Angelic Monologues ૧૯૩૮માં પ્રકટ થયાં. અનુવાદિત કાવ્યો છેલ્લા સંગ્રહમાંનાં છે. મૂળમાં ‘પિટર’ને બદલે (અહીં) અનુવાદની અનુકૂળતા માટે ‘યાન્ન’ મૂક્યું છે. કવિએ આ અઢાર કાવ્યો લિયો ટૉલ્સ્ટૉયને અર્પણ કરેલાં છે.

સ્લાવ ભાષાઓનું વ્યાકરણ સંસ્કૃતને મળતું છે. તેમાંયે પોલિશ ભાષામાં સંસ્કૃતમાં છે તે પ્રમાણે સાત વિભક્તિનાં રૂપ છે, શબ્દસમાસો છે, ક્રિયાપદના સરખા ધાતુઓ છે. અહીં એની વિસ્તૃત ચર્ચા કરવા જેટલો મારો અભ્યાસ ઊંડો નથી.”

—ઉ. ભ.

**પૃ. ૧૧૬: માનવને**—પ્રગટ ‘કેસૂડો અને સોનેરુ’માં (પૃ. ૧૨). ૧૨ વિદ્યુતભાલે–વીજળીના ભાલા વડે.

**પૃ. ૧૧૭: મિત્રને લગ્નપ્રસંગે**—પ્રગટ ‘સફરનું સખ્ય’માં (પૃ. ૧૧). ‘પ્રસન્ન અમીવર્ષણ’ નાનાલાલના ‘પ્રફુલ્લ અમીવર્ષણ’ની યાદ આપે છે.

**સૈનિકની અંતિમ ઇચ્છા**—પ્રગટ ‘સફરનું સખ્ય’માં (પૃ. ૮-૯).

**પૃ. ૧૧૮: રતિનું સાન્ત્વન**—[2–12–38] પ્રગટ ‘સફરનું સખ્ય’માં (પૃ. ૧૭).

**પૃ. ૧૧૯: મળસ્કે ચોપાટી ઉપરનું લોકમાન્યનું બાવલું જોઈને**—[25–12–37] પ્રગટ ‘સફરનું સખ્ય’માં (પૃ. ૫–૬).

**પૃ. ૧૨૦: ઉરદ્દોલ**— [5–12–28], [7–12–37] પ્રગટ ‘પ્રસ્થાન’ ફાગણ ૧૯૯૫, ‘સફરનું સખ્ય’માં (પૃ. ૧૬).

**સમાધિ**—પ્રગટ ‘સફરનું સખ્ય’માં (પૃ. ૩–૪). પાદટીપ ‘સફરનું સખ્ય’ પ્રગટ થયાના વર્ષની ૧૯૪૦ની હોય એટલે પહેલો ખંડ ૧૯૩૦-૩૨માં રચાયેલો ગણી શકાય, પણ તેને અંગે [Revised 3–4–38] નોંધ મળે છે. બીજા ખંડની તા. [22–12–37]

પૃ. ૧૨૨: **વિલીન ગત થાવ**—[૨૧–૨૨–૨૩ સપ્ટેમ્બર ૧૯૪૮ સાથ દે or રહાય દે] ૬ થાય–છાપભૂલ છે, 'થાવ' જોઈએ.

**ઉમંગ અંગે**—[15–7–38] હસ્તપ્રતમાંની નોંધ: [(કાઢી નાખવા વિચાર છે.) This I am not going to include.]

પૃ. ૧૨૩: **પવન આવ**—હસ્તપ્રતમાંની નોંધ: [(આ પણ કાઢી નાખવા વિચાર છે.) છેલ્લી પંક્તિ સિવાયની ચાર લીટીઓ ક્યાંક stop-gap તરીકે ઠીક પડે.] એ ચાર લીટીઓ 'પવનને'(પૃ. ૭–૮)ની છેલ્લી કડીમાં ગૂંથી પણ લીધી છે. 'પવનને' ઉપરનું ટિપ્પણ પણ જોવું.

**આંસુએ એક વેળા**—"સ્વપ્ન અને કોકિલનીડ"ની કોરા કાગળોની બાંધેલી ચોપડીમાં બે કાવ્યમાળાઓ "સ્વપ્ન" અને "કોકિલ-નીડ" છે, તેમાં આ "**કોકિલનીડ**"ની પાંચમી કૃતિ છે. ૧ એક વેળા–હસ્તપ્રતોમાં 'એક વાર' છે.

પૃ. ૧૨૪: **આત્મા વેચી**—૯ પાઠાન્તર: [હરરાજીમાં આત્મ શાને મૂકે તું?] ૧૨ બે હસ્તપ્રતોનાં પાઠાંતરો અનુક્રમે [જીવ્યાની શી બીજી હોયે કમાણી?] અને [જીવ્યાની શી બીજી કોઈ કમાણી?] બીજું આપતી હસ્તપ્રતમાં નોંધ કરી છે: [or shall we make it જીવ્યાની **શૈં** બીજી કોઈ કમાણી? 27–5–41 or again જીવ્યાની શૈં બીજી હોયે કમાણી? 29–5–41].

**મળસ્કે કોકિલને**–"**કોકિલનીડ**"—૧.[2nd May 1941 5 a. m. to 6 a. m. Last 4 lines 3–4th May 1941.] બાંધેલી ચોપડીમાં શીર્ષક પછી તરત જ અર્પણ છે: [(Dedicated to the Polish Poet Wojciech Bak who could not resist the call of life)] ૨૩ 'જોવું અને' એ મૂળ પાઠ ['સાહિ-ત્યમાં'] છેકીને કર્તાએ નવો મૂકેલો પાઠ. ૩૧ કર્તાએ છેકેલો એક પાઠ ['આજે હવે શિવ ગયું, વિષ પીવું મારે?] અને પછી 'ગયું'



શબ્દ નિર્દેશીને નોંધ્યું છે: [or જતું? ગયું કેમ કહી દઉં? હજી જીવવું છે જ.] અને અહીં છાપેલો નવો પાઠ નોંધ્યો છે. બીજી હસ્ત-પ્રતમાં 'રહ્યું'ને બદલે 'રહે' પાઠ છે.

પૃ. ૧૨૬: **શ્રાદ્ધ**—[13–5–41. 6–0 7–15 p. m.]

"**કોકિલનીડ**"—૨. ૧૩ એક હસ્તપ્રતમાં નોંધ: [How can you say so? Fool! Make it આજે. 5–6–41]

પૃ. ૧૨૭: **મૌનની વાણી**—હસ્તપ્રતમાં નીચે નોંધ છે: [મૌનની વાણી તે કવિતા.]

પૃ. ૧૨૮: **જેવું ન અન્ય ઉરમાં**—[2–8–1941 10-45 a. m. —1 p.m.] એક હસ્તપ્રતમાં પં. ૯ને અંતે 'રાખી' શબ્દ અને પછી એક પંક્તિ હતી: [રાખે દૂરે મલિન ગંધ કુવાસનાની] પણ તે પંક્તિ પાસે લખ્યું છે કે [May drop this line]. એ પંક્તિ છેકેલી છે અને 'સૌન્દર્ય-સોમ-રસ-પાન સદા કરાવે' એ, આ સંગ્રહમાં છાપેલી પંક્તિ લખીને એનો નિર્દેશ કરી કાવ્ય નીચે નોંધ કરી છે: [This line has been changed-night ૧૫–૧૧–૪૧]. તારીખ આગળ [શિશુ દિલ રીઝવા—] એવો પંક્તિખંડ પણ છે. 'આજે એ ના બને તો' આગળ [(ખંડ સર્ગ૦)] અને છેલ્લી પંક્તિ નીચે [(માલિની)] લખેલું છે.

**સ્મરણો**—[15–5–39] પ્રગટ 'કેસૂડો અને સોનેરુ'માં (પૃ. ૧૦-૧૧). ૧૭ 'ખરીને' છાપ ભૂલ છે, 'ગરીને' જોઈએ. ૨૭ 'કેસૂડો અને સોનેરુ'નો પાઠ:

સ્મર્ણો કેરો—
ને તૂટે દોર મારી......

૧૫–૫–૩૯ની હસ્તપ્રતમાં મથાળું છે '**જીવનનાં થોડાં સ્મરણો**' અને નીચે છંદનું નામ લખ્યું છે 'સંમિશ્ર.' આરંભમાં ચાર પંક્તિઓ વધારે છે:

[મયૂરનું નર્તન અંગમાં ભરી
નિનાદ લૈ કોકિલનો સગર્વ
વજ્રી તણી દુર્ધર શક્તિ ધારી
હું નીકળ્યો જગતમાં પુરુષાર્થ માટે.]

અંતમાં છેલ્લી ૨૭મી પંક્તિને બદલે નીચે પ્રમાણે છે:

[સ્મર્ણો કેરો—ને તૂટે દોર મારી
નિ:શ્વાસે એ ગુહાના અતલ તલ પરે. દોર તૂટી પડી, ને
હૈયે મારે હાથ મૂકી પડ્યો છું.]

હસ્તપ્રતના પાના પર નીચે સંસ્કૃત પંક્તિ છે: [पुंसां श्रद्धाशालिनी विष्णुभक्ति:।]

**પૃ. ૧૩૦: વૈશાખની એક સવારે**—[18–5–41 11-30 a. m. 19–5–41 5 p.m.] “**કોકિલનીડ**”–૪. ત્યાં મથાળું છે ‘કોકિલને’ અને નીચે નાના કૌંસમાં આપ્યું છે: [(વૈશાખની એક સવારે મધ્યાહ્ન પહેલાં)]. બીજી પંક્તિ આગળ [Change] એમ લખ્યું છે પણ બે હસ્તપ્રતો છે તેમાં ફેરવેલી નથી. પાંચમી કડીનો આરંભ એક હસ્તપ્રતમાં [ઓરટ્રા ધામા તિરથ-મૂરતી મેરીની રાખતી એ। આંખો સામે,] છે, પણ પછી છેકીને અહીં સંગ્રહમાં છાપ્યા પ્રમાણે ફેરવી છે. પં. ૯ ટાટ્રા–પોલેન્ડ, ચેકોસ્લોવાકિયા અને હંગેરી વચ્ચેની કાર્પેશિયન ગિરિમાળાનું સર્વોચ્ચ શિખર, પોલેન્ડને મન એ હિંદને મન જેવાં હિમાદ્રિશિખર છે તેવું છે. ૧૧ ઉદધિ-નયના સરોવર ટાટ્રા પર્વત પર છે.

**પૃ. ૧૩૩: માનવ્ય લાજે**—[1-5-41 વૈશાખ શુદ ૫ 4-30 a.m.]

**સ્થલાંતર કરતાં**—[16-8-41 noon 5-45 p.m.] ૨૧-૨૨ સરખાવો ‘વર્તુળે’ (પૃ. ૧૨૨).

**પૃ. ૧૩૫: ના કૈં નવું**—એક હસ્તપ્રત નીચેની નોંધ: [Poem of 12–11–39 re-written 4–11–41 night] મિત્રને પત્રમાં



નકલ મોકલતાં લખે છે: [૧૯૯૬ના એસતે વર્ષે લખેલું કાવ્ય તમે જોયું છે. તમને કાગળ લખ્યા પછી એ **આખુ ફરીથી લખ્યું છે.** મૂળમાં જે પોચો ભાવાવેગ હતો તેને બદલે એમાં ધૃતિ જોશો. ૪–૧૧–૪૧] પત્ર નીચે પં. ૪ના ‘સાંભરે શેં?’ અંગે નોંધ કરેલી છે: [બે અર્થ–યાદ શાને માટે કરે, ભેગી કેવી રીતે કરી શકે]. પૂર્ણતાની સિદ્ધિ રૂપી ચંદ્રના ઉદય અંગેની છેલ્લી પંક્તિ વિશે હસ્તપ્રતની પાછળ નોંધ છે: [Utopiaમાં પણ પૂર્ણતા નહિ હોય કારણ કે પૂર્ણતા તે Relative Term છે. 4–11–41]

**પૃ. ૧૩૬: નવા વર્ષ માટે**—આની પૂર્વેની ‘ના કૈં નવું–’ કૃતિનું બે વરસ પછી કરેલું રૂપાન્તર. હસ્તપ્રત નીચે નોંધ છે: [12–12–43 old poem revised & rewritten]. પહેલી ત્રણ લીટી અગાઉની કૃતિની પં. ૪-૬ (પૃ. ૧૩૫) છે. મને મોકલેલી નકલમાં મથાળે છે: [The word of life is ‘HOPE’.]

**પૃ. ૧૩૭: કો બાલ્યના**—[12–8–41 Evening]

**જિન્દગી પિછાણનાર**—[24–3–42] સાતમી અને છેલ્લી પંક્તિ વચ્ચે બીજી છ પંક્તિઓ હસ્તપ્રતમાં છે:

[ડૂબનાર તે જ આજ સાગરો તરી ગયો.
જાણતો?
પિછાણતો?
ચાહનાર!
જીતનાર!
આજ ગર્વથી કહું: હું સાગરો તરી ગયો!]

‘ડૂબનાર તે જ આજ...’ આગળ કાવ્ય અટકાવવાનો પહેલાં ખયાલ હોય એવું કાવ્ય નીચેની નોંધથી લાગે છે: [આઠમી પંક્તિએ અટક્યો હતો. That means I thought myself sure of the

statement of the 8th line! But that was not–or rather is not the prevailing mood of these days.] સંગ્રહ માટે તૈયાર કરેલી હસ્તપ્રતમાં સાતમી અને છેલ્લી પંક્તિ વચ્ચે નીચેની ચાર પંક્તિઓ છે:

[ડૂબનાર તે જ આજ સાગરો તરી ગયો.
જાણતો? પિછાણતો? ભોમિયો થયો હતો?
ચાહનાર? જીતનાર? હારમાં જીત્યો હતો?
આજ ગર્વથી કહું: હું સાગરો તરી ગયો!]

બંનેમાંથી એકે પાઠ મૂળ કૃતિમાં ન રાખતાં (એટલી છૂટ લઇને), બંને અહીં નોંધ્યા છે.

**માનવને**—[20-12-41 11 p.m.–12 p.m. રાત્રે]

**પૃ. ૧૩૮: વિષાદ**—એક હસ્તપ્રતમાં શીર્ષક છે: [A Thought In Dejection (વિષાદવિચાર)].

**પૃ. ૧૩૯: મોક્ષ**— [તા. ૧૩–૧૧–૪૭ સવાર ૯–૧૧. બેસતું વર્ષ ૨૦૦૪ ગુરુવાર. ૪ સંગ્રહ માટેની હસ્તપ્રતમાં નોંધ: [તન્હા=તૃષ્ણા]. ફારસી 'તનહા'=એકલો.

**દ્વંદ્વાતીત થવું**—[12/15 morning in the Bus returning from Krishnamurti's talk. Discussion on getting out of the past etc. 20th Feb. 1948] બીજી પંક્તિનો કર્તાએ રદ કરેલો પાઠ: [સંસારે અખલુ–ખલુ...].

**જીવિત હેતુ અહેતુ**–[6–5–42, 8–10 a.m. Waiting for Bus.] ઉપરની સમય નોંધવાળી હસ્તપ્રતમાં બંને પંક્તિ ઊલટા-સૂલટી છે.

**ક્રન્દન**–આની સાથે જુઓ 'સ્થલ સ્થલ મહીં વિશ્વે' (પૃ. ૧૫૫). ૪૭–૫૧ મને પત્રમાં આ લીટીઓ મોકલેલી છે તેમાં 'કહીંકથી'ને



બદલે 'કહીં થકી' છે અને 'નાવાની જે દહી રહી જ્વાલ તેં' ને બદલે 'નાવાની જે ઉરે ધખતી ધૂણી' છે.

**પૃ. ૧૪૨: સપનું**—પ્રગટ 'કેસૂડો અને સોનેરુ'માં (પૃ. ૩૪).

**કવિ તારે કેટલાં હૈયાં**—પ્રગટ 'કેસૂડો અને સોનેરુ'માં (પૃ. ૩૫).

**પૃ. ૧૪૩: જીવન-મૃત્યુ**—પ્રગટ 'કેસૂડો અને સોનેરુ'માં (પૃ. ૨૫-૩૧). અહીં કર્તાએ કરેલા ફેરફારો સાથે. મુદ્રણ માટેની નકલમાં ખંડ ૫ નીચે [Must rewrite] અને ૬ નીચે [Rewrite] એવી નોંધો છે. ખંડ ૨ની એક હસ્તપ્રત નીચે [૪–૫–૪૧] અને ખંડ ૩ની નીચે [8 a.m. 5–5–41] સમયનોંધ મળે છે.

**પૃ. ૧૪૮: સંસિદ્ધિ સૌ**—પ્રગટ 'કેસૂડો અને સોનેરુ'માં (પૃ. ૬૭), બીજી પંક્તિ–'ઉરે વસ્યાં પ્રેમ તથા ચ આરઝૂ'–મુદ્રણ માટેની નકલમાં ફેરવેલી છે. એક હસ્તપ્રતમાં મથાળે [3-10–41] અને નીચે [a fragment] એવી નોંધ છે. ૪ 'હૉર્સપાવર' ઉપરથી.

**આશા**—[11-30 a.m. Office. 31–3–42].

**પૃ. ૧૪૯: તું સારથિ, તું જ પરંતપ**—પ્રગટ 'કેસૂડો અને સોનેરુ'માં (પૃ. ૪૮). અહીં, કર્તાએ કરેલ ફેરફાર સાથે. એક હસ્તપ્રતમાં શીર્ષક [પાર્થને] અને સમયનોંધ [૮–૭–૪૧ 6 to 6-30 p.m.] છે, અને પાછળ [સારથિ–માર્ગ કરનાર. પરંતપ–Tormentor of others] નોંધ્યું છે.

**કોકિલા–૧**–"**કોકિલની**ડ-૭, ૮." 'કોકિલાને–૧' એ કૃતિ 'કોકિલાને–૨'ની ૧૨ પંક્તિ 'કોજાગ્રિ?...'પછી પૂરી થાય છે.'કોકિલાને–૨'ની શરૂઆત ૧૩મી પંક્તિ 'ટૌકીને તું કયાં ગઈ કોકિલા ઓ?'થી (તેની પહેલાં 'કોજાગ્રિ, કોજાગ્રિ, કોજાગ્રિ' પંક્તિ ઉમેરવાની છે) થાય છે. આ રીતનાં બે કાવ્યો હસ્તપ્રતમાં મળે છે. મુદ્રણ માટેની નકલમાં

'ટૌકો' શીર્ષકથી બંનેની એક જ કૃતિ બનાવીને આપેલી છે જેમાં, હમણાં ઉપર નિર્દેશી તે 'કોકિલાને–૧' નીચે લઈ જવાથી 'કોકિલાને–૨'ની પહેલી ૧૨ પંક્તિઓ રદ કરેલી છે. છૂટી હસ્તપ્રતમાં તેમ જ 'સ્વપ્ન અને કોકિલનીડ'ની બાંધેલી હસ્તપ્રતમાં એ અલગઅલગ કાવ્યો છે, તેથી તે રીતે અહીં આપ્યાં છે.

કર્તાની નોંધ: [૩–૬–૪૧. જે ૧૮ પોલિશ કાવ્યોના ગુચ્છનો અનુવાદ કરું છું તેનું મૂળ નામ–ધ્વનિ જાગૃત પીટર–છે. મેં એનું નામ 'કોજાગ્નિ?' રાખ્યું છે અને કાવ્યવિષય સ્પષ્ટ થાય એથી નીચેની લીટીઓ મૂકી છે:

કયારે કયારે જીવન મહીં ટૌકાર ગેબી સુણાયે,
બોલાવે એ ઉર–મથનનો નાદ નિર્ભ્રાન્ત થાવા.

આ લીટીઓથી વિષય તરત સમજાઈ જશે. મારાં બે કાવ્યો–કોજાગ્નિ–વગેરે વાળાં એની અસર નીચેનાં છે. The poems under translation happened to coincide with my mood.]

પૃ. ૧૦૧ ઉપરના અનુવાદકાવ્ય 'कोजाग्रि?'માંના અને અહીં આવતા 'કોજાગ્નિ' શબ્દનો અર્થ શો? સંસ્કૃતમાં कोजागर એટલે શરત-પૂર્ણિમાએ થતો એક રમતગમતનો ઉત્સવ. મોનિયેર વિલિયમ્સ એક બીજો અર્થ નોંધે છે: 'કેટલાક પ્રમાણે क: અને जागरમાંથી, 'કોણ જાગે છે?' એવો આ રાત્રિએ સ્વર્ગથી ઊતરી આવેલાં, જે જાગતાં હોય તે તમામને ધનનું વરદાન આપતાં, લક્ષ્મીનો ઉદ્ગાર; એથી દેવીના માનમાં આ રાત્રિ ઉત્સવમાં ગાળવામાં આવે છે; લિંગપુરાણ.' ગુજરાતી–મરાઠીમાં 'કોજાગરી' શબ્દ વપરાય છે. કવિએ 'કોજાગ્નિ' (હસ્તપ્રતોમાં 'કોજાગ્રી' પણ છે) શબ્દ 'કોણ જાગે છે?'–એવા અર્થમાં વાપર્યો છે તે 'ધ્વનિજાગ્રત પીટર'ને બદલે એ 'कोजाग्रि?' શીર્ષક આપે છે અને આ કૃતિઓમાં 'નિદ્રામાંયે સુપ્ત', 'જાગું કયાંથી', 'ત્હારે



ટ્હૌકે કેટલાઓ ઊઠયા', 'જાગ્યા તેનીયે', 'જેને જાગી ઊઠવું,' 'જાગજે તું', 'જાગીને તું'–આદિ ઉપરથી સ્પષ્ટ થાય છે.

આ બે કાવ્યોના સંદર્ભમાં 'ક્રન્દન' (પૃ. ૧૩૯–૧૪૨)ની પં. ૪૩–૪૬ અને 'પથસાથી' (પૃ. ૬૬) પં. ૯–૧૨ 'મળસ્કે કોકિલને' (પૃ. ૧૨૪–૧૨૬) પં. ૧–૬, ૩૩–૩૫, વગેરે જોવું.

**પૃ. ૧૫૩: આ મંગલસ્નાનવિશુદ્ધ ગાત્રી**—[18–2–38 11-7-38.] [Revised & finished 2/4/38] પ્રગટ 'સફરનું સખ્ય'માં (પૃ. ૧૧). ૧ 'મંગલસ્નાનવિશુદ્ધગાત્રી'–. અવતરણ કુમારસંભવ ૭–૧૧માંથી છે. આરંભમાં મૂકવા માટેનું અવતરણ:—

[And hearken to the Bridal song,
She has waited, waited far too long.]

**પૃ. ૧૫૪: લગ્નતિથિએ**—[24–4–42; 11–30 a.m., 12–15 p.m. home & office.]

**પૃ. ૧૫૫: સ્થળસ્થળ મહીં વિશ્વે**—[10th & 13th Jan. 1942. 1–2–3–4 & 5 are basic lines. May be included in ક્રંદન–the rest may or to be discarded.] નિર્દેશેલી પાંચ પંક્તિઓ તે ૧ 'સ્થલ સ્થલ મહીં...', ૨ 'પ્રતિઉર સદા...', ૩ 'પ્રતિ-ઉર દહે...', ૪ 'ઉર–મન અને...', ૫ 'કહીં થકી પીએ...'. આ પાંચે પંક્તિ 'ક્રન્દન' (પૃ. ૧૩૯–૧૪૨)માં પં. ૬–૧૦ના ખંડક રૂપે સ્થાન પામેલી છે. મુદ્રણ માટેની નકલને મથાળે નોંધ: [આ કાવ્ય છાપવાનું નથી.] પં. ૬ના 'સુરસરિતની' ઉપર ત્રીજી એક હસ્તપ્રતમાં પાદટીપ: [સ્વર્ગંગા as well as સંગીતસૂર(?)] ૧૨ 'પુલિન' મુદ્રણ–નકલમાં પાદટીપ: [A Poem for Pulin Dutt who is experimenting in Child Art.] શ્રી પુલિન બિહારી દત્ત મુંબઈની એક શાળાના ચિત્રશિક્ષક, કવિના મિત્ર.

**અત્ર લુપ્તા સરસ્વતી?**—પ્રગટ 'કેસૂડો અને સોનેરુ'માં (પૃ. ૫-૯). ખંડ ૨, પં. ૩: અમરકોશની મારી પાસેની બે આવૃત્તિઓમાં अमरा निर्जरा देवाः પાઠ છે. ૩ શ્રી પશુપતિ ન. ભટ્ટ તે કવિના બનેવી. ૪-૬ એમનું મૃત્યુ ફાગણ વદ પાંચમે થયું હતું. એમને પરણાવેલાં, કવિનાં બહેનનું મૃત્યુ વસંતપચમીએ (જુઓ 'નિર્દોષ ને નિર્મળ આંખ તારી') થયું હતું. પિતાજીનું મૃત્યું ફાગણ સુદ આઠમે: થયેલું. ('વસંતની અષ્ટમી શુક્લ પક્ષની' પૃ. ૫૨, તે ઉપરનું ટિપ્પણ લખ્યા પછી આ તિથિઓ મળી છે.)

**પૃ. ૧૬૦: મહિમા**—પ્રગટ 'કેસૂડો અને સોનેરુ'માં (પૃ. ૫૧-૫૨). અહીં કર્તાએ કરેલા ફેરફાર સાથે. 'કેસૂડો અને સોનેરુ'માંનાં ૩૪ થી ૪૦ એ સાત કાવ્યોના ગુચ્છને महिमा નામ આપ્યું છે અને ગુચ્છના આરંભે પૃ. ૪૯ ઉપર એ છપાયેલું છે. તેની નીચે [સહુ સ્વરૂપનું મહિમ્ન રટી રહું] એ પંક્તિ આપેલી છે.

**પૃ. ૧૬૧: રુદ્રને**—[14-5-41] પ્રગટ 'કેસૂડો અને સોનેરુ'માં (પૃ. ૫૯-૬૦). અહીં કર્તાએ કરેલા ફેરફાર સાથે.

**પૃ. ૧૬૩: ઇન્દ્રને**—પ્રગટ થયું 'કેસૂડો અને સોનેરુ'માં (પૃ. ૬૧). [17-5-41] એક હસ્તપ્રતને મથાળે છંદનું નામ [(કટાવ;] આપ્યું છે.

**પૃ. ૧૬૪: મેઘને**—પં. ૧૫ પાઠાન્તર: [ના હોગે રે તદપિ સહુને દર્શને મેઘ તાગ]. ૯-૧૨ હસ્તપ્રતો પાછળ 'ઉત્તરરામચરિત'ના ત્રીજા અંકનો ૨૯મો શ્લોક ઉતારેલો છે:-

[शोकसंक्षुब्धहृदयं प्रलापैरेव धार्यते
पूरोत्पीडे तडागस्य परिवाह: प्रतिक्रिया।-भवभूति]

ઉત્તરરામચરિતની મારી આવૃત્તિમાંનો પાઠ: पूरोत्पीडे तटाकस्य परीवाह प्रतिक्रिया। शोकक्षोभे च हृदयं प्रलापैरेव धार्यते॥

**કલ્પનામૂર્તિ**-[3 p. m. office. 25-4-42. ૨(ઉત્તર).] મુદ્રણ-નકલમાં '૨. ઉત્તર' છેકીને કર્તાએ 'કલ્પનામૂર્તિ?' શીર્ષક કર્યું



છે. બીજી હસ્તપ્રતમાં 'પ્રશ્નોત્તરી' નામે કૃતિ મળે છે. તેમાં આ કાવ્યની પોણા કલાક પહેલાં લખાએલ '૧(પ્રશ્ન)' પણ છે:

[ **પ્રશ્નોત્તરી**

૧(પ્રશ્ન)

કહે, તું, કોણ પ્રેયસી
તાહરે હયે વસી
સમીપ તાહરી નહીં, છતાં તને હસાવતી?
કહે, તું, કોણ પ્રેયસી
તાહરે દગે વસી
દૂરથીય અશ્રુ વેરી, કાવ્યબાની આપતી?
કહે, તું, કોણ પ્રેયસી
મૂર્તિ કોની રૂપસી
અદીઠ એવી જે સદાય, વ્રેહભાન લાવતી?

25-4-42. 2-15 p. m. office ]

**પૃ. ૧૬૫: નૃત્યમગ્ન મીરાં**-[17-18 Sept. 1941] એક હસ્તપ્રત પાછળની નોંધ [આને કવિત કહી શકાય? કરસનદાસ માણેકનું આલબેલ પા. ૪૦નું 'ચાલ' કાવ્ય જોશો.] "મીરાં" શીર્ષકથી કર્તાની એક નોંધ મળે છે. કોઈ ચિત્રકૃતિ આ કાવ્યની રચના પાછળ હોય એવું એ નોંધ ઉપરથી લાગે છે.

[ **મીરાં**

कान्ह भये प्रानमय, प्रान भये कान्हमय,
हियमें न जानि परै, कान्ह है कि प्रान है।

ભક્તિની તન્મયતા સમાધિનું એક સ્વરૂપ છે. સર્વસ્વ અર્પી ચૂકયા પછી, અંતરાયરૂપ મનોવેદનાની દશા વીત્યા પછી શરણાગતિની શાંતિમાં દુન્યવી વાતાવરણ ઓગળી જાય છે. આત્માની પરિતૃપ્તિની મસ્તીમાં હૈયાને ખબર પડતી નથી કે હૃદયમાં कान्ह है कि प्रान है।

કૃષ્ણની મૂર્તિ મીરાંના હૃદયમાં જ છે. સર્વસ્વ અર્પણ કરી ચૂકેલી, સમાજે જેને માટે ગાયું હતું-लोक कहे मीरां भई रे बावरी એ મીરાંને માટે રાણાના

આવાસમાંનું કૃષ્ણમંદિર કે વૃંદાવન સરખાં જ છે. અંતરાયરૂપ મનોવેદનાનું શલ્ય જતું રહ્યું છે. શરણાગતિના આનંદની પરાકાષ્ઠાનું એ નૃત્ય છે.

દરેક રેખાનું વર્તુલ ફરીફરીને મીરાંની ભક્તિની જેમ જોનારનેય ચિત્રમાં તન્મય કરે છે. ઉપરને ખૂણે ગોખલામાંની કૃષ્ણમૂર્તિ અને નાનીશી દીવીમાંની સ્થિર દીપશિખા એના પ્રેમનું લક્ષ્ય અને ભક્તિની સ્થિરતાનાં સૂચક છે. કોમલ પદાવલીનું મૂક નૃત્ય અને પ્રણતિમાં લળી રહેલી દેહવલ્લી ચિત્રનો ધ્વનિ સ્પષ્ટ કરતું (તાં) જાય છે કે ભક્તિભીનું હૃદય જ આવું ચિત્ર સર્જી શકે. ખરેખર ચિત્રકારનું યે સમર્પણ છે–મીરાંની જેમ.

भक्तभाव में मस्त डोलती
गिरधर पर बलि जाय।

હરિશ્ચંદ્ર ભ. ભટ્ટ ]

પૃ. ૧૬૬: **સ્વપ્નસ્થને**—[28–4–42. 10 a. m.......
Last two lines composed in Hanging Garden 9-5-42]
એક હસ્તપ્રતમાં[પાછળ quotation) આપ્યું છે:

["From outward forms to win
The passion and the life ,whose fountains are within"
Coleridge–Dejection]

**બચુભાઈને**– નીચેના પત્રમાંથી–

[ તા. ૨૮-૩-૪૧

મુ. શ્રી બચુભાઈ,
નેપથ્યમાં નાટક જે કર્યાં મેં
જોનાર તું, સાન્ત્વન તું જ એક.

બીજી લીટીમાંનું એકવચન સહન કરી લેશો. તમારાં સંતાનોએ તમને મારી જેમ આટલા દશેક વર્ષમાં નહિ પજવ્યા હોય. –હરિશ્ચંદ્ર ]

૧ નેપથ્ય-શ્રી બચુભાઈ રાવતના ઘરનું નામ 'નેપથ્ય' છે.

પૃ. ૧૬૭: **બલવંતકવને**– [વૈશાખ શુદ ૧૫, ૧૯૯૮]
**સિંદૂર સેંથે**– પ્રગટ 'કેસૂડો અને સોનેરુ'માં(પૃ. ૧૭)
પૃ. ૧૬૮: **ઉરસાગરતરંગ**– પ્રગટ 'કેસૂડો અને સોનેરુ'માં(પૃ. ૩૬)
પૃ. ૧૬૯: **પતંગ**– [ 3–5–42 noon, night.]

---

# અનુપૂર્તિ

## દર્શનેચ્છા

આશાના હાર હું હૈડે ધાલીને,
નીરખું વાલમની વાટ રે,
આંખડી ઘેરી ને રાત રળિયામણી રે. ૧

હીરાકણીનું હું ઓઢણું ઓઢું તે
વંટોળમાં ઊડી જાય રે
આંખડી ઘેરી ને રાત રળિયામણી રે. ૨

હેમને હિંડોળે આ હૈયું ઝૂલે ને
આકાશગંગા શું જાય રે
આંખડી ઘેરી ને રાત રળિયામણી રે. ૩

સોનલ ચાંદલો આભના ઊંડાણમાં,
રોતો રોતો નાશી જાય રે
આંખડી ઘેરી ને રાત રળિયામણી રે. ૪

તારાયે જાય ને રાતડીયે જાય રે
જીવનજ્યોત ઝાંખી થાય રે
આંખડી ઘેરી ને રાત રળિયામણી રે. ૫

વાટડી જોતાં તે જુગ વીતિયા
ને દર્શન વિનાની રાત જાય રે
આંખડી ઘેરી ને રાત રળિયામણી રે. ૬

૨૯-૧૦-૨૫

## શશીવ્યથા*

(અનુષ્ટુપ)

ઉદધિઉરમાં ઇન્દુ છુપાઈ અશ્રુ સારતો
પૃથિવી-વૃદ્ધ એ મિત્રો ગોઠડી કૈં ધીમી કરે.

(શાર્દૂલ)

જાઉં સૂર્ય પ્રદેશમાં, રખડું હું તારા તણા વૃંદમાં,
ને થઉં હું સુદૂર વ્યોમપટમાં અંધાર ઘેરે જહીં.
આવું કંથ હું ક્રોડીલો હરખથી યામિનીને ભેટવા,
માનિની એ મદઘેલી જાય જલદી વ્હીલો મૂકીને મને.

૫-૧૦-૨૬

## સાધના

(શાર્દૂલ-સ્રગ્ધરા)

શોધું અન્ત અનન્તમાં નહિ મળે એ ક્યાં છુપાઈ રહ્યું.
હૈયું આ દ્રવતું, ન આત્મ દ્રવતો, રીઝે નહીં એ જરી.
પામું ના, નવ એક રે થઈ શકું, સૌન્દર્યશું વિશ્વના.
શુચી સૌન્દર્યની જે, લહી કયમ ન શકું, પૃથ્વીમાં ના મળે શું?

(વસંત)

સૌન્દર્યમાં અચલ રૂહે નહિ મારી શ્રદ્ધા.
કે ફેંકીને જડ સુષુપ્ત શરીર એનું,

*પં. ૧-૨નું પાઠાન્તર (તા. ૧૨-૭-૩૮):

આભમાં દૂરને ખૂણે ઊગેલો ચંદ્ર, અબ્ધિમાં
એકરાગ થઈને એ મિત્રને દુખડાં કહે.

બીજી એક હસ્તપ્રતમાં નોંધ: Not to be included in the collected edition.



ઊડી સ્વતંત્ર નિજ દેશ મહીં વિરામી
એ આત્મલગ્ન ન હું સાધી શકું કદાપિ?

(૭-૯-૨૭ અને ૨૬-૧૧-૨૭ વચ્ચે)

## મિલન*

નયનજલ આ વ્હેતાં, સૂતાં અડોઅડ આપણે
હૃદય સરસી ચાંપું, તોયે રહે ઉર બાવરુ!
ગગનપટમાં રાત્રિ ઝાંખી રડી રડી થાકતી
અદય હૃદયે પેલો નાશી શશી છટકી જશે?
તુજ નયનનાં આંસુ વ્હેતાં સ્મરી દુખભારને
મુજ નયનની પશ્ચાત્તાપે ઝરે અવ જાહ્નવી.
પ્રિય કર લઈ તારો માપું ઊંડાં નભ આજ હું
જીવન નીરખ્યું એકાકી તે ઘણું વીસરી ગયો.
ઉભય ઉરના અર્ઘ્યે સાથે ફરી જગ ન્યાળવાં.

× × ×

નિત નવ ધરી શોભા થાજે સદૈવ શુભંકરા
કુદરત સખી મારે માટે ચિરં રસપ્રોક્ષણા.

*[13–12–27 (my 22nd birthday), 19–12–27નાં બે કાવ્યોમાં ફેરફાર કરી એક કર્યાં. 7–8–39. Again corrected 4–5–41 10-30 p.m. except last 2 lines written on 29–1–39.

ગગન મહીં આ રાત્રિ ઝાંખી થઈ પીળી જતી
અદય હૃદયે પાછો પેલો શશી વીસરી જશે?

૧૩-૧૧-૪૧]

૮-૧-૨૭નું આઠ પંક્તિનું 'મિલન' મળે છે, જે અહીંની પહેલી સાત પંક્તિઓ સાથે ઘણું મળતું છે. પં. ૧૦-૧૧ 'સ્મરણો-૧' (પૃ. ૫૧) રૂપે, પછીથી, યોજાઈ છે.

## પાર્વતીપરમેશ્વર*

(માલિની)

અલકલટ વિખેરું દૂભવું તુજને હું
કરતલ ગ્રહી તારો હીંચકે હીંચકું ને;
હિમદલથી ભરેલા શુભ્ર કૈલાસમાં તું,
યમદમથી થયેલા કૃશ આ શંભુની તું,
પ્રણયસખી ઉમાશી રાચ તું મુજ પાસે
ઉભયકર ગ્રહીને તારશું વિશ્વ સાથે.

૧૯-૧૨-૨૭

## હૈયે છુપાઈ લટ—×

(વસંત)

હૈયે છુપાઈ લટ કેશની કૈં વિખરી,
જોઉં હું એ નયનમાં, મુખ અમ્બુજે ને
એ દેહલગ્ન મહીં લીન થઈ ભૂલું છું
કે આત્મ આ રડીરડી કંઈ શોધી રે છે.
ને તુજ આ નયન તારકશાં ઝબૂકે,
નિર્દોષ જે, શશીનું હૈયું ન ખોલી લેતાં,
કે રાત્રિ સાથ ભમી એ દૂર નાશી જાતાં
ડુબાડશે જીવન તારલીનુંય સાથે?

(૧૯-૧૨-૨૭ અને ૨૨-૧૨-૨૭ વચ્ચે)

---

*૩૦-૪-૩૫, ૧૯૩૮ અને ૨૯-૧-૩૯ના સુધારાઓ:

૧ વિખેરી દૂભવું છું તને હું. ૨ કરતલ લઈ. ૩ કૈલાસ શૈલે. ૪ યમદમરત યોગી શંભુની સ્નેહરાજ્ઞી. ૫ સાથ તારો મને દે. ૬ દોરશું વિશ્વ. ...પછીથી 'શિવ નિજરૂપના' (પૃ. ૪૨)ની પં. ૫–૮માં આ કૃતિ સમાવાઈ છે.

×'હૈયે છુપાઈ'(પૃ. ૪૩)નું આ કૃતિ ડોળિયું હોય એમ લાગે છે.



## દર્શન*

ઉપજાતિ

વિરાટ આ પ્રાણ ચઢ્યો હિંડોળે...

× × ×

વીંધી ધસે છે સ્થૂલ સૂક્ષ્મ બન્ને
વિશાળ જે સાંકડું આભ દીસે
ને આભના શૂન્ય પ્રકાશમાંથી
તે તેજપૂર્યા નમી અંધકારે. ૧
ચેતન દીસે છે જળ જેવું એને
ને સૂર્યમાળાગતિ છેક ધીમી
બટુ સમી એ ત્રણ[1] પાદ માંડી
પામી રહે પાર અનંતનો એ. ૨
ના જાણતો ભૂત વળી ભવિષ્ય
એ વર્તમાને જ સદા રમી રહે;
ઉવેખતો એ નહિ ઇતિહાસ
બધું જ એને મન વર્તમાન. ૩
આદર્શ એને નહિ વિશ્વ માટે,
આદર્શ[2] એ સૃષ્ટિ સમગ્રનો છે,
[3]"અપૂર્ણ એ પૂર્ણ તણો વિભાગ
સદાય એ પૂર્ણ રહે છ વિશ્વે." ૪

(૧૯-૧૨-૨૭ અને ૨૨-૧૨-૨૭ વચ્ચે)

---

*૧ ભૂત, ભવિષ્ય અને વર્તમાન

૨ આદર્શ = અરીસો

૩ पूर्णमदः पूर्णमिदं पूर्णात्पूर्णमुदच्यते
पूणस्य पूर्णमादाय पूर्णमेवावशिष्यते ॥

ને શૂન્યમાંયે ગ્રહી તેજદૃષ્ટિ
જડે લહી ચેતનજ્યોત ધીમી,
ને પાપમાં પુણ્યની પાંખ જોઈ
વિરાટ આ પ્રાણ ચઢ્યો હિંડોળે. ૫

## ભેખ

અંચળ ઓઢી પ્રભુના પ્રેમનો, બાલે, લઈશું ભગવો વેશ,
ફાટીતૂટી સાદડીએ સૂઈ, દળશું દેહીની આ દેહ. ૧

ઊભી સાગરને તીર સંધ્યા સમે, પીશું લખઅલખનાં તેજ,
સાગર ઊલટે માઝા મૂકે, તોયે મૂકશું ન ભગવો વેશ. ૨

તારકને કદી લક્ષ્ય ને વીંધી ઘૂમી ફરીશું આકાશ,
ઘોળીઘોળી પ્રભુરસ પી જશું ઘોળી પીશું જગતનાં દ્વંદ્વ. ૩

ઘોળી પીશું કાળ કરાળને, રહેશું જગમાં જોગીને વેશ,
અંચળ ઓઢી પ્રભુના પ્રેમનો, બાલે, લઈએ ભગવો વેશ. ૪

૨૨-૧૨-૨૭

## અગ્નિઝાળ

(વસંત)

જુદાં હતાં પ્રણય વિરહ અગ્નિ થાયે,
ભેગાં થયાં પ્રણયઅગ્નિ શું કામ બાળે?
ને ઝાળમાં બળી રહે છ પતંગદેહ;
તો મૃત્યુ માંહીં ક્યમ સ્નેહની સિદ્ધિ રાખી? ૧



ભુલાય શેં પ્રણય માંહીંય ત્યાગમાર્ગ?
ને સ્નેહમાંહીં ક્યમ મંથન દ્વંદ્વનું છે?
જે એક શક્તિ કરી યજ્ઞ સૃજે છ વિશ્વ
તે થાય શેં પ્રણયઅગ્નિની તીવ્ર ઝાળ? ૨

૧૭-૧-૨૮

## ભવરણમાં–

(અંજની)

ભવરણમાં નાશી જાતો ત્યાં
આંખલડી તુજ રમતી રમતી
અંતરભાવ લહીને મારા
જીવનમંત્ર લખે.

૮-૧-૨૮

## તારલિયા મુજ–*

(અંજની)

તારલિયા મુજ આંખો સામે
ચંદ્રકિરણથી વાતો કરતા:
'શિશિર તણી આ ઠંડી રાતે
સાથી કોઈ નથી.'

૧૦-૧-૨૮

---

*૨ ધીમી છાની વાતો કરતા

## ઉષાને અંકે

(વસંત)

રાત્રિ વીતે પૃથિવી શાંત સુએ છ ખોળે
ઉષા તણા મૃદુલ: તારક થાય ઝાંખા.
સંતાય એ ધુમસમાં ત્યમ પાલવે હું
વીંટાઈને સૂઈ રહું તુજ અંક દેવી! ૧

વીતે છ આ દિવસ પૃથ્વીની સાથ ઉષા
અંધારને દૂર અગોચર ધામ જાયે;
ને આત્મની કરી અભેદ અજોડ ગ્રંથી
તેજસ્વી થૈ વિરમીશું થઈ દેવદેવી. ૨

૨૭-૧-૨૮

## જીવનમાધુરી*

(વૈતાલીય)

શિશિરે ઊગતું સવાર આ
　　નીરવે શાન્ત બધું સમાધિએ,
વહી મંદ સમીર ચેતના
　　ઝૂલવે વૃક્ષની સ્થિર ડાંખળી. ૧

ઉરના ધબકાર એક થૈ
　　ગજવે શ્વાસની એક તંત્રી, ને
સુણી　જીવનગીતમાધુરી
　　પ્રિયની સોડ મહીં સૂતે સૂતે,
ફરકે મૃદુ સ્મિત સુખનું
　　વસીએ સ્વર્ગની સ્વપ્નભોમમાં. ૨

૩૧-૧-૨૮

*'અયિ મન્મથ'(પૃ. ૪૫)ની છેલ્લી બે કડીમાં આમાંનું સમાવી લીધું છે.



## યાત્રાળુ*

(વસંત)

ગાયું ઘણાય કવિએ, વળી હું વદું છું:
"જીવી કહે કયમ શકું તુજ વિણ દેવી?"
આકાશમાં ધ્રુવ વિના ડૂબતો સુકાની;
સાથી ચહે જીવનમાં ક્રમ એ સહુનો. ૧

ભાથું લઈ તપનું ને થઈ માર-જીત,
યાત્રા કરી જીવનની તુજ સાથ, દેવી,
બાળી બધો ધૂપ વળી સુખદુ:ખનો ત્યાં
અદૃષ્ટ એ જગતમાં ધૂમરેખ મ્હેકે. ૨

૬-૨-૨૮

## માનીશ ના—×

થાતાં વિષાદ–અતિરેક કદીય ધીમે
માનીશ ના કહું 'રહી નહિ પ્રીત હાવાં.'
ઓટે વળે તદપિ ના ઉદધિ કૃતઘ્ની
આવી તહીં ફરી ચઢી ચૂમશે ધરિત્રી.

ઝૂરું. રતિ પૂરવની અવ શેં ભુલાયે?
આવું તરંગ સમ ઊછળી મુક્ત ચિત્તે
છેડી સ્વરે મધુર આ ઉરતંત્રીને એ
આવે ભમી સુદૂરથી પ્રિય એ જ તીરે.

૬-૨-૧૯૨૮

*આ કાવ્યમાંથી પછી નવું જ 'ઉરદોલ' (પૃ.૧૨૦) નીપજ્યું છે.
×[રશિયન કવિ Alexis Tolstoyના કાવ્યનો અનુવાદ. 'પ્રસ્થાન.']
પાઠાન્તરો: ૨. માનીશ ના વદું હું 'તુજથી સ્નેહ ખૂટચો;' ૪. ચૂમશે ભૂમિને. ૫. ઝૂરું હજીય રતિ માહરી તે જ જૂની. ૬. ઊછળી તારી પાસે. ૭. છેડી મધુરરવથી.

## મંથન*

(વસંત)

શાને રહે સ્થિર નહીં મુજ ચિત્ત, દેવી?
શાને ગણું વિમુખ હું તુજને વિસારું?
ને આત્મમંથન મહીં ડૂબતો ઊંડું વા,
ના જાણુતો, સખી, મને તું ઉગારજે હા! ૧

કોદી લહું હૃદયમાં ગૂઢ શાન્તિ શાને?
શાને રડે હૃદય કોદી વિષાદી થૈને?
તો નેનમાં ભરી હું અંજલિ અશ્રુની આ,
દેવી, હું અર્પું તુજને મુજ આત્મ આજે. ૨

દેજે સખી તું ઊડવા વિયતે મને ને
જો એ પડે ભૂમિ પરે મૃદુ પાંખ તારી
સ્હાયી થશે જરૂર સ્થિર થવા મને ત્યાં
ને ઝીલશું કનકકિરણ સૂર્ય કેરાં. ૩

૧૪-૨-૨૮

## ભણુકાર

(અંજની)

ભૂતસમો ભમતો, ફરતો હું,
આંખો આંસુથી ધોતો હું,
હૃદયતંત્રીના તાર તૂટે ને
ઉરમાં એક ઊંડો ભણુકાર.

નિર્જન વનમાં સૂની રાતે
અંધારી શીતલતા ઘોરે,
કોઈ જૂના ખંડેર સમો ત્યાં
એકલ મંત્ર જપું નિરધાર.

*૧૨ ૨૬ કરેલ પાઠ: [રે'શું ઝીલી કનકકિરણ આત્મભાનુ.]



વરસી મેઘ પડે વીજળી ને
પ્રાચીન એ ખંડેર પડે ત્યમ
નીરવ રાત્રિ મહીં આ ગાજે
ઉરમાં એક ઊંડો ધબકાર.

સહૃદય કોઈ મુસાફર આવી
એ ઇતિહાસ નિહાળી રડતા,
એમ દેવી તુજ ભીની આંખો
આશાકિરણ તણો અંબાર.

ઉરમાં એક ઊંડો ધબકાર–
એકલ મંત્ર જપું નિરધાર–
આશાકિરણ તણો અંબાર–
ઉરમાં એક ઊંડો ભણુકાર.

૧૭-૨-૨૮

## સ્વપ્નતૃષ્ણા

(અભ્યસ્ત શિખરિણી)

સ્વજન હૈયે રાખે
અને હૈયું આથે, પ્રિયતમ ભણી આજ ઢળતું.
વળી એકાન્તેએ પિતુગૃહ :મહીં કેમ રડવું? ૧

ઊડે આંખો દૂરે
સ્મૃતિઓ કૈં આવે, હૃદય પીગળે આંખ રડતી,
અને એકાકી ત્યાં કવણ લૂછશે આંસુ પિયુનાં? ૨

વિખેરી આવીને
અનિલે ધીમેથી અલકલટ તે કોણ ચૂમશે?
વિભુ, પ્રાર્થું એવું મધુર સ્વપને કાં ન જડી દે? ૩

૧૮-૨-૨૮

## નેત્રવિસર્જન*

(વસંત)

રત્નો સમાં ચમકતાં નયનોથી રાત્રિ
ફેંકે છ દૃષ્ટિ પૃથિવીનભ છાઈ દેતી;
ન્હાવા કરે નયન-આંતરરાગ માંહીં–
દૂરે; રહે નીતરી મંગલ ચાંદનીમાં. ૧

એ કાચની કણીસમાં નયનો વિદારી
ઉજાળવા તિમિર આત્મ ઊંડાણ કેરું,
આત્મનતૃષા છીપવવા ઊડવા પ્રકાશે
આ બિલ્વમંગલ કટારીથી નેન વીંધે. ૨

૨૭-૨-૨૮

## અજ્ઞાન

(વસંત)

આ કાર્યકારણ તણા વ્યવસાય માંહીં
પોકારતો અહીં અજ્ઞાન બપોરની એ,
શ્રદ્ધાળુ કૈં હૃદય આવી નમાવી શીર્ષ
શાંતિથી ત્યાં ઘડીક માંહીં થશે છૂટાં સૌ. ૧

હુંયે વ્યથિત થઈ આર્દ્ર સ્વરે પુકારું,
શું ના મળે અખિલ વિશ્વ મહીં જવાબ?
કે એકલો સુણીસુણી પડઘો અનન્તે
થાયે વિલીન, ત્યમ બ્રહ્મ મહીં ડૂબું હું. ૨

*જુઓ 'નેત્રવિસર્જન' (પૃ. ૧૩), જેનું આ મૂળ છે.



ને સુણતાં તહીં વળી પ્રતિશબ્દ કોઈ
શ્રદ્ધાથી ત્યાં ઘડીક પ્રાર્થી પ્રભુ ધીમેથી
છૂટાં પડી, ક્ષણિક એકલતા સહીને
એ નાથના ચરણમાં વસીએ સદાએ. ૩

૫-૩-૨૮

## ને—*

શા માટ તું ઘડીક મૂક રહી જીવે ના
છોડી બધું અલસ દંભ ઘડી રુવે ના?

શ્રદ્ધા નહીં હૃદયમાં, નહિ જ્ઞાન યજ્ઞેઃ
ઊંચે ચઢી સહજ તારક સાથ ખેલી
શા માટ તું નહિ ધરે શ્રવણે વિલાપ?
જો આ રડે પૃથિવી આર્તસ્વરે અખંડ.

૨૬-૩-૧૯૨૮

*[આ કાવ્યમાં ઘણો ફેરફાર કર્યો છે. ૨૯-૧-૩૯]
'માનવને' (પૃ. ૧૧૬)ની આઠ પંક્તિ પછી

તેવો હતો. ક્યમ હવે નહિ સાંભળે તું?
જો આ રડે પૃથિવી આર્તસ્વરે અખંડ.

—એવી બે પંક્તિ સાથે દસ પંક્તિનું 'ભુલાયેલા મિત્રને' હસ્તપ્રતોમાં મળે છે. '—ને' એ 'ભુલાયેલા મિત્રને' અને 'માનવને' બંનેના મૂળમાં છે. 'જો આ રડે પૃથિવી આર્તસ્વરે અખંડ' એ હરિશ્ચંદ્ર-મુદ્રાવાળી વસંતતિલકા-પંક્તિ કમભાગ્યે છેલ્લા પાઠમાં ટકી નથી.

## પ્રણયતત્ત્વ+

આ વિશ્વના મરુત ફૂંદડીઓ ફરીને
ભેગા થતાં મધુર મંજુલ ગાન ગાયે,
ને અંશુમાલિકિરણો પૃથિવી ચૂમે છે,
ચૂમે વળી શશિની રેખ સમુદ્રને આ.
અદ્વૈતમાં પુરુષ પ્રકૃતિ જો વિલાસે,
આ વિશ્વમાંહીં નહિ એકલ કો વિલાપે,
ના સાધીએ ઉરની એમ અભેદગ્રંથિ
યુગ્મો બધાં વિભુની વિકૃતિ એમ કહેવું ?

૨૦-૨-૩૦

## સંસાર*

સંસાર ચંચલ, ઘડીક વિચાર હોવાં—
એ શુક્રતારક નભે ઘનમેઘ માંહે
સૌદામિની, ક્ષણિક બુદ્બુદ સ્રોતસે, ને
એ સ્વપ્ન, એ દીપશિખા ક્ષણની છબી છે.

૩-૧૨-૩૧

## કવિ અને બુલબુલ×

અહીં પ્રેમી બુલબુલ
ગીતો ગાયે મીઠાં
કળે ના એ ભોળું ગુલ મધુર સ્વપ્નો મહીં રમે.

+[Shelleyના Love's Philosophy ઉપરથી. 'પ્રસ્થાન'.]
*[મહાયાન માર્ગના પ્રજ્ઞાપારમિતાસૂત્રના એક ભાગનો છાયાનુવાદ.]
×[રશિયન કવિના The Nightingale નો અનુવાદ.'પ્રસ્થાન']



લવે વીણાગાને
કવિ કો બાલાને
ધ્રૂજંતા શબ્દોમાં નિજ અકથ વાંછા હૃદયની.

પરંતુ જાણે ના
પૂછે ભોળી બાલા:
કવિ કોને માટે દરદમય તારાં ગીત બધાં ?

૧૬-૮-૧૯૩૨

## સાવિત્રી*

(વસંતતિલકા)

ને એ ભમી સુદૂર ચિર અનન્ત એવા
તારાજડિત નભમાં પરિત્યક્ત દેવી,
આંખે વહે નીર અને વદતી સુવાણી
રીઝાવવા મથતી કાલ પ્રચંડને એ.

અંધાર ને દૂર ઊંડાણ મહીં ભમીને
શોધી રહે પગલી કાલની એમ આત્મા,
જો રીઝવે કદીય તો વરદાનમાં એ
પામે પ્રકાશ વળી ચેતન પ્રેમ મોંઘાં.

*[કુમાર: ૧૯૮૯ના આષાઢ]માં પ્રસિદ્ધ.
કર્તાની નોંધ: [Poor poem, needs revision. 5-7-41]
જુઓ પૃ.૧૧ ઉપરનું 'સાવિત્રી', જેનું આ મૂલ છે.

## તું છે વસંત+

તું છે વસંત, ફૂલ તું, રવિરશ્મિ તું છે,
તું છે રતિ, જીવન તું, મુજ આત્મ તું છે;
પાંખો દઈ સખી મને તું ઉગાર હાવાં,
આ દુઃખપાપદવ માંહી બળું-ઝળું છું.

અને ઘેલાં બન્ને અધરમધુનો સ્વાદ લઈશું,
છૂટાં થાવું શાને? પ્રણય મહીં તૃપ્તિ નહિ, નહિ;
અને ગુલ્લો કેરું મધુર મધુ લૂંટી, કુસુદનાં–
ઉરે જોઈ ઊંડાં, નિજ જીવનનાં દાન દઈશું.

ને આપણા લલિત જીવન પંથ માંહે
આવે શિશિર ક્રૂર કાળ ભલે તહીં તો
થાજે વસંત, ફૂલ તું, રવિરશ્મિ તું, ને
દેજે રતિ, જીવન તું, મુજ આત્મ તું છે.

## વિશાળ આ વ્યોમ*

વિશાળ આ વ્યોમ તણા ઊંડાણે
દૂરે વસ્યું તારક તેજબિંદુ,
અંધારઊંડા મુજ ઉર માંહે
માનવ્ય મારું, મુજ પ્રેમબિંદુ.

÷[Graham Donaldsonના Spring and Flowers ઉપરથી.] ૭ પાઠાંતરઃ [અને હાં, ગુલોનાં...]

*[Not to be taken in any collection.]



## નિવેદન×

જતાં જતાં સાગરને કિનારે
થોભ્યાં અમે વેળુ મહીં વિરામવા.
આ વિશ્વના મંગલ મંદિરે વસી
વસુંધરાપૂજન આદર્યું અમે.

ત્યાં સૂર્યનાં આથમતાં સુરશ્મિ
ઉતારતાં પૃથ્વીની સાન્ધ્યઆરતી.
વારિ લઈ સાગર સપ્ત સિંધુનાં
વસુંધરાની પગલી પખાળતો.

સંધ્યા શમી, શંખધ્વનિ પૂરે છે
સમીર ધીરો, રજની ઉડાડે
પુષ્પાંજલિ તારકની નભેથી.

ને ત્યાં સ્તોત્રો રચીને ઉભય કર ગૂંથી સ્રગ્ધરા અર્પતા આ
પૃથ્વીના પૂજનાર્થે, ક્ષણભર રીઝવે માનવીને ભલે એ.
છો કરમાયે ક્ષણભર ખીલી, ધૂળમાં છો વિલાયે.

૨૯-૭-૩૮

×૩[આવિશ્વના મંદિરમાં વસ્યાં અમે.]
[ટિપ્પણ–અર્થોપાર્જન સિવાય માનવીના (?ની) સર્જન(ની) અને બીજી અનેકવિધ પ્રવૃત્તિઓ પૃથ્વી ઉપરનું માનવજીવન વધારે સુંદર અને સમૃદ્ધિ થાય એને માટે હોય છે. એથી વસુંધરાનું પૂજન પ્રકૃતિતત્ત્વો હમેશાં કરતાં રહ્યાં છે. ત્યાં અમે આ કાવ્યમાળા પૃથ્વીના પૂજનાર્થે અને માનવીના રંજનાર્થે અર્પીએ છીએ.] પણ પછી ટિપ્પણ ઉપર છેકો મૂક્યો છે. અને ઉપર [Poor] અને [Not for printing with the poem] લખ્યું છે. નીચે નોંધો: [Too traditional. Not to be included in any of my collections. 15–2–42] અને [Cancelled 5–7–41.]

## મરવા દેજો+

(મુક્ત લાવણી)

મુઠ્ઠી ભરી ઓર્યું તે લણતાં હાથ અમારા થાકયા,
પંખીડાં ટોતાં તમ કાજે, એમ નહિ રે કરશો,
અન્નકૂટ સઘળા લૈ લેજો, શેષ રહે તે દેજો.

તાણાવાણા ભરતાં ભરતાં ખૂબ અમે હરખાયાં,
રંગભર્યાં તે વાઘા સજતાં ઉત્સવિયાં થૈ ફરજો;
અમ લાજ તણાં રખવાળાં કાજે ચીંદરડી ના ભૂલશો.

પરસેવે નીતરતાં રાખી મહેલમિનારા ચણજો,
મરતી વેળા ટૂકડો ધરતી બળવા માટે દેજો,
બળતી ચેહ નીરખતાં દુખનાં આંસુ ના ખેરવજો.

અમ અંતરની આશા બાળી સુખદીવો ચેતવજો,
ધગતા તાવે માથું સળગે આ એક જ આશ સુલવજો,
અમ અંતરની આશિષ લૈને અમને મરવા દેજો,
અમને યાદ કદી ના કરજો.

૩૧-૧૦-૩૮

## પ્રથમ માનવઆંખ

પ્રથમ માનવઆંખ ઉઘાડતાં
ઉદય દર્શનમાં થઈ મુગ્ધ એ
નવ ઉષા નીરખે થઈ ઉત્સુક–
નીરખી મેં પ્રથમે હતી તેવી તું.

૮-૩-૩૯

+૧[મૂઠીમાં લૈને] ૧૦[અંતરની સહુ આશા]



## ધીમે ધીમે*

ધીમે ધીમે સુપ્રભ આ રવિ ઊગી
અનુનયે પોયણી પ્રેંખવા મથે.
રતાશની આંચ જરીક પાંદડી
લઈ ખીલે; એમ તું પ્રેમગર્વિતા
એવી એ પોયણી શી પ્રહસતી ધરીને કોર લજ્જાની ગાલે.

૧૦/૨૭-૬-૩૯

## બસમાં જોયેલાં પ્રણયચિત્રો

(વસંતતિલકા)

આ પાસ ગૌરવદના, અહીં શ્યામ બાલા,
બન્ને સમીપ નિજ પ્રીતમ પ્રેમમગ્ન.

સોલ્લાસ અંગભર યૌવનરંગ ગોરી
હાસ્યાસવે રીઝવતી પ્રિયને. અધીરી
આ શ્યામ મુગ્ધ ગભરુ પ્રિય સોડ માંહીં
બેઠી લઈ પ્રણયીનો કર હાથ માંહીં.

જાવા સમે ઉર શું હાથ દબાવી એનો
લેતી વિદાય જરી ખિન્નમના....તહીં તો
ગોરી જતી પ્રીતમને લઈ સાથ, ધારી
એના પ્રફુલ્લ ઉર શી સ્મિતરેખ ચારુ.

ને જોઈ ત્યાં પ્રિય સખી નિજ શ્યામ બાલા
લેતી વિદાય હસીને કહી વેણ મીઠાં.

×

*[પ્રયત્નેન હસતિ=પ્રહસતિ. or કરતી સ્મિત ધરી.]

રમકડે રમતાં, હસતાં શિશુ,
રમકડું પડતાં રડતાં યથા,
રીઝવતો જગના જનને અને
પ્રણય, દુઃખનું કારણ તું થતો.

૨૯-૭-૩૯(9 p.m.)

## નર્મદને વધાઈ+

(લાવણી)

ગુર્જરી કેમ રીઝે નહિ આજ,
ગુર્જરી ગરવી કરવા કાજ,
ગુર્જરી રંગ નીરખવા કાજ,
યાહોમ કરીને પડ્યો જીતવા જીવનજંગે,
નર્મદ, ખૂબ કરી તેં.

*

જોઈને નવ પ્રભાતના રંગ,
ઉચ્છલે તારે ઉર ઉમંગ.
દીધ તેં નવયુગ મુક્તિમંત્ર,
લઈ એ ગુર્જરીનાં સંતાન બઢવતાં કીર્તિ તારી.
નર્મદ, તારી દુહાઈ.

*

એ મંત્રશક્તિ વરદાઈ,
ગાંધીએ નરનારીને પાઈ.
ગુર્જરી ખંડખંડ પંકાઈ,
એ પ્રેમશૌર્ય ને પ્રેમભક્તિનો મંત્ર જગતને આપી.
નર્મદ, એ જ વધાઈ.

+[૧૯૩૯ની નર્મદ-સંવત્સરી માટે]



## શિવે દહ્યો કામ

શિવે દહ્યો કામ અને પછીથી
રતિ, કવિએ તુજને સ્મરી હતી.
હું યે સ્મરું એ જુગજૂની વાતને.
તને રડાવી–તુજ ક્રન્દને શિવે
અનુભવી કોમલ એક વેદના.
એ ભસ્મમાં, એ અશરીરરૂપમાં,
અમૂર્તના મૂર્ત સ્વરૂપ ઝંખને,
એ રાખના રંગવિહીન રૂપમાં,
અપાર્થિવી એ શિવવેદનામાં
પ્રકટી સૌન્દર્યની ઝાંખી, વિશ્વની આરઝૂ વળી
સત્યને પ્રીછવાની ને વાંછના શિવ સનાતન.

આસો સુદ ૧, ૧૯૯૫

## ઉદધિ મહીંથી–*

ઉદધિ મહીંથી ઊગી પૂર્વે દિવોદુહિતા સમી
ઉપવન-સરે જોતી ઊભી સ્વયંરૂપ ઉર્વશી?
ભ્રમણ કરતી ગાતી ધીમું, વળી અટકે અને
પ્રિય-સ્મરણમાં ડૂબી એવી હતી શું શકુન્તલા?

વિનસ-રમણી કેરી મૂર્તિ ભરેલ સ્તને નમી
છલકતી ઝીલે લાવણ્યોર્મિ ત્રિભંગ રચી શું આ?
ક્ષિતિજ નીરખે આઘે આઘે રસેશની પ્રેયસી
નભ-નીતરતી ચંદા માંહી શું હેલન ગર્વિલી?

*૭ [... પ્રિયમ્ તણી પ્રેયસી] તે ઉપર હસ્તપ્રતમાં નોંધ–[પ્રિયમ્=lover and not Priam]

ભરમ મરમી કેરી આંખો તણા સ્મિતમાં ભરી
શતશત પૂછી પ્રશ્નો મોના લિસા મૂંઝવી રહી ?
નહિ નહિ હતી કોઈ એવી ભુલાયલ સુંદરી,
પ્રિયતમ તણી કિન્તુ આંખો તણી હતી પ્રેયસી.

૫-૮-૪૦, ૧૦-૧૧-૪૦

## માઝમરાતે–

માઝમરાતે આંબલાડાળે ટૌકે કોયલ કાળી,
વીજ ચમકે ને મેહુલો વરસે રયણી થતી રઢિયાળી.
સાગરહૈયાની ઊર્મિ છલકાઈને ક્ષિતિજમાંહી સમાતી,
તેમ ચાંદરણી અંગે ઓઢીને રાધા સંગે ગિરિધારી.
કોણે સખિ! કેને ભૂરકી નાખી, હું નર ને તું નારી.
અન્યે અન્યને કામણ કીધાં એક વિના બીજું ખાલી.

૨૯-૧૧-૪૦

## તારી ધરતીમાં–*

તારી ધરતીમાં ડુંગરડો નહિ, દવ શેણે લાગ્યો ?
મારી ધરતીમાં ખારાં નીર, હૈયે શોષ લાગ્યો.
તારે દૂરને મારગ નહિ જાવું, શ્રમ શેણે લાગ્યો ?
મને ખેંચે મૃગજળ-નીર મારો પગ થાક્યો.
તારુ જોબન સળગી જાય, આંખો કેમ ઊંડી ?
મારા હૈયાની અમૃતવેલ પાણી વિણુ મરતી.

૧૬-૨-૪૧, ૨૪-૩-૪૧

*[Last 2 lines may not be included. Yes. Not to be included in edition. 10–6–41. The whole poem is not to be included in any edition. 4–7–41.
Obsession that is no more. 28–1–48]



## સીમાડા

હૈયાના બારણાની ભોગળો ભેદવી,
ઉંબર સીમાડો ઓળંગવો જી.
અજવાળી રાતડીએ શેરીઓ છોડીને
ચોક ને ચૌટામાં ભમવું જી.
વહેલે પરોઢિયે કૂકડો બોલાવે
ગામના સીમાડા એ છોડવા જી.
કપાસકાલાંનાં ખેતરો ખૂંદતાં
ઊંડા તે વનમાં ચાલવું જી.
૬ વનના સીમાડા એ છોડવા છે મારે
રણની વાટડીએ દાઝવું જી.
રણની તે રેતીમાં ભૂલા પડીને
સાગરને સીમાડે પહોંચવું જી.
સાતે સાગરને ખૂંદી વળીને
ધ્રુવનું નિશાન મારે ધરવું જી.
ધરણી સીમાડા એ છોડવા છે મારે
ઊંચા ગગનમાં જાવું જી.
પહેલો સીમાડો આ હૈયાનો છોડવે
એને આપું ભવોભવની પ્રીતડી જી.

૫-૩-૪૧

## વર્ષો પ્હેલાં×

વર્ષો પ્હેલાં
તે રાત્રિએ પ્રણયની સખી આવી ત્યારે
મેં ના ગ્રહી, નહિ ઉરે ઉરને લગાડયું,
કે મુગ્ધ એ હૃદયની અભિલાષ આર્તિ,
મેં પૂછી ને જીવન એયનું ધન્ય કીધું.
આજે અંતરસ્તલોને જગવી જગવી હવે પ્રાણની ભૂખ ભાંગું.

૨૦-૩-૪૧

## ગઇ રાતે*

સ્રગ્-શિખરિણી

ચારે ભીંતો જ જાણે અવર નહિ હતું સાક્ષી ત્યાં કોઈ એક,
વિતાવી રાત્રિઓ નયનજલનાં પૂર મહીં જે.
સખી કાલે આવી પવન સમ ચૂમી રીઝવવા,
ક્રીડાના હીંડોળે હૃદયરસનું પાત્ર ધરવા.
ખરે ક્યાંથી જાગે હૃદય, જહીં ઊર્મિ જ ન હતી,
બળેલા એ વૃક્ષે જરી ય ન હતું ચેતન—અરે
મરેલું એવું કે નયન મહીં આંસુ જ ન હતાં.

૨૮-૪-૪૧

×[20-3-41. Returning from the sea, morning 7-30. છેલ્લી લીટી-માં છંદોભંગ રહેવા દીધો છે.
Not for publication in any edition. 31-8-41]

*[8 a. m. on the sea-shore. ભીંતો આ માત્ર જાણે હૃદયતલવ્યથા, સાક્ષી ન્હોતું તહીં કો. સાક્ષી ત્યાં ન્હોતું કોઈ. Not for publication in any edition. 31-8-41]



## ખૂબ જતાં દિવસો—*

ખૂબ જતાં દિવસો સ્મરણો વિના,
સ્મરણભાન ઊઠે. થઈ વ્યાકુળ
ઉર મહીં પડઘો પડતો રહે
હૃદય, તું દ્રવ, તું દ્રવ, તું દ્રવ.

સ્મરણ-મંજરી એમ મહેકતી
હૃદયની સહકાર-ઘટા મહીં.
ટહુકતી પૂછતી વળી કોકિલા:
જીવનની તુજ ધન્ય પળો ભૂલ્યો?

નભ મહીં ઘનઘોર ઘટા ચઢે,
સ્મરણ-વાદળ એમ ચઢે અને
સતત હેલી કંઈ દિવસો સુધી
નયનનાં જલની વરસી રહે.

હૃદય અશ્રુપ્રવાહ સહે નહીં,
નિયતિને વીનવું, કર વજ્ર શો.

૭-૫-૪૧

*[4 a. m. Last three lines:
જલદનાં જલની વરસી રહે,
હૃદય પ્રાવૃષધાર સહે નહીં,
નિયતિ, વજ્ર સમો કરજે મને.
૨૮-૧-૪૮ ]

## પ્રણયની, રસની,—

પ્રણયની, રસની, કરુણા તણી
કદીક યૌવનમૂર્તિ દગે રમે.
કહીંથી એ સ્મરણો ઊઠતાં, ભલા,
મધુર તેમ જ ખિન્ન વ્યથાભર્યાં?

દગ મહીં રસ જે વસતો, રસ
તરસ છીપવવા ચહું છું સદા
હૃદય, શે અવ આરઝૂઓ ધરે?
વીસરવાનું કહું, વીસરી જજે.

૨૬-૫-૪૧ 1 p. m.

## શે આરઝૂ—

શે આરઝૂ મૂંઝવતી હજીયે મને ને
શે આ થતો જીવનનો ઉપહાસ આવો?
જાઓ વિદાય લઈ લ્યો કવિતા ય મારી,
શાને હજી વિતથ એ સ્મરણો જગાડો?

૨૮-૫-૪૧ 7 a. m.

## નિર્વ્યાજ એ—

નિર્વ્યાજ એ સ્મિત, અહા, ઝીલતાં ફરીથી
શી કોકિલા હૃદયની ટહુકી રહી'તી!
એ નેત્રનર્તન મહીં ઉભયે ગ્રહ્યું શું?
ભલે કાવ્યો જાઓ, સ્મિતથી અધિકું એ કંઈ નથી.

૧૩ જૂન, ૧૯૪૧. 3–30 p. m.



## નહીં કદીય ઝંખ્યું—+

નહીં કદી ય ઝંખ્યું છે મિલન સ્વપ્નમાં તાહરું.
વીતે દિવસ, ને મને પથ–સરાઈ શી ઊંઘમાં

વિરામ ગમતો ઘણો—
અરે મધુર આત્મ, રે દિવસના ભલે જાગતાં
મધુ સ્મરણચિત્ર, તેમ રવમંજુલા શબ્દના
ધ્વનિ ય રણકે ભલે દિવસના; નહીં રાત્રિએ.

અહીં ભવપથે પ્રભાત મહીં, સાંજના આવજે—
ઉષા ગગનસુંદરી ઉદધિસ્નાન લેતી તદા
કપોલ અનુરાગ રાગ ધરતાં હતાં; સાંભરું,
'થવા રજની આવતાં નભની એક કો તારલી

દિયે દ્યુતિસ્મિતો; તદા સ્મરણ તાહરાં આવશે
તને વિહરવા હશે જ મુજ ચિત્ત ખુલ્લું તદા...
અતંદ્ર રહીને અનેક રજની ગઈ છે. હવાં
વિદાય લઈ લે, હવે નહીં જ સ્વપ્નની ઝંખના.

૨૮-૬-૪૧

---

+[Night 9 p. m.] છેલ્લી લીટી નીચે નાના કૌંસમાં છે: [(અરે શબ્દ આ તાહરા?)] 'અરે હૃદય' છે પણ 'હૃદય' શબ્દ છેકેલો છે અને તેની ઉપર 'ઉર' શબ્દ પણ લખીને છેકેલો છે. એ સંબોધન હૃદયને લાગે છે?

## મિલન આશ*

આ પૃથ્વીએ નહિ પુનઃ મળવુંય થાયે?
આસક્તિ શે, હૃદય શે ન વિરક્તિ ધારે?
શાને વળી મિલનની ચિર આશ હૈયે?
આત્મા! તને કદી ન બંધન એ હજો રે.

તારે ભવાટવિ મહીં ભમવું પડે છો.
હૈયે તને ચિરતૃષા બળતી રહેજો—
આકંઠ પાન અમરોની સુધાનું કરવા
આત્મા! સદા ભ્રમણ તારું અનંત માંહી.

સૌન્દર્યનું પ્રણયનું પીધું વારિ, તેને
તૃપ્તિ હજો ન, ઉરઆરત બાળતી છો.
× × ×
નહિ નહિ નહીં તારો આત્મા રિબાવીશ, એમ, તું.
ભ્રમણ અનુતાપે તો એની તૃષા વધતી જતી.

૧૮-૭-૪૧ 10 a.m.

---

*[Not for publication. 31–8–41.
Not a good poem. Too much sentiment. 18–9–41.
Perhaps not a bad poem. 20–11–41.]
પં. ૩ અને ૧૧-૧૨નાં પાઠાન્તર:

[મૃત્યુ પછી મિલનની ચિર આશ શાને?
25–10–41: night 11–10 p.m.
આત્મા રિબાવીશ નહીં કદી યે તું એમ.
દાહો નહીં ભ્રમણના તપને શમે એ.
૨૦-૮-૪૨ night. ]



## સપ્તર્ષિ અને વાલ્મીકિ*

૧.

અચળ આ ધ્રુવનું કરી લક્ષ્ય, ને
ગગનમંડળમાં ઉડુમંડળ
લઈ અરુંધતીને નિજ સાથમાં
ફરતું સપ્ત-ઋષિ તણું ઝૂમખું.

અરુંધતી

બ્રહ્મર્ષિ-પત્ની, સખી સાતની એક નારી
સિદ્ધોની શક્તિ વળી પૌરુષ-પ્રેરણા તું.

૨. વાલ્મીકિ

કારુણ્યના કવિ દ્રષ્ટા, દ્રષ્ટા માનવ્યના વળી,
રાઘવેન્દ્ર તણા સ્રષ્ટા, સીતાસૌન્દર્ય-સર્જક!
દ્વિજત્વ છે માનવતાનું ધારક;
તમે બધા માનવતા–પ્રવાસી
દ્વિજોત્તમો ને ઋષિસત્તમો સહુ
લિયો તમે અંજલિ દ્વિજબાલની.

ઋષિપંચમી ૧૯૯૭, તા. ૨૭-૮-૪૧

---

*મને પત્રમાં મોકલેલી નકલમાંથી. મથાળે [Fragments] અને 'સપ્તર્ષિ' નીચે [(Beginning)] લખ્યું છે:

[आचिनोति हि आचार्यः આચાર્ય તું દ્વિજોત્તમ
*
દ્વિજત્વ છે માનવતાનું ધારક.
અજય્ય ને ઉન્નત શૃંગ અદ્રિનાં
પ્રવાસી થૈ તેં
*
નિસર્ગના ઓ કવિ વંદું છું તને.]

## આ આપણા ઉરની—×

આ આપણા ઉરની અર્પણપૂર્ણ વાતો
ક્યારે ન સંભવિત જીવનમાં તથાપિ-
તો દેહનું નયન ઠારતું શાંત તેજ
ને એ પ્રફુલ્લ ચખવારિ તણાં ઊંડાણ,
આછા ભરેલ રજ લાલ કપોલ તારા
ને એ લલાટ...
એ સૌ બધું દિવસસ્વપ્ન સમું ભૂલી જા.

૧૭-૯-૪૧

## આજ વસંત-*

આજ વસંત ફરીથી પધારે
નાચી લે, કૂદી લે, ગાઈ લે પ્રાણ તું-
જીવન આજ વધાવી લે પ્રાણ તું.

૨

ડાળીએ ડાળીએ કોયલ બોલે
આશાના ટહૌકા ને આશાના ઉત્તરે
એકબીજાને વધાવી લે પ્રાણ તું.

૩

ફૂલ પરાગે વસંત વધાવે
ધરતી અંતર-રાગ વહાવે
જીવન આજ વધાવી લે પ્રાણ તું.

૩૦-૧૨-૪૧

×[At 10 morning after two days of illness.]
*મારી ઉપરના પત્રમાં.



## એણી પેરે—*

એણી પેરે પૂનમનો ચાંદરડો
સામે આધાં સૂનાં રે. આભ
એવા પ્રીત પૂનમના દેશની
એવી પ્રીત પૂનમની વાત.
એણી પેરે ડોલે સાયર સાયબો
ધીમું કંપે ધરતીનું રે ઉર
એવી પ્રીત પૂનમની રાતની
એવી પ્રીત પૂનમની વાત.
આંખે ઊભર્યાં હૈયાના હોજ
તો યે અણબોટ્યા રે હોઠ
એવી પ્રીત પૂનમના દેશની
એવી એક પૂનમની વાત.

૨-૨-૪૨ 10-45 a.m.

## એક અર્પણ-પંક્તિ×

ઘંટાનાદો સતત રણકે: કોઈ ક્યારેય જાગો.

*[મારી ઉપરના પત્રમાં. છેલ્લી ટૂંક ગીત લંબાવવા પૂરતી જ છે.
Title શું આપીશું? Landscape of Love]
×Easter 1941. પાઠાન્તર: [...જાગશે કોઈ ક્યારે]. સાથે અંગ્રેજીમાં પણ છે: [Bells of Resurrection ring every morning.]
'અવતારના સાથી' નામે ઈશુ અંગેનું કાવ્યસ્તબક પ્રગટ કરવાની યોજનાના ભાગ રૂપે પાછળના પાના ઉપર અર્પણ અને ટાઈટલ-પેઇજ અંગે લખાણ છે-અર્પણ:

[ઈસ્ટર ૧૯૪૧
નવજન્મના દિવસોને]

પછી ગ્રંથનામ [Title] નોંધ્યું છે:

[ અવતારના સાથી ]

અને [& nothing more] એમ તેની નીચે લખ્યું છે.

## 'કેસૂડો' તથા 'સોનેરુ' તથા 'कोजाग्नि'નું અર્પણ*

વર્ષે વર્ષે એ જ આષાઢ આવી
તારે હૈયે ઊર્મિઓ છો જગાવે;
વિદ્યુદ્વલ્લિ સ્વસ્તિકો શ્યામ મેઘે
આષાઢે શી પૂરતી મૌક્તિકોના!

આયુષ્મન્, એ અષાઢ, જીવનમહીં પૂરો સ્વસ્તિકો મૌક્તિકોના.

Because of the secret of grief, of death, and of new birth
Blissful is life!

× × ×

Because of every span of earth that is destined as the battle-field of our victories
And is therefore secretly marked with blossoms and gold,
Because of all beauty yet unkindled upon countenances,
Unatoned guilt unbestowed upon brethren, kisses still waiting for lips,

Blissful is llfe!
Because of gusts, cataclysms, tempests,
Paroxysms of love and desire,
Warfare of spirits,
Ceaseless ardour and thirst of uniting endeavour,
Because of hidden springtides of harmony
Set in the woven fabric of all things

*[શ્રી ઉમાશંકર જોશીને]



Like butterfly-wings of the opalescent azure at evening,
Blissful is life.

× × ×

Because of the approaching advent of the radiant mortal of mystery,
Who alone among myriad brethren that shall be and have been
Conqueror over space,
Shall change the earth from pole to pole after thy sacred will
And by thought that from submissive suns
Has learnt deftness and dances and tunes,
Shall sit in thy secret council
Among princes of the cosmos—
Blissful is life!

(*From 'Roundelay of Hearts'—Otakar Brezina*)

# 'સ્વપ્નપ્રયાણ'ની હસ્તપ્રતમાં
# કર્તાએ યોજેલો ક્રમ

[કર્તાએ સંગ્રહમાં ૧૭૪ કૃતિઓ લેવા ધારેલી. અહીં કર્તાએ પાડેલા સ્તબકવાર એ દરેક કૃતિનો અંક તથા તેનું શીર્ષક, અને તેની પછી આ ગ્રંથમાંની 'અનુક્રમણિકા' પ્રમાણેનો તેનો પૃષ્ઠાંક આપ્યાં છે.]

### સખ્ય અને બીજાં કાવ્યો

૧ સમીરનું જોર ૩૦, ૨ ઉનાળાના તાપે ૩૧, ૩ સફેદ ચંપાનાં ફૂલોને ૩૨, ૪ પ્રભો જે આંખોએ ૩૦, ૫ સાવિત્રી ૧૧, ૬ નેત્રવિસર્જન ૧૩, ૭ જુહૂકિનારે પૂર્ણિમાએ ૪૧, ૮ મળસ્કે ચોપાટી પર લોકમાન્યનું બાવલું જોઇને ૧૧૯, ૯ શેષ-કથા ૩૮, ૧૦ જમ્બુદ્રીપે ૩૭, ૧૧ અમે સૈનિકોએ ૧૧૭, ૧૨ શસ્ત્રો સજી ૧૨, ૧૩ મુંબઇને ૩૯, ૧૪ શ્રીરંગપટ્ટમ ( ), ૧૫ તારા શ્વાસે ૧, ૧૬ મારા ઉરે ૧, ૧૭ નિર્દોષ ને નિર્મળ ૨, ૧૮ કન્યાને ૧૫૩, ૧૯ મ્હેકી ખૂબ વસંત જીવન ભરે ૧૫૯, ૨૦ એકાકી રમતો નથી ( ), ૨૧ પ્રથમ માનવ ૪૫, ૨૨ સખે સ્મરે ( ), ૨૩ એ નેનમાં ૪૪, ૨૪ સુધા મુખની ૪૪, ૨૫ ચારુસ્મિતે ૪૪, ૨૬ મને શરીર અર્પિયું ૪૪, ૨૭ વસંત વીતી ૩, ૨૮ સુવર્ણપ્રતિમા સમી ૬૮, ૨૯ ઉર સ્નિગ્ધ ૫૨, ૩૦ અયિ મન્મથ ૪૫, ૩૧ શિવ નિજ રૂપ ૪૨, ૩૨ કરતલ લઈ તારો ( ), ૩૩ અલકલટની શોભા ૪૩, ૩૪ હૈયે છુપાઈ ૪૩, ૩૫ પુનરપિ સખી ૪૩, ૩૬ જીવન નિરખ્યું ( ).

### કેસૂડો અને સોનેરુ

૩૭ કેસૂડો અને સોનેરુ ૩૩, ૩૮ સીમાડા ૩, ૩૯ अत्र लुप्ता सरस्वती ૧૫૫, ૪૦ સ્મરણો ૫૧, ૪૧ જગત સાથે સમદુઃખી થવાનું આમંત્રણ ( ), ૪૨ તારો જ તું જય થજે ૧૪૯, ૪૩ પ્લેટોનો આત્મા ૧૪, ૪૪ અજ્ઞાત દંપતીનું ચિત્ર જોઇને ૪૭, ૪૫ સિંદૂર સેંથે ૧૬૭, ૪૬ જુલિએટનું સ્મરણ ૪૧, ૪૭ વીજ ચમકે ( ), ૪૮ And How Was It That Love (૯૨).



### જીવનમૃત્યુ

૪૯ મૃત્યુનો જય ૧૪૩, ૫૦ જીવનનો જય? ૧૪૪, ૫૧ જીવન સુંદર સુંદર ૧૪૫, ૫૨ મૃત્યુ ૧૪૫, ૫૩ સતત એક પરાજય ૧૪૬, ૫૪ વસંત ૧૪૭, ૫૫ યમ ૧૪૭, ૫૬ પરાજય ૯૪.

### મહિમા

૫૭ મહિમા ૧૬૦, ૫૮ અગ્નિને ૪, ૫૯ પૃથ્વીને ૬, ૬૦ પવનને ૭, ૬૧ રુદ્રને ૧૬૧, ૬૨ ઇન્દ્રને ૧૬૩, ૬૩ પ્રથમા નારી ૮, ૬૪ સંસિદ્ધિ સૌ ૧૪૮.

### વસંતદીક્ષા

૬૫ નારી ધરતીમાં ( ), ૬૬ સાગરતરંગ ૧૬૮, ૬૭ સપનું ૧૪૨, ૬૮ કવિ તારે કેટલાં હૈયાં? ૧૪૨, ૬૯ સંદેશો ( ), ૭૦ ભોરસમીરની વેણુ ( ), ૭૧ આજ વસંત ૨૬૦, ૭૨ આજ આ હૈયાને ( ).

### અવતારના સાથી

૭૩ જ્યૂડિયામાં સવાર ૨૫, (કર્તાએ હસ્તપ્રતમાં આ સ્તબકમાં બાકીના માત્ર ૭૪થી ૮૪ એવા અંક નોંધ્યા છે, પણ કૃતિઓનાં નામ નોંધ્યાં નથી. એ ૧૧ કૃતિ-ઓના આ પ્રકાશનમાં પૃષ્ઠાંક ૨૧થી ૨૯ છે.)

### સ્વપ્ન

૮૫ ઊભાં પાસે સામે ૮૧, ૮૬ તરલતા દગની ૮૨, ૮૭ અયિ ગુલાબ ૬૭, ૮૮ ચિર વિષાદ ૮૩, ૮૯ નવાં સ્વપ્નો ૮૨, ૯૦ માણ્યો પૂરો ( ), ૯૧ ડબ્લ્યુ બી. યેટ્સને ૧૫, ૯૨ દિગન્ત મહીં ૮૪, ૯૩ પ્રણયપ્રતીકે ૮૪, ૯૪ પ્રણયી થઇને ૮૪, ૯૫ નયન મહીં મેં ૮૪, ૯૬ રતિને ૮૫, ૯૭ જોઈશ આ ૬૧, ૯૮ આવે વસંત ૮૫, ૯૯ લઈ જ શકશે નહિ ૧૩૩, ૧૦૦ દિવસ એક જહીં મળવું થયું ( ), ૧૦૧ ખૂબ જતાં દિવસો ૨૫૫, ૧૦૨ જાસૂદ ૮૫, ૧૦૩ પ્રણયની ૨૫૬ (રેં માહરું મૂંઝ-વતી—નિર્વ્યાજ એ સ્મિત અહા), ૧૦૪ આકાશપુષ્પ સુરભિભર ૫૮, ૧૦૫ પાથેય જીવનનું ૮૬, ૧૦૬ પ્રતિપદ 'થવા ૫૦, ૧૦૭ આંખો ભરી ભરી ૮૬, ૧૦૮ વિશાલાક્ષી ૮૭, ૧૦૯ તિમિરગગને ૮૭, ૧૧૦ રાતાં યુવા–રુધિર–રંગી ૮૬, ૧૧૧ તને ગગનમાં જવા ૫૦, ૧૧૨ પિવાડયો છે તેં આ ૯૦, ૧૧૩ હૅન્ડગ્રૅગના અરીસામાં ૯૦, ૧૧૪ પ્રશાન્ત નમણી ૫૮, ૧૧૫ તું કોકિલા, તું જ વસંત ૬૪,

### કોકિલનીડ



### સ્વાધ્યાય



### ક્રન્દન



# પ્રથમ પંક્તિની અનુક્રમણિકા

## (અનુપૂર્તિ સાથે)